ચોપાની શુભેચ્છકના ગ્રાહકોને સને ૧૯૨૨ ની ભેટ.

# જ્યોતિ.

[illegible]

[illegible] સહિત )

સૌ. ભાનુમતી ત્રિવેદી.

શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને સને ૧૯૨૨ની ભેટ.

# જ્યોતિ.



( કવિ છોટાલાલ દલપતરામ કૃત " સ્વ. મગનલાલ દલપતરામ કવિ " ની જીવનરેખા સહિત. )



લેખકઃ-સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી.

—સાન્તાક્રુઝ.



પ્રકાશકઃ

છોટાલાલ દલપતરામ કવિ, મહુવા.



સં. ૧૯૭૯. સને ૧૯૨૩.

મૂલ્ય રૂપીઆ બે.

સ્વ. હરિપ્રસાદ હીરાલાલ કવિ



જન્મ –
સં. ૧૯૫૮ ભાદ્રપદ વદ ૬

અવસાન.–
સં. ૧૯૭૬ માગશીર્ષ સુદ ૯

સ્વ. ન્યાયમૂર્તિ

# મગનલાલ દલપતરામ કવિ.



લેખકઃ-

છોટાલાલ દલપતરામ કવિ, મહુવા.

# શ્રદ્ધાંજલિ.



## સ્વ. વડિલબંધુ મગનલાલ દલપતરામ કવિના ચરણે.

બાળપણામાં સાથે રમતા, સાથે સૂતા, હરતા ફરતા, નાતમાં મંદિરમાં સાથે જતા અને ત્રીજે માળ તમે ઘોડો થઇ મોમાં દોરી કે જનોઇની લગામ બનાવી મને ઘોડેસ્વારી શીખવતા, જાણે ભવિષ્યમાં મારે ઘોડેસ્વારી કરવી પડશે તે આપ જાણતા હશો નહિં ? ઉમરાળા અને કુંડલામાં સાથે રાખી કાયદાનો અભ્યાસ કરાવતા અને નોકરીમાં દાખલ થયા પછી દરેક દરબારી ટપાલમાં તાબાના નોકરો તથા ઉપરી સાથે તેમજ પ્રજાજન પ્રતિ કેવું વર્તન રાખી પ્રમાણિકપણે એકનિષ્ઠાથી રાજસેવા બજાવવી તે પાઠવતા; આપણા પૂજ્ય પિતાશ્રીનો પવિત્ર આદેશ પત્રદ્વારા સમજાવતા, જે ભવિષ્યમાં મને રાજા-પ્રજાની સેવા કરવામાં સહાયભૂત નીવડી મારા જીવનના આદર્શરૂપ બનેલ છે. તે સઘળાનું ગુરૂ તમે છો. ભાવનગર રાજ્યમાં એક મહાલમાં આપ ન્યાયમૂર્તિ ન્યાયાધિશ તરિકે અને હું વહીવટદાર તરિકે એમ આપણે સાથે રહી લોકસેવા બજાવીએ એ આપણા અન્તરની અનેરી અભિલાષા તો આપણા અન્તરમાં રહી ગઇ, પણ ઇશ્વરેચ્છા તો આપણી અભિલાષા અલ્પ સમયમાં જે દિવ્યરાજમાં આપ બિરાજો છો ત્યાં આવી આપણે સાથે દેવસેવા કરી પૂરી કરીશું-તે શ્રદ્ધાથી આજ બાવીસ વર્ષે આ શ્રદ્ધાંજલિ પ્રેમપૂર્વક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારી કૃતાર્થ કરશો. એજ વીનંતિ.

| | |
|---|---|
| મહુવા-સં. ૧૯૭૯ મહા શિવરાત્રી. | લી. આપના દુઃખી અનુજ છોટાલાલ દ. કવિના જય સ્વામિનારાયણ. |



સ્વ. મગનલાલ દલપતરામ કવિ.



જન્મઃ- સં. ૧૯૨૧ કાર્તિક વદ ૬

અવસાનઃ- સં. ૧૯૫૭ ભાદ્રપદ સુદ ૯

निंन्दतु नीति निपुणा यदि वा स्तुवन्तु ।

लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेच्छम् ॥

अद्यैव वा मरण मस्तु युगांतरे वा ।

न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥



નિન્દતુ નીતિ નિપુણા યદિવા સ્તુવન્તુ ।

લક્ષ્મીઃ સમાવિશતુ ગચ્છતુ વા યથેચ્છમ્ ॥

અદ્યૈવ વા મરણ મસ્તુ યુગાંતરે વા ।

ન્યાયાત્પથઃ પ્રવિચલન્તિ પદં ન ધીરાઃ ॥



ન્યાયમૂર્તિ

# મગનલાલ દલપતરામ કવિ

ભાવનગર સ્ટેટના દીવાની ન્યાયાધીશ તથા ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ.



ઈંદ્રવિજય છંદ.

રાખ થશે રણમાં બળીને બધી, કંચનના સરખી શુભ કાયા;
જાણુ જશે જુવતી જર જોબન, છે ઘડીવારની વાદળ છાયા;
મંદિર માલ મજૂસ મનોહર, મેલી જવી જગમાં બધી માયા;
પ્રિય સુણો દલપત કહે, શુભ કામ કર્યું નર તેજ કમાયા.

ક. દ. ડા.



છોટાલાલ દલપતરામ કવિ.

સ્વર્ગવાસી કવિ મગનલાલ દલપતરામનો જન્મ વૈરાટ નગર (ધોળકા) માં સંવત ૧૯૨૧ના કારતક વદી ૬ રવીવાર તા. ૨૦-૧૧-૧૮૬૪ માં થયો હતો. માતાનું નામ રેવાબાઈ હતું. તેમનામાં યથા નામ: તથા ગુણા: હતા. તેમની જ્ઞાતિ શ્રીમાળી બ્રાહ્મણ અને તેમનું ગોત્ર પારાશર અને સામવેદ તથા કૌથમી શાખા અને વશીષ્ઠ શક્તિ ને પારાશર એ ત્રણ પર્વ છે. શ્રીમાળી જ્ઞાતિમાં કવિ માઘ, તથા દંડી તથા કવિ દયારામના ગુરૂ ઇચ્છારામ ભટ્ટજી તથા કવિશ્વર દલપતરામ જેવા મહાન્ વિદ્વાનો થઇ ગયા છે. શ્રીમાળી બ્રાહ્મણનું મૂળ ઉત્પતિ સ્થાન મારવાડમાં આવેલું શ્રીમાલ નગર છે. તેને હાલ ભિન્નમાલ કહે છે. તેનું વર્ણન નીચે પ્રમાણે ગ્રંથોમાં આપેલું છે.

## શ્રીમાળ નગરનું વર્ણન.

શ્રીમાળ નગર ક્યાં આવ્યું ? શ્રીમાળ (હાલનું ભિન્નમાળ)-શ્રીમાળી બ્રાહ્મણ તથા શ્રીમાળી વાણીયાનું ઉત્પત્તિ સ્થાન-આબુ રોડ સ્ટેશનથી પચાસ માઇલ દૂર વાયવ્ય ખૂણામાં મરૂભૂમી-મારવાડના-એક ખુલ્લા મેદાનમાં લાંબી તથા એક ઉંચી ટેકરી ઉપર આવેલું છે. કાળ વશાત એ નગર લગભગ નિર્જન તથા નિર્જીવ થયું છે અને વેપાર નષ્ટ થયો છે છતાં આગળ ઘણું સમૃદ્ધીવાળું ગાઢ વસ્તીવાળું તથા અનેક તિર્થોથી સુશોભિત રાજનગર હતું અને બારમા સૈકા સુધી આ શહેરનું ગૌરવ તથા કીર્તિ જળવાઇ રહ્યાં હતાં. રાજ્ય સ્થાનમાંથી ગુજરાતમાં પ્રવેશ કરવાના એક મુખ્ય રસ્તાને મથકે એ નગર બાંધવામાં આવ્યું હતું, અને તેને લીધે રાજ્ય સત્તા તથા વેપા-

રનું મુખ્ય મથક થઈ પડ્યું હતું. મોગલ શેહેનશાહોના વખતમાં જોધપુર મહારાજ્યના જસવંત પુરા જીલ્લાનું એ મુખ્ય નગર હતું. જ્યારે જોધપુરના મહારાજા જસવંતસિંહજીએ ભિન્નમાળની બાજુમાં લોયાણા કરીને ગામ હતું તેના રાણા શાલજીએ જોધપુર રાજ્ય સામે બંડ ઉઠાવ્યું, તે સમાવી શાલજી પાસેથી લોયાણા સર કર્યું અને લોયાણાનું નામ બદલી જસવંતપુર નામ આપી તેને એ જીલ્લાનું મુખ્ય સ્થળ અને સ્થાણું કર્યું ત્યારથી ભિન્નમાળની અગત્યતા ઘટતી ગઇ, અને વેપાર બીજે રસ્તે ખેંચાઇ ગયો.

કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાળની તવારિખમાં લખ્યું છે કે જૂદા જૂદા યુગમાં આ નગરનાં જુદાં જુદાં નામો હતા. સત્યયુગમાં શ્રીમાળ, ત્રેતાયુગમાં રત્નમાળ, દ્વાપરમાં પુષ્પ માળ, તથા કળિયુગમાં ભિન્નમાળ એ નામે તે ઓળખાતું થયું. વળી એ જ તવારિખમાં લખ્યું છે કે પ્રથમ ભિન્નમાળ જળમય હતું. પણ પાછળથી ભ્રગુરૂષીએ સૂર્યનું આવાહન કર્યું, તેથી સૂર્યે રૂષીની ઇચ્છાથી જળ સુકવી નાંખ્યું અને ભિન્નમાળ જમીનનો પ્રદેશ થયો. વળી અસલ આ સ્થાન "ગૌતમ આશ્રમ"ને નામે પ્રખ્યાત હતું એમ શ્રીમાળ પુરાણમાંથી જણાય છે. આ શેહેરની સ્થાપના વિષે શ્રીમાળ પુરાણમાં તથા શ્રી રામલાલજીકૃત મહાજનવંશ મુક્તાવળી નામના જૈન પુસ્તકમાં જુદી જુદી કથાઓ આપી છે.

(૧) શ્રીમાળ પુરાણમાં નીચે પ્રમાણે કથા છે. એક વખત શ્રી વિષ્નુ ભગવાન લક્ષ્મીજીનું પાણી ગ્રહણ કરીને જતા હતા ત્યારે તેઓ નારદ મુનિના કહેવાથી શ્રીમાળમાં જ્યાં ત્ર્યંબક સરોવર છે ત્યાં આગળ ઉતર્યા અને સ્નાન કર્યું. આ સરોવરમાં સ્નાન કરવાથી લક્ષ્મીજી દુર્વાસાના શાપમાંથી મુક્ત થયાં અને દેવતાપણાને પામ્યાં– પછી બ્રહ્માદી દેવતાઓએ લક્ષ્મીજીની આદર થકી પૂજા કરી અને એમના પર દિવ્યગંધવાળાં [illegible]ની માળાઓની વૃષ્ટી કરીને પૃથ્વીનો

આ ભાગ ઢાંકી નાંખ્યો. પછી શ્રીલક્ષ્મીજીની આ પ્રદેશમાં સુંદર નગર બનાવવાની ઇચ્છા જાણી વિશ્નુભગવાને વિશ્વકર્મા પાસે મોક્ષને ઇચ્છ-નારાઓના મનને આનંદ પમાડે એવા દિવ્ય મેહેલોથી ભરેલું, સુંદર બાંધણીનું અતિ ઉત્તમ શેહેર બનાવ્યું અને પોતાના અસંખ્ય ગણોને મોકલી પવિત્ર અને પુણ્યકારી ક્ષેત્રોમાંથી સુંદર કાંતિવાળા, યશસ્વી, દેવના વ્રતમાં કુશળ, પરણેલા, પ્રિય ઇચ્છનાર, યુવાન, પચાસ હજાર મુનિ પુત્રોને તેડાવ્યા. લક્ષ્મીજીની આજ્ઞાથી આઠ સંપત્તિઓએ નગરના મેહેલોને સર્વ પ્રકારનાં રાચરચીલાંથી ભરી દીધાં. આ ઉત્તમ શેહેર જોઇ બ્રહ્માદિક દેવતાઓ લક્ષ્મીજી પ્રત્યે હાથ જોડીને બોલ્યા કેઃ—

"હે શ્રીલક્ષ્મીજી! જ્યારે તમે ત્ર્યંબક સરોવરમાં ન્હાઇ દેવ સ્વ-રૂપને પામ્યાં ત્યારે તમને અર્પેલી પુષ્પમાળાઓ વડે આ નગર ઢંકાઇ ગયું હતું. માટે આ શેહેરને શ્રીમાળ (શ્રી=લક્ષ્મી+માળ એટલે પુષ્પ માળા) નગર નામે પ્રસિદ્ધ કરો." લક્ષ્મીજીએ દેવતાઓની ઇચ્છા કબુલ રાખી. અને આ પ્રદેશ ત્યારથી શ્રીમાળનગર નામથી વિખ્યાત થયો. પછી વિશ્નુ ભગવાને તેડાવેલા પચાસહજાર બ્રાહ્મણોમાંથી પાંચહજાર બ્રાહ્મણોનો વિરોધ હોવા છતાં, બાકીના પીસતાળીસહજાર બ્રાહ્મણોની સંમતીથી આ નગરનું દાન ગૌતમ રૂપીને આપ્યું. આ પીસતાળીસ હજાર બ્રાહ્મણો શ્રીમાળી બ્રાહ્મણ તરીકે ઓળખાયા.

( ૨ ) શ્રી રામલાલજીકૃત મહાજનવંશ મુક્તાવળી નામના જૈન પુસ્તકમાં નીચે પ્રમાણે કથા છે. શ્રી મલ્લ નામના રાજાએ પો-તાની પુત્રી લક્ષ્મીજીના શીરોહીના પરમાર રાજા ભીમસેન સાથે વિવાહ કર્યા. તે વખતે આ નગર વસાવી તેનું દાન કર્યું, અને પાછળથી ભિમસેનના પુત્ર આસલે આ શેહેરને પોતાના દાદાના નામથી શ્રીમાળ એવા નામે વિખ્યાત કર્યું. આ કથા આ નગરની પ્રાચીનતા જોતાં માની શકાય તેમ નથી. શ્રીમાળ પુરાણમાં જણાવ્યા પ્રમાણે આ નગર પાંચ યોજન ફરતું તથા ચારે પાસ ચોખંડું હતું તથા ચારેપાસ ખાઇ

તથા કોટ હતા. તેને ચોરાશી દરવાજા હતા. ત્યાં અનેક તીર્થો, દેવ-સ્થાનો, સરોવરો, વેદશાળાઓ તથા મઠો હતા. વળી સુશોભિત ચૌટાં, દુકાનો તથા મહેલો પણ ઘણાં હતાં. તેની વસ્તીમાં પીસતાળી હજાર શ્રીમાળી બ્રાહ્મણ તથા ત્રીસ ગોત્રના નેવું હજાર વણીકો મુખ્ય હતા. તે ઉપરાંત કારિગરો, વસવાયાં તથા જુદા જુદા ધંધાર્થી માણસો મોટી સંખ્યામાં ત્યાં રહેતા હતા. આ નગરની પ્રાચીન ભવ્યતાનો તથા તેના મુખ્ય તીર્થ સ્થાનોનું વર્ણન જુદું આપ્યું છે તે ઉપરથી કંઇક ખ્યાલ આવશે.

**શ્રીમાળ નગરનું નામ ભિન્નમાળ કેમ થયું:**—શ્રીમાળ પુરાણમાં જણાવ્યું છે કે વિક્રમ સંવત ૧૨૦૩માં સનંદ નામના વણીકની પ્રાર્થના ઉપરથી લક્ષ્મીજી શ્રીમાળ છોડી પાટણ ગયાં અને આ નગરની દુર્દશા શરૂ થઈ. ત્યારપછીથી શ્રીમાળ નગર ભિન્નમાળ–જે સ્થળેથી લક્ષ્મીજીની માળા એટલે લક્ષ્મીજી દુર થઇ છે–એ નામે ઓળખાવા લાગ્યું. ભોજ પ્રબંધ તથા પ્રબંધ ચિંતામણીમાં લખ્યું છે કે ભોજ-રાજાના દરબારમાં માઘ નામનો એક પ્રખ્યાત શ્રીમાળી બ્રાહ્મણ કવિ હતો. તે ઉદાર અને ખર્ચાળ હતો. તેના ઉપર ભોજરાજાની પરમકૃપા હતી. અને મોટાં મોટાં દાનો મળતાં છતાં તેની ઉદારતાને લીધે હમેશાં દરિદ્ર સ્થિતિ ભોગવતો. અને અવસાન વખતે પણ તે લક્ષ્મીહીન હતો. તે ઉપરથી દરબારમાં શ્રીમાળ નગરનું નામ પલટી ભિન્નમાળ રાખવામાં આવ્યું. આ કથા કપોળ કલ્પીત લાગે છે. ગુજરાત ગેઝેટીયરમાં લખવામાં આવ્યું છે કે ગુર્જર રાજાઓ તીર કામઠાની વિચક્ષણતાથી ભિલ્લ કહેવાયા હોય અને તે ઉપરથી આ નગરનું નામ ભિલ્લમાળ–ભિન્નમાળ પડયું હોય. આ માત્ર અનુમાન છે. સને ૧૯૦૮ના આરકીઓલોજીકલ સર્વેના રીપોર્ટમાં લખતાં મી. ડી. આર ભંડારકર જણાવે છે કે આ સ્થળનું મૂળ નામ ભિલ્લમાળ–ભિન્નમાળ હોવું જોઇએ અને શ્રીમાળ તથા ભિન્નમાળ એ પાછળથી સંસ્કૃતમાં

રૂપાંતર કરેલાં નામો હશે. એક સ્થળે આ નગરનું મુળનામ ભિડમાળ હતું એમ જણાવવામાં આવ્યું છે.

અણહીલવાડ પાટણ સ્થપાયાથી તથા શ્રીમાળના રાજાઓની નબળાઈથી તથા સાત દુકાળ પડવાથી ૧૧૭૬થી શ્રીમાળ નગરની જાહોજલાલી નષ્ટ થઈ, વેપાર નષ્ટ થયો, સમૃદ્ધિ ઘટી અને વસ્તી બીજા નગરોમાં જઈ વસી. નવા નગરો સ્થપાયાથી રાજસત્તા પણ દુર થઈ. અને અંતે રજપૂતાનાનું–મારવાડનું આ સુપ્રસિદ્ધ શહેર નિર્જન ગામડાની સ્થિતિમાં આવ્યું. આથી મૂળનામ શ્રીમાળમાં રૂપાંતર થઈ તે ભિલ્લમાળ કે ભિન્નમાળ કહેવાયું હોય એ સ્વાભાવિક છે.

કવિશ્વર દલપતરામે એક સ્થળે લખ્યું છે કે:—

અગીયારસેંહ છોતેરનો દુકાળ,
ભાગી પડયું તે પુર ભિન્નમાળ;
રાજા હતો પાટણ સિદ્ધરાજ,
તેડાવી રાખ્યો સઘળો સમાજ.

**શ્રીમાળ-ભિન્નમાળના રાજ્યકર્ત્તા:**—ઇ. સ. ૧૫૮૩ માં મુગલ શહેનશાહ અકબરે રાજ્ય વ્યવસ્થાને અંગે ભિન્નમાળને મારવાડ વિભાગમાં મુક્યું. ત્યાં સુધી તે ઉત્તર ગુજરાત (આનર્ત દેશના) એક ભાગમાં ગણાતું. અને ભિન્નમાળના તે વખતના રાજ્યકર્ત્તાઓનો ઇતિહાસ, આખા ગુજરાતના રાજ્યકર્ત્તાઓના ઇતિહાસ જોડે એટલો બધો સેળભેળ થયો છે કે તેના રાજ્યકર્તાઓનો ઇતિહાસ છુટો મળી શકતો નથી. રા. બ. ગોવિંદભાઈના ગુજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપરથી જણાય છે કે પુરાણો પ્રમાણે આનર્ત દેશનો પહેલો રાજા મનુનો પૌત્ર આનર્ત હતો. આનર્તનો પુત્ર રેવત થયો. અને રેવત પછી તેનો પુત્ર રૈવત ગાદીએ આવ્યો. પુરાણ પ્રમાણે રૈવતે આનર્ત દેશ ગુમાવ્યા પછી તેના ઉપર યાદવોનું રાજ્ય થયું. અને કૃષ્ણના બંધુ

બળરામ આનર્તના પહેલા યાદવ રાજા થયા. ઈ. સ. પૂર્વે ૧૩૯૦ માં યાદવાસ્થળી થઈ. રાજ્યગાદી માટે યાદવો માંહો માંહે વિગ્રહ કરી નબળા પડયા અને આનર્ત દેશ ગુમાવ્યો. યાદવાસ્થળી પછી ઇ. સ. પૂર્વે ૩૧૯ માં ગુજરાતમાં મૌર્યવંશના રાજા થયા ત્યાં સુધીનો ભિન્નમાળના રાજ્યકર્તાઓનો ઇતિહાસ જાણવાને સાધન નથી. પણ આ વખતે ગુજરાત દેશ મ્લેચ્છ દેશ ગણાતો હતો. તેથી પરદેશી લોકો જેઓને હીંદુઓ મ્લેચ્છ નામથી ઓળખતા તેઓએ રાજ્ય કર્યું હશે. ઈ. સ. પૂર્વે ૩૧૯થી ૧૯૭ સુધી ગુજરાતપર મૌર્યવંશનો અમલ થયો. ઈ. સ. પૂર્વે ૨૦૦ વર્ષ ભિન્નમાળમાં પરમાર રજપૂતો રાજ્ય કરતા હતા એમ ગુજરાત સર્વ સંગ્રહ તથા અન્ય ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે. ટોડ રાજ્યસ્થાનમાં તથા અક્ષયકુમાર મઝમુદારના હિંદુસ્તાનના ઇતિહાસપરથી જણાય છે કે પરમાર એ મૌર્ય અથવા મોરી વંશની એક શાખા હતી. મૌર્યવંશ પછી ગ્રીક બાકટ્રીયન રાજ્યનો અમલ થયો. તેમનો પરાજય કરી ક્ષત્રપોએ ગુજરાત સર કર્યું. તેમનો અમલ ઇ. સ. પૂર્વે ૭૦ થી ઇ. સ. ૩૯૮ સુધી રહ્યો. આ ક્ષત્રપ ( શક–સીથી અન–નાગ–તક્ષક–યક્ષ ઇત્યાદી ) વંશના મૂળ પુરૂષ સુપ્રસિદ્ધ કનિષ્કને, કેમ્પબેલ કૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાળની ત્વારીખમાં શ્રીમાળનો ઉદ્ધારક કહ્યો છે અને શ્રાપુંજથી ઓળખવામાં આવ્યો છે. આના સંબંધમાં શ્રીમાળ પુરાણમાં કથા એમ છે કે જ્યારે વિશ્નુ ભગવાને પીસ્તાળીશ હજાર આંગિરસ કુળમાં (અંગીરાના કુળમાં જન્મેલા ) શ્રીમાળીઓના કહેવાથી શ્રીમાળ નગરનું દાન ગૌતમ રૂષીને આપ્યું ત્યારે પાંચ હજાર સૈંધવારણ્ય વાસીઓ ( સીંધુ દેશના જંગલના વાસીઓ ) પુસ્કરણાઓ રીસાઇને શ્રીમાળ છોડીને ચાલ્યા ગયા અને આંગિરસ બ્રાહ્મણોના નાશને માટે સૂર્યની તપશ્ચર્યા કરી એક સારિકા નામની રાક્ષસીને શ્રીમાળમાં મોકલી. આ સારિકા બ્રાહ્મણોની પ્રત્યેક કન્યાને પરણતી વખતે માંહ્યરામાંથી ઉચકી લઇ પાતાળમાં સંતાડવા લાગી. આવી રીતે કન્યાઓનું હરણ

થવાથી શ્રીમાળી બ્રાહ્મણો બહુ દુઃખી થયા અને શ્રીમાળ છોડી આબુ ચાલ્યા ગયા. અને શ્રીમાળ નગર ૧૬૪ વર્ષ ઉજ્જડ રહ્યું. એક વખતે શ્રીપુંજ (કનિષ્ક) નામનો રાજા મૃગયા ખેલતો શ્રીમાળમાં આવી ચઢ્યો, અને ત્યાં આવેલા બ્રહ્મકુંડમાં ન્હાવાથી તેનો કોઢનો રોગ મટી ગયો. આ ઉપકારના બદલામાં આ નિર્જન દેશ વસાવવા માટે તેના મૂળ વતનીઓને સારિકાથી અભય આપી પાછા તેડાવ્યા અને અને સારિકાને પકડી તેની પાસે અભય લઇ શ્રીમાળવાસીઓને ભયમાંથી મુક્ત કર્યા. હાલ પણ શ્રીમાળી બ્રાહ્મણોમાં લગ્ન વિધિમાં આ રાક્ષસીનું ઉંટા નામથી પુજન અરચન કરવામાં આવે છે. તે ચાલ સારિકા રાક્ષસીથી પડયો હોય એમ જણાય છે. આપણાં લગ્ન વિધિમાં આવાં ઘણાં રહસ્યો ઉંડા ઉતરીને જાણવા જેવાં છે પણ હાલ તો આપણે સમજ્યા વગર કર્યા જઇએ છીએ. કનિષ્કે ભિન્નમાળની સત્તા મળ્યા પછી તેને સારી સ્થિતિ ઉપર મુકવા પુષ્કળ શ્રમ તથા ખર્ચ કર્યો. ભિન્નમાળનાં સૂર્ય તથા ચંડીશનાં મંદિરો તથા કરાડ સરોવર તથા ભિન્નમાળથી સાત ગાઉ દૂર પૂર્વમાં છકલા ગામમાં કનકાવતી નામની નગરી એ રાજાએ બંધાવેલાં છે. ક્ષત્રપો પછી ગુપ્તવંશના રાજાઓ ઈ. સ. ૪૧૦ થી ૪૭૦ સુધી થયા. ત્યારપછીના એક સૈકાનો ઇતિહાસ અચોક્કસ છે. ઇ. સ. ૪૩૮માં ભિન્નમાળપર રાક્ષસો ચઢી આવ્યા હતા એમ લોક વાયકા છે. એ રાક્ષસો કઈ જાતના હતા તે માટે કાંઈ લેખ નથી. પરંતુ તે વખતે ઉત્તર હીંદુસ્તાનમાં હુણ નામની અનાર્ય પ્રજા ચઢી આવી હતી અને તેમને રાક્ષસ કલ્પ્યા હોય એ સંભવિત છે. ઇ. સ. ૫૫૦માં ગુર્જર લોકો ભિન્નમાળના રાજ્યકર્ત્તા હતા એમ ચોક્કસ જણાય છે. ઇ. સ. ૯૫૩ ના અરસામાં સોલંકી રાજા ભીમસેનના વખતમાં અરાઢહજાર ગુર્જરો ભિન્નમાળ છોડી માળવાને રસ્તે ખાનદેશ ગયા. આ સમય પછી ગુર્જર રાજ્યના ત્રણ વિભાગો પડેલા અને ભિન્નમાળ પરમાર રજપૂતોના હાથમાં આવેલું જણાય છે. ઇ. સ. ૧૧૮૩ના અરસામાં નાંદો-

લના ચોહાણ વંશે ભિન્નમાળ લીધું. ઈ. સ. ૧૩૦૦ ના અરસામાં ભિન્નમાળ રાઠોડના હાથમાં ગયું. ચોહાણોએ પાછું ભિન્નમાળ મેળવ્યું. પણ થોડા વખતમાં રાઠોડના હાથમાં ગયું. ત્યારપછી રાઠોડ પાસેથી અફઘાનોના હાથમાં એ પ્રદેશ ગયો. અફઘાનો પાસેથી પઢીયાર રજપૂતોએ ભિન્નમાળ મેળવ્યું. અને તેમના હાથમાંથી રાઠોડોએ પાછું સર કર્યું અને અદ્યાપિ પર્યંત તેમને હસ્તક છે.

ગુજરાત ગેઝેટીયરમાં આપેલી ભિન્નમાળની તવારીખમાં શ્રીમાળ નગરના નાશ તથા ઉદ્ધારની કેટલીક સાલો આપેલી છે. તે ઇતિહાસ પ્રિય પુરૂષને ઉપયોગી થઇ પડશે એમ ધારી અત્રે આપવામાં આવી છે.

ઈ. સ. ૨૬૯માં શ્રીમાળ ઉપર પહેલ વહેલો નાશકારક હુમલો.

ઇ. સ. ૪૩૮માં રાક્ષસોનો હુમલો.

ઇ. સ. ૬૬૪માં શ્રીમાળ નગર ફરીથી બંધાયું.

ઈ. સ. ૮૪૦માં દુશ્મનોનો હુમલો.

લોકાગચ્છની પટાવળીમાં જણાય છે કે ઇ. સ. ૧૧૭૫થી ૧૧૮૭ સુધી મારવાડમાં દુકાળ હતો. અને તેથી ભિન્નમાળ તુટયું. સોહકુલ રત્ન પટાવળીમાં જણાય છે કે સં. ૧૩૧૩ માં રાવ કાન્હદેએ ભિન્નમાળ પાછું વસાવ્યું.

**શ્રીમાળ નગરનો હાલનો દેખાવઃ**—શ્રીમાળનું પુર્વોક્ત ગૌરવ તથા મહાત્મ્ય અનેક કારણોને લઇને અત્યારે નષ્ટ થઇ ગયું છે. અને દેવાલયો, સરોવરો, કીલ્લાઓ વગેરેનાં ખંડેરોજ શ્રીમાળની શોભા વર્ણવી રહ્યાં છે. દીલગીરીની વાત એ છે કે આવું ઉત્તમ પવિત્ર નગર સત્તાધિશોની વિચિત્ર રાજનીતિને લીધે આજે સ્મશાનની સ્થિતિએ પહોંચ્યું છે. કુદરતના કાર્ય ઉપરાંત સ્થાનિક તથા પરદેશી લોકોએ ઇંટ તથા પથરાને માટે અસલના બાંધકામો નષ્ટ કરી નાંખ્યાં છે. અને તે બાંધકામો સમરાવવાને અથવા સારી સ્થિતિમાં લાવવાને લોકો અથવા

સત્તાધીશો તરફથી કાંઇપણ થતું નથી. જે નગરમાં એક વખતે નેવું હજાર વાણીયા, પીસ્તાળીસ હજાર બ્રાહ્મણો, તથા બીજી અન્યજ્ઞાતિઓ મળી લગભગ રાા લાખ માણસો હતા, અનેક ધનવાનો હતા, અનેક વેપાર તથા ઉદ્યોગો હતા, તે શહેર આજે (ઈ. સ. ૧૮૯૧ના વસ્તી પત્રક પ્રમાણે) ૧૫૦૦ ઘરના ૮૫૦૦, મોટે ભાગે ખેતીપર ગુજરાન કરનાર, ગરીબ માણસોથી વસેલું છે. ઇ. સ. ૧૬૧૧ માં એક ઇંગ્રેજી વેપારી નિકોલસ ઉફ્લેટ ભિન્નમાળને ૩૬ માઇલ એટલે ૨૪ ગાઉના ઘેરાવાવાળું તથા ઘણાં નાશ પામતાં તળાવો તથા કિલ્લાવાળું જણાવ્યું હતું. તે આજે અનેક ખંડેરોવાળું અરણ્ય છે. શહેર બહારના જુના દરવાજાઓ) ઉત્તરે ઝાલોર દ્વાર, પશ્ચિમે સાંચોર દ્વાર (પપાલદ્વાર) ઈશાન કોણમાં સૂર્ય દ્વાર, અગ્નીકોણમાં લક્ષ્મી દ્વાર, અને દક્ષિણે ગુજરાતદ્વાર નાશ પામ્યાં છે. અને ભિન્નમાળની તળેટીની આસપાસની કિલ્લેબંદી એટલી બધી જીર્ણ તથા નાશ થઇ છે અને શહેરના તળાવોના કાંઠાની હારો જોડે એટલી બધી મળી ગઇ છે કે તે ફક્ત ચિન્હ માત્ર રહી છે. શહેરની ચારે બાજુ થોર તથા કાંટાની વાડો અથવા લોકોની વાડીઓ તથા ખેતરો આવી રહેલાં છે. શહેરની અંદર અહીં તહીં રસ્તાપર આવેલા રબારી, ભીલ તથા મહાજનનાં છુટાં છવાયાં ઝુંપડાંઓ જુની કિલ્લાબંદીના ઢગલાઓ તથા આમતેમ વીખરાએલી પડેલી ૫૦૦થી ૮૦૦ ફીટ ઉચી ટેકરીઓ, હાલનાં સમયનાં બાંધેલાં અથવા સમરાવેલાં થોડાંક ગણ્યાં ગાંઠયાં મકાનો તથા દેવાલયો તથા શ્રીમાળના ખંડેરો સિવાય ભિન્નમાળ આજે એક ખુલ્લું લાંબું નિર્જન ઉચું નીચું ખાડાખાબોચીઆવાળું મેદાન-જંગલ થઇ રહ્યું છે.

## ભીન્નમાળના જોવા લાયક સ્થળો તથા ખંડેરો.

ભિન્નમાળની અંદર હાલમાં જોવા લાયક સ્થળો પણ થોડાં છે. પરંતુ પ્રાચીન ખંડેરો અને તેનો ઇતિહાસ આરકીયોલોજી અને

એથનોગ્રાફીના અભ્યાસીની જીજ્ઞાસાને તૃપ્ત કરે તેવાં છે. પારસનાથનાં ચાર દહેરાઓ તાજાં સમરાવેલાં દેખાય છે. શેહેરના પૂર્વ ભાગમાં વરાહી ભગવાનના (બરાહી) મદીરની દક્ષિણે એક વિશ્રાંતિ સ્થાન છે. ભિન્નમાળની દક્ષિણે એક નાનું મંદિર છે. તેમાં એ નાગની ફણા ઉપર માતાજીની મૂર્ત્તિ પધરાવેલી છે. આ ગ્રામ્ય દેવીનું મંદિર હોય એમ જણાય છે. અને તે રાંકાઇની કુળ દેવી હોય એવો તેના ઉપર લેખ છે. આ ઉપરાંત ગામની અંદર પોસ્ટ ઓફીસ, ગામઠી નિશાળ, નાની હોસ્પીટલ, પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસ તથા મારવાડી વીશી છે. ભિન્નમાળનાં મુખ્ય ખંડેરોમાં દક્ષિણે એક ટેકરી ઉપર જગસોમ (જગતસ્વામી) સૂર્યનું નાશ પામેલું મંદિર છે. શ્રીમાળ પુરાણમાં જણાવ્યા પ્રમાણે નહુષના પુત્ર અયાતિએ ઉગ્ર તપ કરી સૂર્યને પ્રસન્ન કરી તેમની આજ્ઞાથી આ સ્થળે સૂર્યમંદિર બંધાવ્યું હતું. ઈ. સ. ૧૪૦૦માં ભિન્નમાળ પડી ભાંગ્યા પછી ત્યાંની મુખ્ય દેવીઓની મૂર્ત્તિઓ પાટણ લાવવામાં આવી હતી, અને તેમાં મુખ્ય મહાલક્ષ્મીની ચંદન કાષ્ટની મૂર્ત્તિ છે જે હાલ પણ પાટણમાં બિરાજે છે, અને તેની સેવા શ્રાવકોને હસ્તક છે. એ મૂર્ત્તિની બે બાજુએ એક સૂર્યની કાષ્ટ મૂર્ત્તિ અને બીજી બાજુએ સૂર્ય પત્નિ રાંદલ અથવા રણુદેવીની કાષ્ટની મૂર્ત્તિ છે. તે આ સૂર્ય મંદિરમાંથી આણેલી જણાવવામાં આવે છે. એક સ્થળે આ મંદિર શ્રી પુંજ જેને જગસોમ અથવા કનક (કનિષ્ક) એવા નામોથી ઓળખાવવામાં આવે છે તેણે બંધાવેલું જણાવવામાં આવે છે, અને પોતાના સાર્વભૌમ અધિકારના ચિન્હ દાખલ તેને જગ સોમ–જગત સ્વામીનું નામ આપ્યું હોય. આ મંદિર ઉપર સંવત ૧૧૧૭ના મહા સુદ ૬ ને રવેડનો લેખ છે. તે ઉપરથી જણાય છે કે એ મંદિર બે ઓસવાળ તથા એક પોરવાડ વણીકે પરમાર રાજા કૃષ્ણુદેવના સમયમાં સમરાવેલું હતું. આ દેવળની પાસે પૂર્વે સર્વસીદ્ધીદાશ્રમ હતો એમ શ્રીમાળ પુરાણમાં ઉલ્લેખ છે. આ દેવાલયની પશ્ચિમે લગભગ ૫૦ વાર દૂર “ગુજરાત દરવાજા” તથા એક વાવના ખંડેરો જણાય

છે. આગળ દક્ષિણે સો વાર દૂર નવ લખેશ્વર મહાદેવનું મંદિર છે, જે શ્રીમાળ પુરાણમાં જણાવેલું પ્રયુતેશ્વર મહાદેવનું મંદિર હોય એમ ધારવું છે. આ મંદિરથી થોડે દૂર એક મોટા ચોગાનમાં હનુમાનની મોટી મૂર્તિ તથા સિદ્ધિ વિનાયક ગણપતિનું ઘુમટવાળું મંદિર છે. થોડેક દૂર બ્રહ્મકુંડ આવેલો છે. અને તેની બાજુએ પાતાળેશ્વર તથા ચંડી દેવી અને ચંડેશ્વરોના મંદિરો છે. આ બ્રહ્મકુંડથી ઇશાન ખુણામાં લગભગ ચાળીસ વાર દૂર લક્ષ્મી સ્થળના નામથી ઓળખાતો ખરી પડેલો માટીનો ઢગલો છે. અહીં અસલ મહાલક્ષ્મીનું મંદિર હતું. બ્રહ્મકુંડથી આગળ ચાલતાં ખંડાળીયાનું જળાશય તથા જગેશ્વર અથવા જયેશ્વરનું મંદિર આવે છે. જુના વખતમાં આ મંદિર પાસે નાગિની તથા સુકુલુનિ દેવીઓનાં સ્થાનક હતાં—એમ જણાય છે. અને તેની બાજુએ જુની વિદ્યાશાળા ( સંસ્કૃત પાઠશાળા )નાં ખંડેરો દેખાય છે. કહેવાય છે કે ભીલ્લ લોકોના ત્રાસથી કંટાળી આ વિદ્યાશાળાના વિદ્યાર્થીઓ ધોળકે ચાલ્યા ગયા હતા. કવિ માઘ ( ઈ. સ. ૧૦૧૦–૧૦૪૦ ) આ વિદ્યાશાળામાં શીખ્યા હતા. શેહેરના સીમાડાની બહાર અને વિદ્યાશાળાથી લગભગ ૩૦૦ વાર દૂર નિંબાળી સરોવરના ખંડેરો છે. આ તળાવથી અરધો એક માઇલ દૂર ગૌણી સરોવરના ખુલ્લા કિનારાઓ દેખાય છે. આ કુંડનાં કેટલાંક પગથીઆ હાલમાં છે. જે ગૌઘાટ તરીકે ઓળખાય છે. આ ગૌણી કુંડથી સેહેજ આઘે શ્રીમાળી મહાજનો તથા ઉચ્ચ વર્ણના હિંદુઓની બાળવાની જગ્યાછે. આ સ્મશાન મુકીને થોડે આઘે તલબી સરોવરનાં ખંઢેરો છે. અને આ સરોવરની પાસે ત્ર્યંબકેશ્વર મહાદેવનું મંદિર છે. અને થોડેક છેટે કરાડ સરોવર શરૂ થાય છે. કહેવાય છે કે આ સરોવર કનિષ્કે અથવા કનકસેને બંધાવ્યું હતું. આ કરાડ સરોવરના દક્ષિણ કિનારા ઉપર ઝાલોર દૂર્ગ (સુવર્ણ દૂર્ગ ) સુધી લંબાતા કિલ્લાબંધીના ખંડેરો છે અને કિલ્લાબંધીની પેલી તરફ મહેશ્વર મહાદેવનું મંદિર છે. પશ્ચિમ કિનારે એક ખુલ્લી જગ્યામાં કિરાતેશ્વર મહાદેવનું એક સ્થાનક છે. કરાડ સરોવરના ઉત્તર

તથા વાયવ્ય કોણ તરફ બ્રહ્મ સરોવર, વન કુંડ, ગૌતમ કુંડ, તથા યક્ષ કુપ નામના ચાર મોટાં તળાવો આવ્યાં છે. આ ગૌતમ કુંડની વચ્ચે એક નાનો ટાપુ છે, જેના પર ગૌતમ આશ્રમનાં ખંડેરો જણાય છે. આ તળાવમાં આખું વર્ષ પાણી રહેછે. આ સરોવરના દક્ષિણ કિનારે ભૈરવનું મંદિર છે તથા એક ભાંગી ગએલી મસીદ છે. આ સરોવરના ઉત્તર કિનારા પર પૂર્વ બાજુ તરફ એક ઝાડના થડને અઢેલી એક મોટી બેઠેલી મૂર્ત્તિ છે. અને જો કે તેનું કેટલુંક અંગ ભાંગી ગયું છે છતાં પણ હજી સુધી તેની પૂજા થાય છે. કોઇ યક્ષ રાજાએ આ તળાવ બંધાવ્યું છે, તેની આ મૂર્ત્તિ હોય એમ માનવામાં આવે છે. શ્રીમાળ પુરાણમાં આ મૂર્ત્તિ કુબેર નામના યક્ષની હોય એમ જણાવવામાં આવ્યું છે. એમ કહેવાય છે કે અસલ આ મૂર્ત્તિ હાલના સ્થાનથી વીશેક કદમ દુર હતી, અને ત્યાં હજી કોઇ મંદિરનાં ખંડેરો જણાય છે. થોડેક છેટે બે મુસલમાનોની કબરો છે. એમ કહેવાય છે કે લગભગ ૪૨૫ વર્ષ પહેલાં શ્રીમાળનાં રક્ષણને માટે લઢતાં ગજની ખાન અને હમાલખાન નામના બે મુસલમાનો ઝાલોર આગળ મરી ગયા હતા–તેની આ કબરો છે. આ કબરોથી સેહેજ દૂર ઉત્તરે દાદેલી નામનો એક કુવોછે, અને દોઢસો વાર ઉત્તરે નિલકંઠ મહાદેવનું મંદિર છે. યક્ષ સરોવરની દક્ષિણે અડધોએક માઇલ દૂર મોટા બાણ સરોવરના ઉઘાડા કિનારા છે. અને આ સરોવર વચ્ચે લખારા નામનો એક ટાપુ છે. આ સરોવર પાસે એક ૫૦૦ ફીટ ઉંચા સુંધ (સૌગંધિક) પર્વત ઉપર શ્રીમાળની લક્ષ્મી (ચામુંડા)ના તથા સુંધ માતાનાં મંદીરો છે. સને ૧૮૭૮ ના ડીસેમ્બર માસના બુદ્ધી પ્રકાશના અંકમાં ચામુંડા દેવીના મંદિર માટે અભિલેખ છે. આ મંદિર સુંધ પર્વત ઉપર આવેલું છે. તે ઉપર જવાનો માર્ગ સાંકડો અને વિકટ છે, અને મધ્યમાં જળ પ્રવાહ છે. આગળ ચાલતાં મોટું રમણિય વન આવેછે. અને તેમાં મોટી મોટી ગુફાઓ આવે છે. એક ગુફામાં ગુર્જરાધિપતિ ચામુંડ રાજાએ ચામુંડ દેવીનું આરસ પહાણનું મંદિર બંધાવેલુંછે અને

તેના જાળીઆ બારીઆ, ગોખ ઝરૂખા વગેરે પર્વતના પત્થરમાં કોરી કાઢયાં છે તથા મંદિરના થાંભલા એવી રીતે ગોઠવ્યા છે કે ગણીને ફરી આવતાં પ્રથમનો થાંભલો ભુલી જવાય. મૂર્ત્તિ કાળા પાષાણનીછે અને દંત કથા પ્રમાણે દેવી પર્વત ફાડી પ્રગટ થયાં છે. આ ગુફાની બાજુમાં બીજી ગુફા છે તેમાં મહાદેવનું લીંગ છે. સ્થળ સંકોચને લીધે બીજા દેવાલયો તથા કુંડ અને સરોવરની વિગત આપી નથી તેમજ દંત કથાઓ પણ અત્રે જણાવી નથી.

આ શ્રીમાળ નગરમાં ચારે વેદના વિદ્વાન બ્રાહ્મણો રહેતા હતા. સને ૧૧૭૬–૧૧૮૨ સુધીમાં સાત દુકાળી પડવાથી આ પ્રાચીન અને પૂર્ણ વૈભવશાળી શેહેર ભાંગી પડયું અને નગરજનો ગુજરાત, તથા કાઠીઆવાડ વગેરે સ્થળે રહેવા ચાલ્યા ગયા.

## કવિશ્વરનું કુટુંબ.

કવિશ્વરનું કુટુંબ કયારે અને કયાં ગયું અને પહેલા મુળ પુરૂષ કોણ બહાર રહેવા ગયા તે જાણવામાં નથી. પણ તેમના વડવાઓ કાઠીઆવાડમાં હાલારમાં આવેલા ધ્રોળમાં રહેતા હતા. ધ્રોળ કાઠીઆવાડની છોટી કાશી ગણાય છે. તેમાં ત્રણ તો બ્રહ્મપોળો છે. તે ત્રણેમાં શ્રીમાળી બ્રાહ્મણો રહેતા હતા. તેમાંની એક બ્રહ્મપોળમાં કવીશ્વરના વડવાઓ રહેતા હતા અને હાલ પણ તે ઘર બતાવવામાં આવે છે. ધ્રોળથી કવિશ્વરના વડવા જામનગર રહેવા ગયા હતા અને જામનગરથી ઝાલાવાડમાં વઢવાણ શહેરમાં રહેવા માટે કવિશ્વરના પિતા ડાહ્યાભાઇ વેદીઆ આવ્યા હતા. વઢવાણ શહેરનું નામ વર્ધમાનપુરી હતું અને રાણકદેવડીએ તેના પાદર ભોગાવામાં સતી થઇને તે શહેરને પવિત્ર અને યાત્રાનું સ્થળ બનાવ્યું છે. તેના રાજકર્તા ઝાલાવંશના છે. કવિશ્વરના પિતા ડાહ્યાભાઇ અગ્નિહોત્રી હતા–વેદીઆ હતા. અત્યારે પણ ઘરનો એક ભાગ યજ્ઞશાળાના નામથી ઓળખાય

છે. ડાહ્યાભાઇ વેદીઆને બે પુત્ર હતા. એક કવિશ્વર દલપતરામ તથા બીજા દીનકરરામ હતા. બંનેના ઘરો વઢવાણ શહેરમાં નાના દેરાપાસે જોડા જોડ આવેલાં છે. તેમાં કવિશ્વરના ઘરમાં હાલ ભાઈ મોહનલાલ સહકુટુંબ રહે છે અને દીનકરરામનું ઘર તેમની એકની એક દીકરી જીવી જેને ધ્રાંગધ્રે ઓઝાવાળામાં પરણાવેલી હતી અને જેને એક દીકરો છે અને જે જીવી ગુજરી ગએલા છે તેનાં તે ઘર છે. કવિશ્વર દલપતરામે એક જગાએ લખ્યું છેઃ—

બાપ અહમદાવાદીનો, ઝાલાવાડી આપ,
પણ તેનો તો નગરીયો, તસ્ય ધ્રોળીયો બાપ.

સને ૧૮૬૮માં ભરૂચમાં સંગ્રહસ્થાન ભરાયું હતું. તે જોઇને ગુજરાત, નગર અને ધ્રોળના કેટલાક નાના તાલુકદારો પાછા પોતાને વતન જતાં રસ્તામાં અમદાવાદ જોવા માટે અમદાવાદમાં રોકાયા હતા, અને અમદાવાદમાં સ્વામીનારાયણના વંડામાં ઉતર્યા હતા. તેઓ બધા એક બીજાના વેવાઇ વેલા થતા હતા તેથી તેઓ એક બીજાની મીઠી મશ્કરીઓ કરતા હતા. એક બીજા ટોળમાં કહેતા કે અમે તમારા બાપ છીએ. એમ એક બીજાની મશ્કરી કરતા હતા. તેવામાં કવિશ્વર દલપતરામને તેડવા મેકલેલા તે આવ્યા ત્યારે તે બધા છાના રહી ગયા અને તેમાંથી એક જણે કહ્યું કે લ્યો આ કવિશ્વર આવ્યા; તેમને આપણે પૂછીએ. તે પ્રમાણિક માણસ છે માટે કોઇનો પક્ષ રાખ્યા વિના જેવું હશે તેવું કહેશે. તેમ કહીને કવિશ્વરને વાત કહી સંભળાવી કે આ ઝાલાવાડવાળા ગુજરાતવાળાને કહે છે કે અમે તમારા બાપ થઇએ અને નગરવાળા ઝાલાવાડવાળાને કહે છે અમે તમારા બાપ થઇએ ત્યારે નગરવાળા ધ્રોળવાળાને કહે છે કે અમે તમારા બાપ થઇએ તો તમે ત્રાહીત માણસ છો તો વ્યાજબી ઇન્સાફ આપો. ત્યારે કવીશ્વરે વિચાર કરીને ઉપરની કવિતા સંભળાવી. તે સાંભળીને સહુ ઠાકોરો ચુપ થઇ ગયા અને અંતર અંદર મુંઝાવા લાગ્યા અને

સ્વ. કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ.



તેમાંથી એક જણ બોલી ઉઠયો કે કવિશ્વર તમને આમ કહેવું ના ઘટે. અમે તો એક બીજાના વેવાઈ વેલા થયા એટલે એક બીજાની મશ્કરી કરીએ પણ તમારે એમ કહેવું ના ઘટે. ત્યારે કવિશ્વરે કહ્યું કે મેં કાંઇ તમને કહ્યું નથી. મેં તો મારી વાત કરી છે તે એવી રીતે કે મારા દીકરાનો જન્મ અમદાવાદમાં અને મારો જન્મ ઝાલાવાડમાં તેથી અમદાવાદીનો બાપ હું ઝાલાવાડી, અને મારા બાપ ડાહ્યાભાઇનો જન્મ નગરમાં. તેથી હું ઝાલાવાડીનો બાપ નગરીઓ, અને ડાહ્યાભાઇના બાપ ત્રંબકરામનો જન્મ ધ્રોળમાં થયો હતો તેથી નગરીયાનો બાપ ધ્રોળીઓ એમ કહ્યું છે. મેં મારી વાત કરી છે. આ સાંભળીને ઠાકોરો બહુ રાજી થયા.

## વઢવાણ શહેરનું વર્ણન.

### ચંદ્રવળા છંદ.

સોરઠ દેશ તણે શીમાડે, વડું શહેર વઢવાણ,
રાજસીંહજી રાજ કરે છે, મહિપતિ તે મકવાણ;
મહિપતિ તે મકવાણા વંશી, ચંદ્રસિંહ સુત સુરજ અંશી,
વાસ કવિનો નાગરવાડે, સોરઠ દેશ તણે સીમાડે.
ભાગોળે નદી ભોગવતી છે, તેને દક્ષીણ તીર;
જૈન ધર્મના જ્યાં મહાજોગી, વિચર્યા શ્રી મહાવીર.
વિચર્યા શ્રી મહાવીર વખાણી, સતિ થઇ રાણકદેવડિ રાણી.
જ્યાં જુક્તી બહુ જોગવતી છે, ભાગોળે નદી ભોગવતી છે.
પાટણપુરથી પ્રથમ વસેલું, વલ્લભિપુરની વાર;
રાખેંગાર જીરણગઢ રાજા, એનો ત્યાં અધિકાર;
એનો ત્યાં અધિકાર બિરાજે, રાડ કરી લીધું સિદ્ધરાજે;
કિલ્લાવાળું તેણે કરેલું, પાટણ પુરથી પ્રથમ વસેલું.
વળતી રાય કરણ વાઘેલે, પાટણને પ્રથિવીશ;
હરપાળ મકવાણાને દીધાં, બહુ ગામો બખશીશ;

બહુ ગામો બખશીશ જ આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી;
ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલે.
માધા વાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ;
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશપણે છે, ગણતીમાં જન જૂતી ગણે છે;
છે વાવો બીજી પણ છોટી, માધા વાવ મનોહર મોટી.
શામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ;
જન્મ થકી વસિયો નિજ જાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળી આઠ વધારે;
એટલી ઉમર એ સ્થળ ગાળી, શામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી.

મનહર છંદ.

અરે આમલી હું તારી છાયા તળે અવતર્યો,
તારી છાયા તળે એ જ છાપરીમાં ઉછર્યો;
દેવળમાં દેવ તારી પાસે છે પારશનાથ;
શામ રંગ શરીરે વિશેષ વેશ છે ધર્યો,
લાખુ વાવ લાખેણીનું પ્રતિદિન પાણી પીધું;
વિસર્યું નથી મને હું જે વિદેશ વિચર્યો;
કહે દલપતરામ, ગામ વઢવાણ સદા;
ઇશ્વર આબાદ રાખે, આશીષ હું ઉચર્યો.

## કવિશ્વરનો જન્મ ભૂમિ ઉપરનો પ્યાર.

ઉપજાતિ વૃત્ત.

વધી વિશેષે પસરાય વેલો, આધાર રાખે સ્થળ જ્યાં ઉગેલો;
ભૂલું નહિ તેમજ જન્મ ભૂમિ, ઘણે સ્થળે ઉદ્યમકાજ ઘૂમી.

## કવિશ્વરનું વઢવાણથી અમદાવાદ આવવું.

કવિશ્વર દલપતરામ અઠાવીસ વર્ષ સુધી પોતાની જન્મભૂમિના

શેહેર વઢવાણમાં રહ્યા હતા—પછી અમદાવાદના આ. જજ્જ ફારબસ સાહેબે તેમને તેડાવવાથી તેઓ અમદાવાદ આવ્યા હતા. તેનું વર્ણન કવિશ્વર નીચે પ્રમાણે કરે છેઃ—

**મનહર છંદ.**

ગુજરાતમાં વિદ્યાની વૃદ્ધિ કરનાર નર,
લાયક લંડન પુરમાં જનમ પામિયો;
ઇસ્વિસો અઢારસેં ને એકવીસ તણી સાલે,
સાતમી જુલાઈ દીન, જન્મ ધરી જામિયો;
બહુ વિદ્યાભ્યાસ કરી, એકવીસ વર્ષ વયે;
મુંબઈમાં આવી નોકરી વિષે વિરામિયો;
તે અલેકઝાંડર કિન્લાક ફારબસ નામ,
ખાંતે ગુજરાતની મટાડી ઘણી ખામિયો.

**દોહરા.**

સન અઢાર છેંતાળિસે, આવ્યો અમદાવાદ;
આસીસ્ટંટ જડજ થયો, તે અકટોમ્બર બાદ.
શોખ ઘણો કવિતા તણો, વાંચે ધરી વિવેક;
ભાટ ચારણો બ્રાહ્મણો, જોયા કવિ અનેક.

**મનહર છંદ.**

કવિતા સુણીને કરતો કવિની પરિક્ષા તે,
સીરપાવ આપી સારા શબ્દને ઉચ્ચારતો;
મન માન્યો મળે કવિ તો તેને પોતાની પાસે,
રાખવાને રાત દિન રૂદયમાં ધારતો.
સારાભાઈ તણા સુત, ભોળાનાથભાઈ મુખે,
સાંભળ્યું કવિનું નામ તેણે એકવાર તો;
મોકલાવી માણસ તેડાવ્યો દલપતરામ,
રખ્યો પોતા પાસે તેને પળ ન વિસારતો.

દોહરા.

સન અઢાર અડતાળીસેં, માસ નવેમ્બર નામ;
ફાર્બસ સાહેબે કવિ, રાખ્યો દલપતરામ.

એટલે સને ૧૮૪૮ ના નવેમ્બર માસમાં કવિશ્વર અમદાવાદ આવ્યા ત્યારે અમદાવાદ હાલનું અમદાવાદ નહોતું. અમદાવાદમાં તે વખતે એકે છાપખાનું નહોતું. તેમજ કન્યાશાળા, પુસ્તકશાળા નહોતાં. એકે વર્તમાન પત્ર કે માસીક નહોતું. રીચીરોડ નહોતો. ઘોડા ગાડી કે મોટરો નહોતી. પાણીના નળ કે ગ્યાસના દીવા નહોતા. મુંબાઈ જવું હોય તો ઘોડે થઇને જવાતું હતું. અમદાવાદમાં તે વખતે અમદાવાદના નગર શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ, શેઠ બેચર લશ્કરી, ભોળાનાથ સારાભાઇ તથા હરકોર શેઠાણી તથા રા. બા. રણછોડલાલ છોટાલાલ એ શેહેરની શોભા તથા નાક હતાં અને હાલનું અમદાવાદ બનાવવામાં તેમની સાથે કવિશ્વર દલપતરામનો પણ કાંઇક અંશે હાથ હતો. સને ૧૮૪૮ માં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની સ્થાપના થઈ અને સને ૧૮૪૯ માં સોસાઇટી તરફથી ગુજરાતીમાં પહેલ વહેલું એક અઠવાડિક પત્ર નામે "વર્તમાન" બહાર પાડવામાં આવ્યું. તે દર બુધવારે બહાર પડતું હતું તેથી તેને બુધવારીયું પણ કહેતા હતા. અને સને ૧૮૫૪ માં "બુદ્ધીપ્રકાશ" નામનું માસિક કાઢવા માંડ્યું જે હાલ સુધી બહાર પડે છે.

અમદાવાદમાં આવીને પ્રથમ કવિશ્વર હાજાપટેલની પોળમાં ટંકશાળ સામે દવે નારણશંકર હરિશંકર માંકડાવાળાના મેડા ઉપર રહેતા હતા. નારણ દવે બહુ સારા સત્સંગી હતા. અને તેમને પેશવા સરકાર તરફથી એક ગામ ઇનામમાં મળે છે. તેઓ ઔદિચ્ય બ્રાહ્મણ હતા. તેમનું માંકડાવાળા આડનામ પડવાનું કારણ કે તે એક માંકડું પાળતા હતા અને તે માંકડું મરી જતાં તેની પાછળ ઔદીચ્યની બે હજાર ઘરની મોટી નાત જલેબી લાડવા કરી જમાડી હતી. ત્યારપછી થોડોક વખત સારંગપુર તળીઆની પોળમાં ત્રવાડી મૂળજી અંબારામ

ના મેડા ઉપર રહેતા હતા. મૂળજી ત્રવાડી અમદાવાદની નાતના પટેલ હતા અને તેમના સાઢુ ભાઇ થતા હતા. અમદાવાદમાં ઘર બનાવી સ્થાઇ રહેવાનો વિચાર થતાં સ્વામિનારાયણના મંદીર પાસે જગ્યા લઇને હાલ જ્યાં બંગલો છે ત્યાં ઘર બનાવવા માંડયું. કવિશ્વરને સ્વામિનારાયણ ઉપર અનન્ય નિષ્ટા હતી. હાલ જે જગ્યાએ કવિશ્વરનો બંગલો છે તે લત્તો તે વખતે પછાત હતો તેથી કોઇ તેમને પુછતું કે તમે ખાડીઆ, રાયપુર, ચંગપોળ જેવા સંસ્કારી જીલ્લામાં ઘર નહીં બનાવતાં આવા પછાત જીલ્લામાં ઘર કેમ ચણાવ્યું તો તેને કવિશ્વર એવો ઉત્તર આપતા કે–સ્વામિનારાયણનું મંદીર પાસે છે તેથી મારા દીકરાઓ રહેજે સ્વામિનારાયણના દેવદર્શન કરશે. એટલું જ નહીં પણ ઘરમાં બેઠા પણ પાંચ ટાણા આરતી તથા કીર્તન વગેરે સાંભળશે તોપણ તેમનું કલ્યાણ થશે. તેથી મેં ઘર ઉજળી વસ્તીવાળા લત્તામાં નહીં બંધાવતાં સ્વામિનારાયણના મંદીર પાસે બંધાવ્યું છે. કવિશ્વરે નવો બંગલો બનાવ્યો અને તેનું વાસ્તુ સંવત ૧૯૨૦ની સાલમાં કીધું. તે જ સાલમાં મુંબઇમાં શેર સટ્ટાનો પવન ચાલ્યો.

## શેરસટ્ટાનો ઇતિહાસ.

ઇ. ૧૮૬૩માં અમેરિકામાં યુદ્ધ જાગવાથી ત્યાંનો રૂનો ધંધો પડી ભાગવાથી હીંદુસ્તાનના રૂના વેપારમાં બહુ નફો રહ્યો અને લોકો ઘણા પૈસાવાળા થયા તેથી તે પૈસો કયાં નાંખવો તે વિચારમાં પડ્યા અને અનેક નવી નવી કંપનીઓ શેર કાઢી કાઢવા મંડ્યા. મુંબાઇનો દરીઓ પુરવા માટે બેકબે કંપની (ખાડા બેંક) નીકળી. તેના સપાટામાં મોટા મોટા યુરોપીયનો અને વિદ્વાનો પણ સપડાયા. અને સને ૧૮૬૫માં તે કંપનીઓ પડી ભાંગી અને લોકો પાયમાલ થઇ ગયા. મુંબઇમાં જેમ પ્રેમચંદ રાયચંદ પંકાઇ ગયા તેમ અમદાવાદમાં ફીકાભાઇ હરનારાયણ તે વખતે પંકાઇ ગયા. ફીકાભાઇ હરનારાયણ ઔદિચ્ય બ્રાહ્મણ હતા અને સ્વામિનારાયણના અનન્ય ભક્ત હતા.

તેમણે અમદાવાદમાં ખાડા બેંક કાઢી હતી અને કવિશ્વરના તેઓ સ્નેહી હતા તેથી તેમણે કવિશ્વરને પણ શેર સટ્ટામાં ઘસડ્યા હતા અને તેથી કવિશ્વરે કવિતામાં ભેગું કરેલું ધન શેર સટ્ટામાં ગુમાવ્યું અને નવો બનાવેલો બંગલો પણ જવા બેઠો. પણ ફાર્બસ સાહેબની સહાયતાથી દેવામાંથી છૂટ્યા. તે બંગલાનું વાસ્તુ કીધા પછી ચાર મહીને એટલે સંવત ૧૯૨૧ના કારતક વદી ૬ રવિવાર તા. ૨૦-૧૧-૧૮૬૪ ના રોજ મોસાળના ગામ ધોળકામાં કવિ મગનલાલનો જન્મ માતુશ્રી રેવાબાથી થયો. કવિશ્વર દલપતરામને ત્રણ પત્નીયો થઇ હતી. પહેલાં પત્ની નામે મુળી વઢવાણ ગામનાં હતાં. તેમનાથી મોહનલાલ તથા લલ્લુ બે પુત્ર અને રાયકુંવર તથા હરી બે પુત્રીઓ હતી. મોહનલાલે કચ્છ સ્ટેટમાં વહીવટદાર તથા ન્યાયાધિશની નોકરી રાજા પ્રજાના સંતોષ વચ્ચે કરી વૃદ્ધાવસ્થાને લીધે પેન્શન લઈ હાલ વઢવાણ જે ઘરમાં કવિશ્વરનો જન્મ થયો હતો તે ઘરમાં રહી ઇશ્વર સ્મરણમાં પોતાનું જીવન ગાળે છે. તેમણે મોહન કાવ્ય તથા મોહન વાણી નામનાં પુસ્તકો તથા રા. બ. રણછોડલાલ છોટાલાલનું જીવન ચરિત્ર રચ્યાં છે. બીજો દીકરો લલ્લુ નાની ઉમરમાં ગુજરી ગયો હતો. બે બેનો પૈકી બેન રાયકુંવરને ધ્રાંગધ્રે ઓઝાવાળાને ત્યાં પરણાવેલ હતી. બેન રાયકુંવર હજી હયાત છે અને બેન હરી ગુજરી ગયેલ છે.

કવિશ્વરનાં બીજાં પત્ની નામે કાશી આતરસુંબાનાં હતાં. તેનાથી એક પુત્રી નામે વીજી બેન થયાં હતાં. તે બાળવિધવા થવાથી તેમણે સ્વામિનારાયણના સાંખ્યયોગી અનન્ય ભક્ત થઈ અક્ષર ધામવાસ કર્યો છે. અને ત્રીજા પત્ની રેવાબાઈ હતાં. તે રેવાબાઇ તે ખરેખર રેવાનાં અવતાર હતાં. ઉત્તમ ગૃહિણિ સતી સાધ્વી હતા. તેમનાથી મગનલાલ, મણીબેન, છોટાલાલ, નાનાલાલ તથા ચીમનલાલ એટલાં સંતાન થયાં હતાં. મોસાળમાં કાળીદાસ જાગેશ્વર મામા તથા તેમનાં માતુશ્રી સદામા ખંભાતનાં હતાં અને કાળીદાસ મામાની વહુ સુરજ મામી

હતાં. કાળીદાસ મામા કાપડની દુકાન ચલાવતા અને ધોળકામાં કાળીયા રાજાના નામથી પ્રખ્યાત હતા. તેમને એક દીકરો નામે રણછોડ હતો. તે બી. એ. થઇને સ્પિનીંગ, અને વીવીંગનું કામ શીખ્યો હતો. અને બહુ ઝળકતી જીંદગી શરૂ કરી હતી. પણ ભરયુવાન અવસ્થામાં વિધવા મા તથા પત્ની તથા એક પુત્રીને રોતાં મુકી પ્રભુના દરબારમાં તે પહોંચી ગયો છે. પ્રભુ તેના આત્માને શાંતિ આપો.

કવિ મગનલાલનો જન્મ થયો તે વખતે કવિશ્વર શેર સટ્ટાના સપાટામાં સપડાઇ ગયા હતા. પણ આ પનોતા પુત્રના પગલાંથી, ફારબસ સાહેબની સહાયતાથી, શેર સટ્ટાનું વાદળ તેમના શિર ઉપરથી વીખરાઈ ગયું અને જે નવો બંગલો દેવામાં ડુલ થઈ જવાની તૈયારીમાં હતો તે ઇશ્વર કૃપાથી રહ્યો. શેર સટ્ટાનું ગાંડપણ ચાલ્યું ત્યારે ફારબસ સહેબ મુંબઇ હાઇકોર્ટના જજ્જ હતા. તેમણે મુંબઇથી કવિશ્વરને લખ્યું કે તમે શેર સટ્ટામાં સપડાશો નહી. પણ ભાવિ આગળ કોનું ડહાપણ ચાલે છે? મોટા બારીસ્ટરો તથા વિદ્વાનો સપડાયા તો પછી કવિશ્વર કોણ માત્ર! આ વખતે કવિશ્વર બહુ મુંઝવણમાં હતા. પણ ઇશ્વિરે તેમને પોતાના મિત્ર ફારબસ સાહેબ પાસે મુંબઇ જવા સદ્બુદ્ધિ આપી. જતાં તો હિમત ચાલી નહીં પણ ગયા વિના છુટકો નહોતો તેથી ગયા અને મુંબઇ જઇ સાહેબને મળ્યા. સાહેબને બંગલે જઇ પટાવાળા મારફત વરધી આપી એટલે તુરત સાહેબ દરવાજે સામા લેવા આવ્યા અને જેમ કૃષ્ણ સુદામાને હાથ ઝાલી ઘણા ભાવથી ભેટયા તે પ્રમાણે સાહેબ કવિશ્વરને બંગલામાં લઇ ગયા. અને કવિશ્વરના દેખાવ ઉપરથી સાહેબ વસ્તુસ્થિતિ સમજી ગયા, અને કવિશ્વરને ધીરજ આપી. અને ઘણો દિલાસો આપ્યો અને એક હજારની નોટ પોતે કાઢીને આપી. અને પોતાના જુના મિત્ર સર મંગળદાસ નથુભાઇ તથા શેઠ લખમીદાસ ખીમજી પાસે જઇ મદદ માગવા કહ્યું અને સાહેબે જે કંપનીનું કવિશ્વર પાસે લેહેણું હતું તે મેનેજર ઉપર કાગળ લખી લહેણાનો ફડચો કરાવ્યો. આ વખતે

કવિશ્વરે હંસ શતક કાવ્ય રચ્યું. તેમાંથી તેમજ બીજાં સાધનોમાંથી કવિશ્વરને દ્રવ્ય મળ્યું તે દેવા પેટે આપી દઇ દેવામાંથી મુક્ત થયા.

તે વખતે ફાર્બસ જેવા અમીરી ખવાસના સાહેબો આવતા તેથી અંગ્રેજી રાજ્યનો પાયો મજબૂત થયો હતો અને હાલ તેવા ખાનદાન કુટુંબોના સાહેબો નહીં આવતા હોવાથી અંગ્રેજી રાજ્યનો પાયો ડોલાયમાન થવા માંડ્યો છે.

આ શેર સટ્ટાની ગરબીઓ કવિશ્વરે સને ૧૮૬૦ માં રચી પ્રસિદ્ધ કરી છે તે વાંચવાથી દેશની તે બાબતની બારીક સ્થિતિનો ખ્યાલ આવશે.

**દોહરો.**

ગયા શિકારે શેરને, શિકારના કરનાર;
ત્યાં સામો શેરે કર્યો શિકારીનો શિકાર. ૧

**મનહર છંદ,**

હીરાકંઠી હેમહાર તરુણીઓ તજી બેઠી,
તજ્યાં ઘરબાર વળી એવી વેળા આવી છે;
સો સો રૂપીયાની સાડી શરીરે શોભાવતી તે,
સવા રૂપીઆની સાડી શરીરે ધરાવી છે;
શેરને કપાસ જેવા જાણે સદ્દગુરૂ મળ્યા,
તેણે દલપત પોથી જ્ઞાનની પઢાવી છે;
ઓગણીસે બાવી તણી બાવી રૂપે આવી સાલ,
બૈરીઓને બોધ કરી બાવીઓ બનાવી છે. ૨.

ખતાવહીમાં દેખાતો સરસ શૃંગાર રસ,
જોતાં કરૂણા રસ હવે જુઓ જણાય છે;
આવરાની નોંધ એવી રસિક પ્રિયાના જેવી,
સુંદર વિલાસ જેવી હવે સમજાય છે;

એંકરૂપી તીરથના નીર થકી ન્હાઇ ભાઇ,
વાસના વિસારી પૂરો વૈરાગ્ય પમાય છે;
દૈવ તણી ગતી દેખો દાખે દલપતરામ,
અનુભવિ ગુરૂ વિના અનુભવ થાય છે. ૩.

## ધોળકા.

કવિ મગનલાલનો જન્મ થવાથી ઘેરાએલું વાદળ વીખરાઈ ગયું. તેથી તેમનાં પગલાં શુકનવાળાં ગણાયાં. ત્યારથી કવિશ્વરની દિનપ્રતિદિન વધારે આબાદી થતી ચાલી. બાળપણમાં કવિ મગનલાલ મોસાળમાં રહેતા. મોસાળ ધોળકામાં હતું તે આપણે આગળ કહી ગયા છીએ. અમદાવાદથી ધોળકા જવાની તે વખતે રેલવે ગાડી નહોતી. અમદાવાદથી ધોળકા બાર ગાઉ થાય છે. અમદાવાદથી ધોળકે જવું હોય ત્યારે ઘેરથી સવારમાં વહેલા ઉઠીને જમાલપુરના દરવાજા બહાર પગે ચાલી માથે પોટલાં મુકી જવું પડતું. ત્યાં ભાડુતી છકડા ઉભા રહેતાં. છકડાની સંખ્યા તથા બેસારૂના પ્રમાણમાં ભાડું વધઘટ બેસતું. અમદાવાદથી આઠ નવ વાગે છકડા રવાના થઇને સંધ્યાકાળે ધોળકે પહોંચતા હતા. અમદાવાદથી નીકળેલા છકડા અમદાવાદથી આઠ ગાઉ ઉપર સાબરમતી નદી આવે છે, ત્યાં વિસામો ખાવા છોડતા અને ત્યાં ભાતુ ખાતા અને ધોળકેથી નીકળેલા છકડા પાલડી ગામે વિસામો લેવા છોડતા અને ભાતુ ખાતાં હતા. ભાતામાં દુધના ખાખરા તથા અથાણું તથા કોઠાની ચટણી ઘેરથી બનાવી સાથે લેતાં. અને રસ્તામાં કેળાં, કેરી, રાણો, શેરડી વગેરે મોસમ પ્રમાણે મળતું તે લેતાં. ખાખરા એવા મીઠા લાગતા કે આખા ડબાને ડબા ખાલી થઈ જતા તો પણ પેટ ભરાતું નહી. એ છકડાની મુસાફરીનો આનંદ ઓર હતો. ચોમાસામાં છકડા તથા બેસારૂઓને હોડીમાં બેસાડી સાબરમતી ઉતારતા અને બળદોને નદીમાં છુટા મુકતા એટલે તે તરીને

સામેપાર જતા. ધોળકાની તે વખતની જાહોજલાલી અપૂર્વ હતી. વસ્તી ભરપુર હતી. ઘેરે ઘેર ગામ ગરાસ હતા. ગાડીયો તથા એક્કા હતા. અને સંપ હતો તેથી લક્ષ્મીની લીલા લહેર હતી. તે વખતે ધોળકામાં બે કોમનું જોર ગણાતું હતું, એક મુસલમાન કસ્બાતીયોનું અને બીજું શ્રીમાળી બ્રાહ્મણોનું. તેમાં પણ શ્રીમાળી બ્રાહ્મણોથી કસ્બાતીયો તરલ ખાતા હતા. ધોળકાની ગૃહસ્થાઇ વખાણવા લાયક હતી. ધોળકા શ્રીમાળીની નાતમાં ટિલાટ ગણાય છે. ધોળકાના ગંગારામ પટેલ, ભનુ પટેલ, શીવા ઓઝા, બાપુ જગન્નાથ, રઘરામ ભાઉ, મહાદેવ કાશીયા, નંદકેશ્વર વલ્લભ, નાના મુળજી તથા પિતાંબરદાસ જેઠાભાઇ જેવા સમર્થ પુરૂષો તે વખતે હયાત હતા. તેથી ધોળકા તે વખતે બહુ આગળ પડતું હતું. ધોળકાનું પ્રાચીન નામ વૈરાટ નગર હતું. તેમાં પાંડવો ગુપ્તવાસ કરીને રહ્યા હતા. હજી પણ પાંડવોની નિશાળ વગેરેનાં ખંડેરો ત્યાં બતાવવામાં આવે છે. તે ધોળકા હાલ શ્રીમાળ નગરની પેઠે બીસ્માર હાલતમાં આવી પડયું છે. કાળ ! કાળ! તારા સપાટામાંથી કોણ બચવા પામ્યું છે ? તું રંકને રાય ! રાયને રંક! જળ ત્યાં થળ ! પટ્ટન સો ડટ્ટન ! અને ડટ્ટન સો પટ્ટન બનાવે છે! તારી બલીહારી ઓર છે.

## બાળપણ.

મગનલાલનું બચપણ કંઇક ભાગે અમદાવાદ અને કંઇક ભાગે ધોળકામાં મોસાળમાં પસાર થયું હતું. ધોળકામાં ગોલવાડમાં ત્રીભોવન મેહેતાજીની ગામઠી નિશાળમાં અને અમદાવાદમાં દીંકવાગેટપાસે ડાહ્યાભાઇ મોહોલાલ કાપડીયાના ઘર પાસે મયારામ મેહેતાજીની ગામઠી નિશાળમાં તેમની કેળવણીની શરૂઆત થઇ હતી. પણ ખરી કેળવણી ઘર આગળથી શરૂ થાય છે. એક માતા સો શિક્ષકની બરોબર છે. તે પ્રમાણે નામ પ્રમાણે ગુણવાળા પ્રાતઃસ્મરણીય માતુશ્રી રેવાબાના ખોળામાં તેમને બચપણમાં જે કેળવણી મળી તથા ધર્મ, નીતિ, ન્યાય તથા સદાચારના જે સંસ્કાર તેમના માતપિતાના તર-

ફથી મળ્યા તે મોટપણે કાયમ રહ્યા હતા અને તેમના જીવનમાં ઉતરેલા આપણે જોયા છે. તેમને નવ વર્ષની ઉમરે જનોઇ દેવામાં આવી હતી અને સંવત ૧૯૩૦ ની સાલમાં અમદાવાદમાં તેમનું લગ્ન થયું હતું. તેમનું સાસરૂં ખાડીયામાં કવેશ્વરની પોળમાં દવે છગનલાલ અંબારામ જોષીને ત્યાં હતું. દવે છગનલાલ તથા મનસુખ જોષી બે ભાઇઓ હતા. તેમની સાસુનું નામ કાશીબાઈ હતું. અને પત્નીનું નામ ચંચળ છે. હાલમાં મળેલી ત્રીજી શ્રીમાળી કોન્ફરન્સે શામક તથા યજુ એકત્ર કરવા જે ઠરાવ કર્યો છે તે પ્રમાણે ગુજરાતમાં તો ઘણા વર્ષથી શામક અને દવેમાં દીકરી લેવા દેવાના રિવાજ છે. ફક્ત કાઠીઆવાડમાં શામક–દવે જુદા જમે છે અને દીકરી લેતા દેતા નથી. મગનલાલનો વરઘોડો મોટી ધામધુમથી ચડાવ્યો હતો અને સાજનમ મોટા મોટા શેઠીયા તથા સાહેબ લોકો આવ્યા હતા. તે વખતે અમદાવાદની નાતમાં સારંગપુર તળીઆની પોળવાળા મુળજી તથા મોતીલાલ ઓઝા તથા રાયપુર નઇવિાડાવાળા રણછોડ ત્રવાડી તથા માણેક ચોકમાં મહુરત પોળવાલા દલપત જોષી તથા લલ્લુ જોષી તથા રાજા મહેતાની પોળવાળા ત્ર. બાપાલાલ દેવશંકર તથા ભોઇવાડાની પોળ વાળા પ્રભુરામ ત્રવાડી તથા ધનાસુતારની પોળવાળા ઓધલ દવે તથા રાયપુરવાળા ભાણુ દવે તથા સારંગપુરની પોળવાળા દવે હરગોવન તથા શિવરામ વગેરે પટેલીયા હતા. તેઓ વખતો વખત નાતમાં તડ પાડતા અને પાછા એકઠા કરતા હતા.

## સંવત ૧૯૩૦ થી સંવત ૧૯૪૫.

સંવત ૧૯૩૦ થી સંવત ૧૯૪૫ ની સાલની હકીકત તેમન બાળમિત્ર રા. રા. મોહનલાલ કીકાભાઇ અમને લખી મોકલે છે કે જેમાંથી ઘણું જાણવાનું મળેછે તેથી તે પ્રમાણે અત્રે લખવામાં આવ્યું છે. ભાઇ મોહનલાલ કીકાભાઇ મેટ્રીકમાં પાસ થયા પછી કાયદાનો અભ્યાસ કરી પાલણપુર સ્ટેટની વકીલાતની પરિક્ષામાં પાસ થયા છે

તેમજ ડીસ્ટ્રીકટ પ્લીડરની પણ તેમણે પરિક્ષા પાસ કરી છે, અને માણસાના કારભારીની નોકરી પણ લાંબા વખત સુધી રાજા પ્રજાના સંતોષ વચ્ચે કરી થોડા વખતથી રાજીનામું આપી અમદાવાદમાં રહી વકીલાત કરે છે. તેમનો સ્વભાવ બહુ આનંદી છે અને ચેહેરો હસ-મુખો છે. સ્વામિનારાયણના એકાંતિક ભક્તરાજ છે. તેના પિતા કીકા-ભાઇ હરનારાયણની અમદાવાદમાં વાડીઓ હતી, લાખો રૂપીઆના માલીક તથા મોટાં મોટા શેઠ શાહુકારો તથા ગોરાઓ તેમના ઘર આગળ આંટા ખાતા હતા અને તેમની ખુશામત કરતા હતા. તેમના ઘરના ઓરડાઓ રૂપીયાથી ભરેલા હતા. પણ લક્ષ્મી ચંચળ છે તે પ્રમાણે તેમને તે બધી રિદ્ધિ સિદ્ધિ શેર સટ્ટામાં જતી રહી અને તેમનું કુટુંબ બહુ ગરીબી અવસ્થામાં મુકી તેઓ અક્ષરધામમાં ગયા.

ભાઇ મોહનલાલ લખે છે:—મારે મગનલાલ કાવ સાથે સને ૧૮૭૮ થી સહવાસ થયો હતો. હું ૧૧ વર્ષનો હતો અને મગન-લાલ ૧૩–૧૪ વર્ષના હતા. બેન્કોની આફતથી મારૂં કુટુંબ અમદા-વાદ નજીક મોઢેરા, પેથાપુર, માણસા વગેરે ગામમાં તેમજ કોઇ કોઇ વખતે ઇડર તથા કોઇ વખતે ગોંડલ સંસ્થાનોના આશ્રય તળે વખત ગાળતું. મારા પિતા ગુજરી ગયા ત્યારે હું ૩ કે ૪ વર્ષનો ને મારો નાનો ભાઈ હરીલાલ તે વખતે ૭ માસનો હતો. વળી મારાં માતુશ્રી ગં. સ્વ. મહાલક્ષ્મીએ બેન્કોની આફતથી કેટલાક વર્ષ મોઢેરામાં ગાળ્યાં; મારા પિતાનાં માતુશ્રી પણ હયાત હતાં. તેઓ નાનપણમાં ગઢડે દાદા ખાચરના બેન જીવુબા ઉર્ફે મોટીબાની સેવામાં ૧૮ વર્ષનાં થયા બાદ તેમની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમમાં આવ્યા. તે વૃદ્ધ ડોશી હું ૧૬ વર્ષનો થયો ત્યાં સુધી હયાત હતાં. તેમને મગનલાલે જોયાં હતાં. આ પ્ર-માણે પાંચ ૭ વરસ વનવાસ ભોગવી અમારૂં કુટુંબ અમદાવાદમાં જ સ્થાઇ રહેવા આવ્યું. કવિશ્વર દલપતરામ જે મારા પિતાના અંગત મિત્ર એટલું જ નહિ પણ નિકટના સ્નેહી ને બંધુ તુલ્ય હતા, તેમણે અમને બે ભાઇયોને રૂબરૂ બોલાવ્યા ત્યારે હું દસ કે અગીયાર વર્ષનો

હતો અને ભાઇ હરીલાલ ૬ કે ૭ વર્ષનો હતો. મારે માથે હાથ મુકી, દીલમાં શોચ કરી મારા પિતા તુલ્ય શ્રી કવિરાજે કહ્યું કે "ભાઇ તું આપણા મગનભાઇ સાથે ભણવા આવજે. મગનભાઇ ઝાઝું ભણ્યોછે અને તું થોડું ભણ્યો છે તો તને મગનભાઇ ભણાવશે અને વહેલું મોડું થાય તો અહીં જ ખાઈ લેજે." હરીભાઈ નાનો હતો એટલે તેને ભણવાનું નહોતું. મેં દશમા વર્ષથી ત્રીજી ચોપડી શરૂ કરી. પછી મગનભાઇનો મારે ઉપર પ્રમાણે સંબંધ થયો. તેમણે મને ત્રીજી ચોપડી ભણાવી. સને ૧૮૭૯-૮૦માં મને ટંકશાળની નિશાળે મગનભાઇ દાખલ કરાવવા આવ્યા હતા. બાદ હું સાંકડી શેરીની નિશાળમાં ગયો અને તે સાલમાં મગનભાઇએ મને પાંચમી ચોપડી પુરી કરાવી. મને તે મારી મારીને ભણાવતા. અને હાલ જે હું ભણ્યો છું તે તેમનો જ પ્રતાપ છે-તે હું કદી ભુલીશ નહીં. મગનભાઇને ધોલકાના એક તપોધન માસ્તર ઘેર ભણાવવા આવતા હતા. સને ૧૮૮૦ ની સાલથી અમારો એક મિત્ર વધ્યો- તેનું નામ દયાશંકર છોટાલાલ હતું. તે કવિશ્વરના ઘરની નજીક રહેતો અને અમે ત્રણ જણ રામ, લક્ષ્મણ, અને હનુમાનની જેમ હમેશાં સાથે ને સાથે રહેતાં. છોટાલાલ તે વખતે દશેક વરસના હશે. તે તોતળુ બોલતા તેથી મગનલાલ તેમની ઉપર બહુ ચીઢાતા હતા અને તેને સારૂં બોલતાં શીખવતા હતા. એ અરસામાં મગનલાલનાં માતુશ્રી માંદા પડતાં અમે રાત દીવસ ઉજાગરા કરી તેમની સારવાર કરતા હતા. તેમનું શરીર ગૌર હતું. બાંધો મજબુત હતો અને કલેવર ઠીંગણું હતું. તેઓ હાઇસ્કુલમાં અભ્યાસ કરતા હતા ત્યારે કાયમ કસરત કરતા હતા. તેથી તેમનું શરીર ઘણું કસાયેલું હતું. પણ બહુ કસરત કરવાથી એમની આંખ્યોને હરકત થઇ તેથી આગળ અભ્યાસ કરી શક્યા નહી. તે નીયમસર સ્વામિનારાયણની પૂજા કરતા હતા. સ્વામિનારાયણનું ટીલું મોટું પ્રચંડ કરતા હતા અને વચમાં ચાંલ્લો કરતા હતા. અમે નાના હતા ત્યારે મંદીરમાં જતા ત્યારે વૃદ્ધ પિતાશ્રી કવિરાજ લાકડી લઈ વખતો

વખત અમારી સાથે મંદીર આવતા અને મગનભાઈ લાકડી ઝાલી દોરતા. મંદીરમાં બ્રહ્મચારીને રસોડે વૃદ્ધ પિતા જમવા આવતા ત્યારે પણ મગનભાઇ સાથે હોય અને અમે સાથે બેસતા. અમે નાના હતા ને ભણતા ત્યારે ત્રીજે માળે સાંઠાના તીર અને ખપાટોનાં કામઠાં કરી સામ સામી મીર બાંધીને તીર ફેંકતા અને મરદાનગી રમત રમતા. અમે દશેરા તથા હોળી ઉપર ઘેર કાઢતા તે વખતે તે અમારા અગ્રેસર થતા ને પછી રામજી મંદીરમાં અને બીજી પોળોમાં "રામ લક્ષ્મણ જાનકી, જય બોલો હનમાનકી" એમ ઉંચે સ્વરે બોલતા ફરતા. અમે વેકેશનમાં ઉનાળામાં નદીએ જતા ત્યારે મને તેઓ કુસ્તી શીખવતા અને રેતમાં અમે બબે કલાક રમતા અને નદીમાં કલાકો ને કલાકો સુધી રહેતા. સને ૧૮૮૨-૮૩ થી અમારે લુણાવાડા પ્રો. કાશિરામ સેવકરામ દવેનો સહવાસ થયો. તેમના ભાઇ રણછોડલાલ કવિશ્વરના મકાન નજીક ખાંચામાં ઘર ભાડે લઇ રહેતા હતા. તેઓ ગુજરાતી અભ્યાસ કરતા અને ભાઇ કાશિરામ અમારી સાથે અંગ્રેજી અભ્યાસ કરતા. મગનભાઇ અને કાશિરામ સાથે મેટ્રીકનો અભ્યાસ કરવા માટે નડીયાદ રહેલા, અને નડીયાદ હાઇસ્કુલની બોરડીંગમાં રહેતા હતા. તે બન્ને જણાએ સાથે મેટ્રીકની પરિક્ષા સંસ્કૃત લઇને પાસ કરી હતી. પણ મગનભાઇને આંખે હરકત થઇ આવવાથી ડાક્ટરની સલાહથી આગળ અભ્યાસ કરવાનું છોડી દેવું પડ્યું.

હવે કાશીરામભાઈ સમૈયા વખતે બીજા તેમના મિત્રોને લાવતા અને કલાકો ને કલાકો સુધી અમે ધર્મ સંબંધી વાતો કરતા. અને ધર્મ સંબંધી વાતો કરતા ત્યારે તેમને મુળથી જ એવો ખ્યાલ કે જે વાત કરવી તે અમલમાં આવે તેમ કુદરતી રીતે સમજીને જ કરવી. તેમના હૃદયમાં જે હોય તે જ વાતમાં નીકળતું. વિચાર, વાણી, વર્તનની તેમાં ઐક્યતા હતી. મંદીર મુળીના પરમાર ગરાશીયા પુંજાજી મહારાજ કેશવપ્રસાદજીના વખતમાં પાર્ષદ હતા અને તેમના જોડીયા

કસળસંગ હતા તે પુંજાજી તથા ભાઈ મગનલાલ, હું મોહનલાલ, દયાશંકર છોટાલાલ, પ્રો. કાશિરામ સેવકરામ, રણછોડલાલ સેવકરામ તથા કા'ભાઈ તથા કશાભાઈ તથા મુંબઈના શેઠ કરમશી દામજીના ભત્રીજા કરસનદાસભાઈ એટલા અમો મિત્રો હતા, ને રોજ સાંજરે મંદીરમાં ભેગા થતા અને જ્ઞાન વાર્તા તથા સત્સંગ કરતા હતા. એક વખત સમૈયામાં કચ્છમાંથી ગામડીયા હરિ ભકતો બહુ આવ્યા હતા. ને મહારાજ કેશવપ્રસાદજી સમૈયા ઉપર બહાર ગામથી આવતા હતા. તેમને સામા લેવા માટે આખો સંઘ ગએલ. કચ્છના ગામડીયા હરિ ભકતો જાણે રેગ્યુલર પલ્ટણ જેમ હોય તેમ પોતાની મેળે મહારાજની બગી આગળ ગોઠવાઈ જઈ લાંબી હાર કરી. તે પાંચસેંહ-સાતસેંહ હરિ ભકતો હતા. તે વરઘોડો જોવા માટે હું તથા ભાઇ મગનલાલ બંને મંદિર આગળ બેઠા હતા. ત્યારે તેમણે મને કહ્યું કે "મોહન જો આ દુનીયાની શોભા તે આપણા સ્વામિનારાયણની શોભા. આવી ગામડીયા પલ્ટણ દુનીયાના લોકો કહેશે કે શોભે નહીં અને લાજ જાય પણ આપણા સ્વામિનારાયણની તે કેવી મોટી શોભા છે!"

આ ઉપરથી જણાશે કે તેનો દ્રઢ નિશ્ચય, તેનો સત્સંગ ને તેનો ધર્મપ્રતિ પ્રેમ કેવો ઉંડો હતો. તે મિત્રો સમૈયામાં ભેગા થતા અને રાત્રે કેશવપ્રસાદજી મહારાજ શરદ પૂનમના અજવાળીયામાં મંદીરના ચોકમાં સાધુ તથા પાળા તથા હરિ ભકતો સાથે રાસ લેતા ત્યારે મગનભાઈ વગેરે અમે સૌ મિત્રો પાળાના જેવાં સફેત કપડાં પેહેરી, ગરબા મોડી રાત સુધી ગાતા અને રાસ મંડળનો આનંદ લેતા હતા. સંવત ૧૯૩૮ ની સાલમાં કેશવપ્રસાદજી મહારાજની સ્વારી કરાંચીના મંદીરમાં મૂર્ત્તિની સ્થાપના કરવા માટે કરાંચી પધારી હતી ત્યારે તે સ્વારીના વર્ણનની મગનભાઇએ બહુ રસીક લાવણીઓ બનાવી હતી. તે લાવણીઓ પ્રેમાનંદ સ્વામીની:—

"પધારે પદ્વતન સ્વામીરે, પધારે પદ વતન સ્વામી;
સહેજાનંદ મહારાજ પૂરણુ પુરૂષોત્તમ બહુ નામી."

એ રાગની હતી. તે સિવાય મગનભાઇએ "સત્સંગ વિજય" નામનું એક નાટક બનાવ્યું હતું.

સને ૧૮૮૫ માં તેમની આંખોએ વધારે હરકત થઇ આવવાથી વઢવાણ કાંપમાં જુનાગઢ વાળા ડાક્ટર ત્રીભોવનદાસ મોતીચંદ પાસે દવા કરાવવા ગયા હતા અને લગભગ એક માસ દવા કરાવી પાછા આવ્યા ત્યારે હું તેમને લેવાને અમદાવાદ સ્ટેશને સામો ગયો હતો. વઢવાણ તેમની સાથે છોટાલાલ પણ ગયા હતા. તેમને ખોલી વાળી લાકડી રાખવાની બહુ ટેવ હતી. તે રસ્તામાં એક ઠેકાણે કોઈ જાનવર ખસેડવા એને મારી. તે એક થાંભલાને અથડાઇ ભાંગી ગઇ કે તરત મારી પાસે કાળુપુરમાંથીજ બીજી લાકડી મંગાવી. મેં તેમને કહ્યું કે તમે લાકડી પાસે રાખો છો તેથીજ હું બીઉછું. ત્યારે તેમણે કહ્યું કેઃ—"તારે વાસ્તે જ લાકડી રાખું છું. જેવી આ થાંભલાને ઠોકી તેવી જ તને ઠોકીશ. જો તું અનીતિને માર્ગે નહીં ચાલે તો તારો બીજો વાંક હશે તો પણ જવા દઇશ."

નીતિને વાસ્તે તેમનો ખાસ આગ્રહ હતો. તેમનામાં સહનશક્તિ બહુ હતી. તેઓ મને કહેતા કેઃ—"મોહન દુનીઆની મુશ્કેલી ગમે તેવી હોય તે હું વેઠી શકું પણ ઘરની મુશ્કેલી વેઠવી એ તો મને બહુ જ ભારે પડે છે, છતાં વેઠું છું." ભાઇઓ ઉપર તેમને પ્રેમ અપૂર્વ હતો. સૌથી નાના ચીમનલાલ હતા. અને ત્યારે તે રમાડવા લાયક બહુ હતા અને આનંદી હતા. તેથી હું વારે વારે માથે બેસાડતો ત્યારે તેઓ મને કહેતા કે ભાઇ તું આ છોકરાને માથે બેસારે છે તે માથા વિનાનો થાશે. નાનાભાઇ મૂળથીજ શાંત અને જરા રોવાનો સ્વભાવ એટલે હું રમાડતો નહિં.

સને ૧૮૮૩–૮૪માં તેમને તાવ આવેલ ત્યારે હું દવા લઈ આવતો અને તેમની પાસે સુતો અને પોતે હાથે દવા બનાવીને પીતા. એક વખત તેમને ઓચીંતું કોલેરા જેવું થઈ ગયું એટલે તેમણે તે વખતે કોલેરાની દવા કે જે વખતે મોંઘી હતી અને કોઈ જહાંગીરજી નામના પારસીની બનાવેલી હતી તે મંગાવીને પીધી. એટલામાં હું જઈ પહોંચ્યો અને તેમણે મને બધી વાત કહી કે મને આંગળાં ચઢવા માંડયાં, અને હાથે પગે ગોટલા ચઢવા માંડયા, ને મેં દવા મંગાવીને પીધી છે અને હવે સારૂં છે. હું કોલેરાથી બહુ બીતો એટલે હું ચીંતામાં પડીને રોઈ ગયો ત્યારે મને કહે કે "બેવકુફ! હવે તો ઠીક છે ને બહુ લાગતું હોય તો પહેલાં તારે અંતર્યામી પણે જાણી લેવું હતું. હવે તો મેં દવા કરી છે અને તારી જોડે આનંદમાં બેઠો છું ને જો રોઈશ તો તને કોલેરા લાગુ પડશે. એવો કોલેરાના રોગનો નિયમ છે." એવું કહેતાની સાથે હું તો એવો બીન્યો કે રોવુંજ ભુલી ગયો ને મગનભાઈ કહે તેમ કરૂં અને હસું. પછી મને કહે કે મારી સાથે આનંદમાં રહીશ તો મને મટશે અને તને કોલેરા નહીં થાય. પછી હું આનંદમાં રહ્યો.

અમે ભણતા ત્યારે એક વખત તેમના મકાનના ખાંચામાં નાટક કર્યું હતું. નાટક જોવાની ફી એક પૈસો રાખી હતી. પડદા બાંધી બધા વેશ લેતા હતા. મગનભાઈ, હું, છોટાભાઈ, દયાશંકર વગેરે પાત્ર હતા. રામાયણનું નાટક કર્યું હતું. મગનભાઈ તથા છોટાભાઈએ રામ લક્ષ્મણનો પાર્ટ લીધો હતો. દયાશંકર રાવણ થયા હતા અને હું દશરથ થયો હતો. એટલે અમારી રમત પણ ધાર્મિક હતી. આ બનાવ સને ૧૮૮૪–૮૫માં બનેલો હતો.

અમે અભ્યાસ કરતા ત્યારે ઉજાણીઓ કરતા હતા અને ઉજાણીના વારા કરતા. અને દર માસે શહેર બહારના દેવાલયોમાં ફરતા ફરતી ઉજાણીઓ કરતા અને નિર્દોષ આનંદ કરતા. અમારા મંડળમાં

હું તથા મગનભાઈ તથા પ્રો. કાશિરામભાઈ તથા સાંથળવાળા હરીલાલ ત્રીભોવનદાસ તથા વકીલ ઇશ્વરલાલ દેવશંકર એટલાજણ હતા. જાદુગરની માફક ગાંઠ છોડવાનું, ચાર વસ્તુઓ ચાર જણ લઈ સંતાડે તે કહી દેવાનું તેઓ પિતા પાસેથી શીખ્યા હતા. પિતા પાસેથી પીંગળ તથા અલંકાર તથા વેદની રૂચાઓ તથા પોતાની તેર પેઢીના નામ શીખ્યા હતા. વળી અમે સને ૧૮૮૨ થી ૮૫ સુધી કુસ્તીઓની રમત કરતા. તેઓ હાઇસ્કુલમાં કસરત મૂળથીજ કરતા. તેથી તેમના શરીરનો બાંધો મજબૂત હતો. અમે મંદીરની અગાશીમાં પગ ઉંચો અને માથું નીચે ને બે હાથ ઉપર ચાલવાનું ( મોર ચાલ ) આખી અગાશીજ ૫૦-૬૦ ફુટ લાંબી છે તે ઉપર ચાલતા. મારૂં શરીર મજબૂત નહીં તેથી તે મજબુત બનાવવા તેમણે મને બહુ કસરત શીખવેલી હતી, અને મને કુસ્તી કરાવતા હતા. તેમના શરીરનો બાંધો નીચો અને મજબૂત તથા દેખાવડો હતો અને સ્વભાવ આનંદી હતો. અભ્યાસમાં ચંચળ હતા અને દરેક વર્ષે ઉંચે નંબરે પાસ થઈ ઇનામ મેળવતા હતા. અને હાઇસ્કુલમાં ડીબેટીંગ સોસાયટી કાઢી હતી. તેમનું અંગ્રેજી તથા સંસ્કૃત જ્ઞાન બહુ સારૂં હતું. પણ અતિશય કસરત કરવાથી તેમની આંખ્યો બગડીને ડાકટરોએ મેટ્રીકમાં પાસ થયા પછી કોલેજથાં દાખલ થઈ આગળ અભ્યાસ કરવાની ના પાડી. તેથી આગળ અભ્યાસ ઘણી નાખુશીથી તેમને છોડી દેવો પડયો હતો. જો તેમની આંખ્યો સારી હોત તો એમ. એ. એલએલ. બી. થયા હોત. પણ Man proposes and God disposes તે પ્રમાણે આગળ અભ્યાસ છોડી કાયદાનો અભ્યાસ ઘેર ખાનગી રીતે કરવો શરુ કર્યો.

તેમના માતુશ્રી ગુજરી ગયાં ત્યારે હું અમદાવાદમાં જ હતો. મને ખબર થતાં જ હું આવ્યો ત્યારે મગનભાઈ ખારા કુવા ઉપર ન્હાતા હતા. મેં જાણ્યું કે કેવાં દીલગીર થયા હશે. એટલે મારૂં હૈયું

તેમના સામું જોઈ ભરાઈ આવે તે સ્વાભાવિક. પણ જેવો હું આવ્યો તેવોજ તે ખારા કુવે ન્હાતા હતા. તે વખતે તેની પાસે હું કાંઇ દિલાસો આપવા આવું છું કે આઘેને આઘે હીંમત ભરેલા અને જાણે કાંઇ બન્યું જ નથી અને હું મારૂં કામ કરૂં છું અને તું તારૂં કામ કર તેવા દેખાવ સાથે મને કહે છે કે "ખસ, હું નાહ્યો છું, મને અડીશ. જા કામ કર." અહો શું તેમની મોટાઇ! દિલમાં શોક છતાં કાર્ય પરત્વે તેજ ખરા દિલથી શ્રમ કરનાર! માતુશ્રીની ઉત્તર ક્રિયાની બધી વીધીમાં હું છેવટ સુધી તેમની સાથે હતો. શ્રીમાળીની નાતમાં પીરસવા ફરતો ત્યારે તેમણે મને કહ્યું કે "મોહન તું ફરે છે પણ મારી નાતવાળા આપણે ઘેર કાંઈ બોલતા નથી, પણ તારા ફરવા બાબત ટીકા કરે છે. તો તું જુક્તિથી ઓછો ફરજે."

મેં કહ્યું કે કયા ગામવાળા ટીકા કરે છે? ત્યારે તેમણે કહ્યું કે ધોળકાવાળા. પછી મેં તેમને બધાને મેળવી લેવાનું કર્યું. કેમકે મામા ધોળકના, અને મગનભાઈના મામા તે મારા મામા, એટલે બધાને મેળવી લેતો. બાકી હું તો કામ કરે જતો.

(આ વખતે અમદાવાદની શ્રીમાળી જ્ઞાતિમાં ધોળકા તથા કાઠીયાવાડના મેમાનોની ખાતર હાથે રસોઈ કરવાનો તથા પરનાતીલાને પંગતમાં નહી ફરવા દેવાનો તથા થોડે દુર બેસારવાનો રિવાજ હતો. પણ તે રિવાજ હવે નીકળી ગયો છે.)

માતુશ્રીનાં સ્વર્ગવાસથી તેમને બહુ લાગી આવ્યું હતું. માતુશ્રી રેવાબા સ્વામિનારાયણના એકાંતિક ભક્ત હતા, અને સાક્ષાત દેવી હતાં. પ્રભાતના પહોરનું નામ હતાં. ઉત્તમ ગૃહિણિ અને ઉદાર ધર્માત્મા હતાં.

સને ૧૮૮૧માં અમે સબોરડીનેટ માજીસ્ટ્રેટની પરિક્ષા આપવા મુંબઇ ગયા તેમાં મગનભાઈ પાસ થયા ને હું નપાસ થયો. તે વખતે અમે એલ્ફીન્સ્ટન કોલેજની બોરડીંગ હાઉસમાં અમારા

મિત્ર દવે કાશિરામ સેવકરામને ત્યાંજ ઉતર્યા હતા. તે વખતે તે બધી દવા સાથે રાખતા, મરી, સુંઠ, તજ, લવીંગ, ખારી પીપર વગેરે. પછી સને ૧૮૮૭માં કાઠીયાવાડ એજન્સીની વકીલની પરિક્ષા આપવા સારૂ તેઓ રાજકોટ ગયા અને ત્યાં વીરેશ્વર ત્રવાડીને ત્યાં ઉતર્યા હતા. પાંચ માસ રાજકોટમાં રહ્યા હતા. વીરેશ્વર પ્રભુજી ત્રવાડી અને કવિશ્વર દલપતરામ સગી ફઇના દીકરા થાય. તેઓ ગુજરી ગયા છે અને તેમના દીકરા રવિશંકર રાજકોટમાં છે. વીરમગામવાળા ઇશ્વરલાલ પણ તેમની સાથે રાજકોટ ગયા હતા. વઢવાણકાંપ સુધી રેલગાડી હતી. વઢવાણ કાંપથી રાજકોટ એ ઘોડાના ટપ્પામાં જવાતું હતું. કોઈ પારસી વેપારીના આ ભાડુતી ટપ્પા હતા, અને ત્રણ કલાકમાં રાજકોટ પહોંચાડતા હતા.

વકીલની પરિક્ષા અંગ્રેજીમાં આપી ૧૦મે નંબરે પાસ થયા હતા. અને ૪૩૪ માર્ક મેળવ્યા હતા. (કાઠીઆવાડ એજન્સી ગેઝેટ સને ૧૮૮૭ની સાલની જાહેર ખબર નં. ૨૦ માહે ઓગસ્ટ પાને ૧૭૬) જ્યુડીશીયલ. વીટવર્થ સાહેબે પરિક્ષા લીધી હતી. પરીક્ષા તા. ૨૬–૪--૧૮૮૭ના રોજ થઇ હતી. કુલ ૫૫૩ ઉમેદવાર હતા. તેમાં ફક્ત ૧૯ પાસ થયા હતા.

તે અરસામાં એક વખત તેઓ ધોળકે ગયા હતા. ત્યાં ધોળકામાં મહાલક્ષ્મી માતાના મંદીરમાં દર રવીવારે શ્રીમાળી બ્રાહ્મણની સભા ભરાતી હતી. ત્ર. કાળીદાસ જાગેશ્વર, ત્ર. અંબાશંકર મુળજી, ભનુ પટેલ, ત્ર. મોહનલાલ રણછોડ, તથા ત્ર. બાળકૃષ્ણ પુરૂષોતમ તથા ત્ર. છગન જગન્નાથ વગેરે ભાઇઓ બહુ ઉત્સાહથી તેમાં ભાગ લેતા હતા. તેવામાં એક વખતે મગનભાઈ ધોળકે ગએલા તે વખતે તે સભામાં તેમણે ‘ બાળ લગ્ન ’ ઉપર એક લાવણી બનાવી વાંચી સંભળાવી હતી. તેની એક બે ટુંકો યાદ છે તે નીચે ઉતારવામાં આવી છે.

" શું પરણ્યાતા શ્રીકૃષ્ણ નાની રૂકમાણી ?
શું પરણ્યાતા શ્રી રામ સીતાને નાની ? "

બાળ લગ્ન ઉપર તેમને બહુજ કંટાળો હતો તે ઉપરની બાબતથી જોઈ શકાશે.

કાઠીઆવાડ એજન્સીની વકીલાતની પરીક્ષા પાસ કર્યા પછી તેઓ થોડો વખત વકીલાત કરવા માટે વઢવાણ કાંપમાં જઈ રહ્યા હતા. પણ વકીલાતનો "સાચાનું જુઠું અને જુઠાનું સાચું" કરવાનો ધંધો તેમના જેવા પ્રમાણિક અને ચરિત્રવાન પુરૂષને અનુકુળ આવે નહીં તે સ્વાભાવિક છે તેથી તેમણે વકીલાત પડી મુકી મહીકાંઠામાં આવેલા ઈડર સ્ટેટમાં "મેઘરજ" થાણાના થાણદારની નોકરી સ્વીકારી. ઇડર સ્ટેટ મહીકાંઠા એજન્સીમાં પહેલા કલાસનું રાજ્ય છે. અને તે વખત સર કેસરીસીંહજી રાજગાદી ઉપર હતા. ઇડરના રાજ્યકર્તા જોધપુરના ભાયાત છે. ઈડરનો પ્રદેશ બહુ વાંકો છે. તે વખતે રેલ્વે નહોતી. અમદાવાદથી સાદરે થઈને ઇડર જવાતું હતું અને રસ્તામાં બહુ નદી નાળાં તથા કોતરાં આવતાં હતાં. તેમાં વાઘ વરૂ વગેરે જાનવરો રહેતા હતા. તેને લીધે તલવાર તથા બંદુક રાખવાં પડતાં અને ઉંટ તથા ઘોડા ઉપર સ્વારી કરી મુસાફરી કરવી પડતી હતી. તેમને નાનપણથી ઘોડે સ્વારીનો શોખ હતો. મેઘરજ થાણું પણ ડુંગરાળ પ્રદેશમાં છે. ત્યાં રાજાપ્રજાની પુરી પ્રીતિ સંપાદન કરી તેવા વિકટ પ્રદેશમાં ઘણી હીંમત અને બહાદુરીથી જંગલી લોકો ઉપર પ્રમાણિકપણે અમલ ચલાવી યશ સંપાદન કર્યો હતો. હાલ પણ મેઘરજના લોકો તેમની બાહોશી તથા પ્રમાણિકપણાને લીધે તેમને યાદ કરે છે.

મહીકાંઠા એજન્સી સાથે કવિશ્વરના કુટુંબને લેહેણું હોય એમ જણાય છે. કારણ કે કવિશ્વર દલપતરામને પહેલ વહેલી નોકરી

મહીકાંઠા એજન્સીમાં સાદરામાં મળી હતી, અને ત્યાંથી પછી આગળ વધ્યા હતા. તેમજ મગનલાલને પણ મહીકાંઠામાં આવેલા ઇડર રાજ્યમાં પહેલ વહેલી નોકરી મળી ને ત્યાંથી પછી ભાવનગર સ્ટેટમાં સારે દરજ્જે પહોંચ્યા. તેમજ છોટાલાલની નોકરીની શરૂઆત પણ મહીકાંઠામાં આવેલ ઇલોલ તાલુકામાં થઇ હતી અને ત્યાંથી પછી ભાવનગર સ્ટેટમાં વહીવટદારની જગ્યા ઉપર ગયા હતા. તેમજ ભાઇ નાનાલાલ પણ એમ. એ. માં પાસ થયા પછી સાદરામાં સ્કૉટ કોલેજના હેડમાસ્તર થયા હતા અને ત્યાંથી પછી કાઠીઆવાડ એજન્સીના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને દરજ્જે પહોંચ્યા હતા.

સને ૧૮૮૭-૧૮૮૯ સુધી મગનલાલ મેઘરજ રહ્યા હતા.

ભાઇ મગનલાલ મને ધર્મ સંબંધી બહુ બોધ આપતા. વળી દુનીઆ સંબંધી પણ મને બહુ બોધ આપતા. થોડા પગારમાં ઘર કેમ નભાવવું તથા ભાઇઓ સાથે કેવા ઉમદા દીલથી વર્તવું તેનો બોધ મને તેમણે ૧૮૮૭માં આપ્યો હતો.

સને ૧૯૦૦ની સાલમાં હું માણસે કારભારી નિમાયો તે ખબર મગનભાઇને મળ્યા તે વખતે સ્ટેટ સંબંધી રીતભાતમાં મારે કેમ રહેવું વગેરે બાબત મને સમજુતી આપી હતી. વળી કરકસર કરીને સારૂં દેખાય તેમ કેમ રહેવું વગેરે બાબત મને સમજુતી આપી હતી.

૧૮૯૨માં હું ઘર કરાવવા આવ્યો તે વખતે મગનભાઇએ એક વખત આવીને મને કહ્યું કે હું પણ ઘર કરાવવા સારૂં આવવાનો છું. તેમણે મંદીર પાસે નવાવાસમાં મકાનો રાખ્યાં હતાં. મગનભાઇ ધર્મમાં તથા શ્રીજી મહારાજના દ્રઢ નિશ્ચયમાં એવા કુશળ હતા કે બીજાની પેઠે મંદ શ્રદ્ધાથી શ્રીજી મહારાજ બાબત દ્રઢતા કરેલ નહીં પરંતુ વિચારપૂર્વક તેમાં દ્રઢતા કરેલ અને એક વખત તેમણે કહ્યું હતું કેઃ—

"હાલના સમયમાં સર્વ ધર્મની એકતા બાબત વિદ્વાનો ચર્ચા કરે છે ને તે કેળવણીથી થાય તેમ કહે છે પરંતુ શ્રીજી મહારાજે હીંદુ, મુસલમાન, પારસી, ઢેઢ, વાઘરી, કોળી, કાઠી, તે બધી વર્ણને વેદાંતના મુળતત્વથી જ્ઞાનનાં અધિકારી કર્યા ને મોક્ષ આપ્યો. આ શખ્સો ભણેલા બહુ નહોતા. સ્ત્રીઓ જ્ઞાનમાં આગળ હતી. મોટા મોટા મુકતો જેવાકે બ્રહ્માનંદ સ્વામિ જેવાઓને દાદાખાચરની બેનો લાડુબાઈ તથા જીવુબાઈ પાસેથી જ્ઞાન મળતું. આવી લીલા જમાનાના ભલા વાસ્તે શ્રીજી મહારાજે મૂળથીજ કરી છે."

મગનભાઈ ચરિત્રને માન આપતા હતા. ફક્ત વિદ્વતા તથા બોલવા પર ગણત્રી કરતા નહીં. મને પોતાને અનીતિને માર્ગે જતાં બોધથી રોકેલ, એટલુંજ નહીં પણ કોઇ વખતે મારીને, રોકીને તેમજ અનેક ઉપાયોથી ચારિત્ર દ્રઢ કરાવતા હતા."

ઉપરની હકીકત રા. રા. મોહનલાલ કીકાભાઇએ લખી મોકલી છે તેથી તેમનો ઉપકાર માની ફક્ત એટલુંજ જણાવવાનું કે આગળના મિત્રો હાલના મીત્રોની પેંઠ તાળીયા મિત્રો નહોતા પણ ખરા મિત્રો હતા. એક બીજાના સુખદુઃખમાં ભાગ લેતા અને એક બીજાના ઉપર પ્રાણ પાથરતા.

રાજકોટથી ભાઇ રવિશંકર લખે છે કેઃ—

"વડીલભાઈ મગનભાઇ રાજકોટમાં કાયદાનો અભ્યાસ કરવા પાંચેક માસ રહ્યા હતા. અમારૂં કુંટુંબ ઘણુંજ સાદું જીવન ગાળતું. અમારા કુટુંબમાં દરરોજનો ખોરાક તે વખતે બાજરીના રોટલા તથા અડદની દાળ કે લીલોતરી, સાંજે ખીચડી, રોટલા સાથે ઘરની નિર્મળ છાસ એ પ્રમાણે હતો. મને સ્મરણ છે કે મગનભાઇ આવતાં મારા પિતાએ મારી માતુને કહેલ કે હમણાં હમેશાં તુવેરની દાળ, તથા ભાત તથા ઘઉંની રોટલી કરવી. તે પ્રમાણે થતાં મગનભાંઇને તે ફેર-

ફાર માલમ પડવાથી મારા પિતાને કહેલ કે આવી રીતે મારી ખાતર તમે ફેરફાર કરશો તો હું અત્રે રહીશ નહીં. તેથી પોતે ઘણો આગ્રહ કરી અમારા હમેશના નિયમ મુજબ ખોરાક લેવાની હઠ લીધી હતી. અને ત્યારબાદ તેઓ અમારી સાથે તેવો સાદો ખોરાક લઇ રાત દિવસ પોતાના અભ્યાસમાં મચ્યા રહેતા હતા. એક જુદો ઓરડો જેનું બારણું સરિયામ રસ્તા ઉપર હતું તે અલગ કાઢી આપ્યો હતો અને તેઓ નિત્ય નિયમથી પરવારી ત્યાંજ પોતાનો અભ્યાસ કરતા.

અમો તે વખતે રાજકોટમાં કોઠારીયાને નાકે ગામમાં રા. નવલરામ અમલરામ ઉર્ફે (બાવાભાઈ) નાગર ગૃહસ્થના પાડોશમાં રહેતા હતા. અને તેઓ મારા પિતાના અંગત હતા. મને યાદ છે કે આ બાવાભાઈ દ્વારા મગનભાઈ તે વખતના રાજકોટના કારભારી મોતીચંદ તુળસી સાથે પ્રસંગમાં આવેલ અને એક નાની કવિતા પણ બનાવી હતી, જે મને પુરેપુરી યાદ નથી, પરંતુ છેલ્લી કડી યાદ છેઃ—

તુળસી દળબળ એક ભારી ભયો જબ કૃષ્નકો
ઉન મોતી માણેક.

સારાંશમાં મોતીચંદભાઈના પિતાનું નામ તુળસી હતું. અને મોતીચંદ તથા માણેકચંદ બંને ભાઇઓ હતા. અને તેઓ રાજકોટ તથા ધ્રોળમાં કારભારી હતા.

આ મોતીચંદભાઈ દ્વારા મગનભાઇને તે વખતના નામદાર ઠાકોર સાહેબ બાવાજીરાજ સાથે પણ મુલાકાત થએલ અને કવિશ્વરના પુત્ર તરીકે તેઓ તરફથી સારૂં સન્માન થએલું. અને તેમને પણ પોતાની કવિત્વ શક્તિનો ચિતાર આપેલ એમ મને ચોક્કસ યાદ છે.

મને યાદ છે કે વડીલભાઇ મગનલાલ રાજકોટમાં રહ્યા ત્યાંસુધી હમેશાં સાંજે પોતાની ઉમરના પાડોશી જેઓને થોડા વખતમાં પોતે

મિત્ર કરી લીધેલા તે સાથે ફરવા જતા. હું પણ બાળક તેથી સાથે હઠ કરી જતો.

અને પોતે નિયમિત હંમેશાં રાત્રીએ રાજકોટમાં સ્વામિનારાયણના મંદીરે દર્શન કરવા મને સાથે લઈને જતા. અને હંમેશાં પંદર વીસ મીનીટ મંદીરમાં રોકાઇ સાધુ બ્રહ્મચારી સાથે જ્ઞાન ચર્ચામાં ભાગ લેતા.

ત્યારબાદ સંવત ૧૯૪૪માં અમો કુટુંબ સહિત બૌચરાજી માતાએ ગએલા ત્યારે મગનભાઇ વઢવાણ કાંપમાં પ્રેકટીસ કરતા. અમે કુટુંબ સહિત જાતાં વળતાં તેમને ત્યાં ઉતરેલા. મારા પિતા પ્રત્યે તેઓ પુજ્યભાવ ધરાવતા અને ભાવનગર સ્ટેટમાં ન્યાયાધિશ તરીકે નોકરીમાં રહ્યા પછી પણ અવાર નવાર પત્ર લખી મારા પિતાની ખબર લેતા.

જુનાગઢના મરહુમ નવાબ સાહેબને ચાંદ મળ્યો ત્યારે કવિશ્વર દલપતરામભાઇ રાજકોટ આવેલ ત્યારે પણ મગનભાઇ સાથે આવેલ એમ મને યાદ છે."

## સંવત ૧૯૪૫-૧૯૫૭.

સંવત ૧૯૪૫ થી સંવત ૧૯૫૭ સુધી તેમણે કાઠીયાવાડમાં આવેલા પહેલા કલાસના રાજ્ય ભાવનગરમાં ન્યાયાધિશ તરીકેની નોકરી કરી યશસ્વી કારકીર્દી મુકી ગયા છે. ભાવનગર સ્ટેટનો વિસ્તાર મ્હોટો છે અને તેની વસ્તી લગભગ સાડાચાર લાખ માણસની છે. અને તેની કુલ ઉપજ હાલ (૧૯૭૮ માં) ૭૭ લાખની છે. ભાવનગરના રાજ્યકર્તા સુર્યવંશી ગોહેલ છે. તેના રાજકર્તા ઉત્તરોત્તર મહા પરાક્રમી, શુરવીર, ઉદાર અને ધર્માત્મા, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ થયા છે.

કવિશ્વર દલપતરામને ભાવનગર રાજ્યકર્તાની ચાર પેઢીથી ભાવ-

નગરના રાજ્ય સાથે સંબંધ છે. રાજકવિ તરીકે તેમને વંશ પરંપરા દરસાલ રૂપીઆ બસોનું સાલીઆણું હાલ સુધી મળે જાય છે. કાઠીઆવાડમાં પ્રજાહિતના તમામ સુધારા ભાવનગરે દાખલ કર્યા છે તેથી ભાવનગરનું રાજ્ય મૅાડેલ સ્ટેટ ગણાય છે. તે તેના રાજ્યકર્તાની ઉદાર નીતિનેઆભારી છે. આ સમયે ભાવનગરની ગાદી ઉપર મહા દાનેશ્વરી રાજા સર તખ્તસીંહજી રાજગાદી ઉપર બીરાજમાન હતા. તેમણે પોતાની ઉદારતાથી ભાવનગરની ખ્યાતી આખા હીંદુસ્તાન તથા વિલાયત સુધી ફેલાવી હતી. ભાવનગરનો કારભાર આ વખતે કાઉન્સીલથી ચાલતો હતો. કાઉન્સીલમાં મંચેરજી મેહેરવાનજી, ડોસાભાઈ ફરામજી કડાકા તથા ગજધર જેવા મહા બાહોશ અને વિદ્વાન ધારાશાસ્ત્રીઓ બીરાજી ગયા છે. સંવત ૧૯૪૪માં તેમણે ભાવનગરનું ન્યાયખાતું નવેસરથી રચ્યું. અને જીલ્લામાંથી વિદ્વાન તથા અનુભવી સરન્યાયાધિશ તથા ન્યાયાધિશોની ડીગ્રી ધરાવનારાઓને તેડાવી રાખ્યા. તેમાં સર ન્યાયાધિશ ઘેલાભાઇ તથા ન્યાયાધિશોમાં મે. વીઠલદાસ મંછારામ પકવાસી, જેઓ પાછળથી સર ન્યાયાધિશ થયા હતા, તથા મીરજાં, રાણીના નાનાભાઇ, ઠાકોરદાસ નવલચંદ, વલભરામ આત્મારામ, વામનરામ કપીલરામ જેવા વિદ્વાન અને પ્રમાણિક ધારાશાસ્ત્રીઓને ન્યાયાધિશોની જગ્યો ઉપર નીમવામાં આવ્યા હતા, તેથી ભાવનગરનું ન્યાયખાતું આખા હીંદુસ્તાનમાં પંકાયું હતું અને ખુદ સરકારના કરતાં પણ ભાવનગરનું ન્યાયખાતું વખણાતું હતું. મહારાજા સાહેબ પોતે ન્યાયી હોવાથી ન્યાયના કામમાં કોઈ વખત વચ્ચે આવતા નહીં. તે એટલે સુધી કે પોતાના ખાનગી હજુરીયોના ન્યાયકોર્ટમાં ચાલતા કેસોમાં તેઓ બીલકુલ ભલામણ કે દખલગીરી કરતા નહીં.

સરકારમાં રેવન્યુ અને જ્યુડીશીયલ ખાતાં એકત્ર હોવાથી તે બંને ખાતાં જુદાં પાડવા સરકારને કોંગ્રેસ લગભગ ચાળીસ વર્ષથી અરજ કરે છે તો પણ કંઇ વળતું નથી. પણ ભાવનગર સ્ટેટમાં તો

ન્યાય અને રેવન્યુ ખાતાં ઘણા વર્ષથી જુદાં છે. રાજા પ્રજાને બેટા બેટીનો નાતો છે. અને હીંદુસ્તાનમાં જો કોઇ સ્થળે રામ રાજ્ય હોય તો તે ભાવનગરમાં છે એમ લોકો હર્ષથી કબુલ કરે છે.

સંવત ૧૯૪૫ની સાલમાં ઘણાં વર્ષે કવિશ્વર દલપતરામ ભાવનગર ગયા અને મહારાજા સર તખ્તસીંહજીએ તેમનું ઘણું સન્માન કર્યું અને એક બે માસ રાખીને "તખ્ત વિલાસ" નામનો ગ્રંથ રચાવી સારો સિરપાવ આપ્યો. તે વખતે મગનલાલ કવિશ્વરની સાથે હતા. તેમને મહારાજા સાહેબે રાજી થઇને ભાવનગરના ન્યાયખાતામાં ન્યાયાધિશની નોકરી આપી. આ પ્રમાણે ભાવનગર સ્ટેટમાં ન્યાયાધિશની જગો મળવાથી ઇડર સ્ટેટના મેઘરજ થાણદારની જગ્યોનું રાજીનામું રજુ કરતાં ઇડરના મહારાજાએ વધારે પગારથી સારા દરજ્જાની નોકરી આપવા ફરમાવ્યું અને ઇડર રાજ્યની નોકરીમાં જારી રહેવા ઘણો આગ્રહ કર્યો પણ ભાવનગર સ્ટેટમાં આગળ ઉપર સારો ચાન્સ હોવાથી તથા નીમનોક થઈ ગએલી હોવાથી રાજીનામું મંજુર કરવા વીનંતી કરતાં ઇડર નરેશે દીલગીરી સાથે રાજીનામું મંજુર કર્યું અને વિદાયગીરીનો પોશાક આપી ઘણા માન તથા સંતોષ સાથે અમદાવાદ સુધી વિદાય કરવા વાહન વગેરેનો બંદોબસ્ત કરી આપ્યો.

ઇડરના મરહુમ મહારાજા કેસરીસીંહજી બહુ દયાળુ, ઉદાર અને ન્યાયી રાજા હતા. કવિશ્વરનો વખતો વખત ઇડર રાજ્ય તરફથી બહુ સારો સત્કાર થતો હતો.

સને ૧૮૫૨ ની સાલમાં મહેરબાન અલેકઝાન્ડર કિન્લાક ફાર્બસ સાહેબે ઇડરમાં કવિયોનો મેળો કર્યો હતો. તે ઉપરથી કવિશ્વરે ફાર્બસ વિલાસ નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં એક ઘોડાએ પગ ઠોકવા ઉપર નીચે મુજબ કવિતા છે.

## મનહર છંદ-નિદર્શનાલંકાર.

કંકના વિવાહના ઉછાહના દિવસ ગયા,
વિત્યા પછી કેણુ વાત ચાહીને ઉચ્ચારશે ?
મોટા મોટા મેળા થાય ભારે ભૂપ ભેળા થાય,
વરસ દિવસ પછી વાત તે વિસારશે,
આ સભાની શોભાનાં ગવાશે ઘેરે ઘેર ગીત.
વીસરશે નહીં વિત્યે વરસ અઢારસેં;
ઠોકી ઠોકી પગ ઘોડો ઠેકાણું બતાવે છે જે,
આ ઠેકાણું ને આ ટાણું સૌ લોકો સંભારશે.

આ ઉપરથી જણાશે કે કવિશ્વરને ઇડર રાજ્યની જોડે સંવત ૧૯૫૨ ની સાલથી સંબંધ હતો.

મેઘરેજ થાણાની પ્રજાએ પણ કવિ મગનલાલથી જુદા પડતી વખતે બહુ દિલગીરી બતાવી હતી અને તેમને વિદાયગીરીનું સારૂં માન આપ્યું હતું.

## કુંડલા, સંવત ૧૯૪૫-૧૯૪૮.

સંવત ૧૯૪૫ ના પોષ વદિ ૧૦ શનિવાર તા. ૨૬-૧-૮૯ના રોજ બીજે હુકમ થતાં સુધી મગનલાલની ભાવનગરના મદદગાર ફોજદારી ન્યાયાધિશની ખાલી જગ્યોએ પહેલવહેલી નિમણુક થઈ. અને સંવત ૧૯૪૫ ના પોષ વદિ ૧૨ સોમવાર તા. ૨૮-૯-૮૯થી કુંડલાના ફોજદારી ન્યાયાધિશ તરીકે કાયમની નિમણોક થઈ. કુંડલા મહાલના કુલ ૧૦૫ ગામ છે, અને તેની કુલ વસ્તી ૭૧૦૭૯ છે. તેની કુલ ઉપજ આશરે સાત લાખ રૂપીઆ છે. કુંડલામાં કાઠી-ખુમાણુની વસ્તી વધારે છે. કુંડલાને કાઠીઆવાડનું વેનીસ કહે છે કારણ કે કુંડલા અને સાવર એ બે ગામ વચ્ચે નાવલી નદી આવે છે— અને તે નદીમાં રોજ બજાર ભરાય છે, અને સાંજ સવાર નદીમાં

મેળા જેવો દેખાવ થઈ રહે છે. નાવલી નદી ગામથી દક્ષિણ તરફ ધજડીના કેડા આગળ એક વીરડામાંથી નીકળીને કુંડલાની ઉત્તરે બંગલા વાડી આગળ અદ્રસ્ય થઈ જાય છે. આ નદીને માટે એવી દંત કથા ચાલે છે કે કુંડલામાં પાણીની તાણ હતી તેથી એક ચારણે વરદાન આપ્યું કે ઘોડેસ્વાર થઈને પડખુ વાળી જોયા સિવાય આગળ ચાલ્યો જઈશ ત્યાં સુધી નદીનું વહેન રહેશે, પણ પાછળ જોઈશ તો પાણીનું વહેન બંધ થઈ જશે. સ્વારે ગામથી આગળ નીકળી જઈ પાછળ વાળી જોયું કે પાણીનું વેન જમીનમાં સમાઈ ગયું. અત્યારે પણ ગમે તેવા દુકાળમાં પણ ગામના પાદરમાં પાણીની સેર કાયમ વહે છે પણ વાડી આગળ વ્હેણ સુકાઈ જાય છે.

કુંડલામાં ધોળી શેરડી, પોપૈયાં, જામફળ અને રાવણાં જાંબુ તથા કેરી બહુ સારી થાય છે, તેમજ કપાસ, જાર, બાજરો મુખ્ય નીપજ છે. બીલેશ્વર મહાદેવ, તથા ગીરધર વાવ, તથા હડીલાની વાવ જોવા જેવી છે. કુંડલાના પારેખ ગીરધર જીવાભાઇ જેને મર્હુમ મહારાજા સર ભાવસીંહજી કાઠીઆવાડના ગ્લાડસ્ટન કહેતા તે ઘણા પ્રખ્યાત થઇ ગયા છે અને પ્રશ્નોરા વૈદરાજ જટાશંકરભાઈ જેમની ખ્યાતી મુંબઈ તથા દેશ દેશાવરમાં ઘણી છે તેમની પાસે દવા કરાવવા સારૂ ઘણા દરદીઓ બહાર ગામથી આવે છે. તેમાં ખાસ કરીને કુંડલાના પાણીથી સંગ્રહણીના દરદીઓ સાજા થઇ જાય છે, અને ક્ષય વાળાને પણ સુકી હવાથી ફાયદો થાય છે. નાવલી નદીના પાણીમાં લોહનો ભાગ છે તેથી સંગ્રહણીવાળાને તે બહુ માફક આવે છે.

કુંડલા સુધી તે વખતે રેલ્વે ટ્રેઈન નહોતી. લાઠી સ્ટેશને ઉતરી લીલીએ થઇને કુંડલે જવાતું હતું. લાઠીથી કુંડલા ૧૪ ગાઉ થાય છે. લાઠીમાં તે વખતે મેનેજમેન્ટ હતું. મેનેજર અમદાવાદવાળા આશારામ દલીચંદ હતા. કવિશ્વરના તેઓ સ્નેહી હતા તેથી કુંડલે જતાં આવતાં તેમને ત્યાં રહી આગળ જતા.

સંવત ૧૯૪૫ના ચૈત્ર સુદિ ૮ સોમવાર તા. ૮-૪-૧૮૮૯થી ફોજદારી ન્યાયાધિશની સાથે દિવાની ન્યાયાધિશનો પણ તેમની પાસે ચાર્જ હતો તે સંવત ૧૯૪૬ ના કારતક વદિ ૮ તા. ૧૫ મી નવેમ્બર સને ૧૮૮૯ સુધી દિવાની ન્યાયાધિશનો ચાર્જ રહયો હતો. અને સંવત ૧૯૪૭ ના મહા સુદિ ૯ તા. ૧૭-૨-૯૧ થી કુંડલા મુખ્ય ન્યાયાધિશનો એકટીંગ ચાર્જ રહ્યો હતો.

તેઓ એટલા બધા હીંમતવાન અને નિડર હતા કે તેઓ ઈન્સાફના કામમાં ભાવનગરના મોટામાં મોટા અધિકારીઓની પણ ન્યાય ચુકવવામાં પરવા કરતા નહોતા. કુંડલામાં ધોબી ધાટના કેસમાં તેમના હિંમત અને નિડરતાનો દાખલો અત્યારે પણ કુંડલાની પ્રજા તેમના માનમાં યાદ કરે છે, અને નમન કરે છે. મ્યુનિસિપાલિટિના પ્રેસીડેન્ટ તરીકે તે વખતના પબ્લીક વર્કસ ખાતાનો ચાર્જ ધરાવનાર મી. પ્રોકટર સીમ્સે એક જાહેરનામું, નાવલી નદીના કિનારા ઉપર ચોડાવ્યું હતું કે ત્યાં ધોબીઓ અથવા ભાવસાર, રંગારા ધોશે તો સજાને પાત્ર થશે. ધોબીઓ અને રંગારાઓએ ત્યાં ધોવાનું ચાલુ રાખ્યું, અને તેથી દરબારથી ઇ. પી. કો. ની કલમ ૧૮૮ પ્રમાણે હુકમનો અનાદર કરવાના ગુન્હા માટે આ હુકમ તોડનારા વિરૂદ્ધ કેસ ચલાવવામાં આવ્યો. આ કેસમાં મગનલાલ કવિએ આ હુકમ મી. સીમ્સને કાઢવાને અધિકાર નથી એ પોઇન્ટ ઉપર ચુકાદો આપ્યો. ઉત્તરોત્તર મી. મગનભાઇના ફેંસલા ઉપર અપીલ થતાં, પણ તેમનો ચુકાદો બહાલ રહ્યો, અને તેને પરિણામે મી. સીમ્સ કે જે તે વખતે ઑલ ઇન ઓલ હતા તે મરહુમ મહારાજા સર તખ્તસીંહજી સાહેબની હજુરમાં બહુજ ગુસ્સે થઇને ફરીયાદ કરવા દોડી ગયા—કે કુંડલાના એક નાના ન્યાયાધિશે મારૂં અપમાન કર્યું છે માટે તેની સખ્ત નોટીસ લેવી જોઇએ. તે ઉપરથી મહારાજા સાહેબે ન્યાય ખાતાના સભાસદ મી. ભાવનગરીને તેડાવી મંગાવ્યા અને પૂછ્યું કે કુંડલાના ન્યાયાધિશ

કોણ છે અને તે શા માટે મી. સીમ્સનું અપમાન કરે છે? તે ઉપ-રથી મી. ભાવનગરીએ કેસના કાગળો મંગાવી વાંચી જોઈ જાહેર કર્યું કે કુંડલા ન્યાયાધિશ મી. મગનલાલ કવિએ વ્યાજબી ઈન્સાફ કરેલો છે, એમ જાહેર કરવાથી મહારાજા સાહેબ મી. મગનલાલ ઉપર ખુશી થયા હતા અને પોતાની સહીથી એક જાહેરનામું પ્રસિદ્ધ કર્યું કે ભાવનગરની રાજ્યસભાના કોઇપણ મેમ્બર તરફથી જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે તો તે જાહેરનામું દરબારશ્રી તરફથી પ્રસિદ્ધ થયું છે એમ તે જાહેરનામાની પ્રસિદ્ધિ બાદ ગણવું. આ હુકમ ન્યાય ખાતાની સરક્યુલર ફાઇલ ઉપર છે. મરહુમ મી. પ્રોક્ટર સીમ્સ જ્યારે આ ચુકાદા પછી મરહુમ મી. મગનલાલ કવિને મળતા ત્યારે કહેતા કે "કુંડલાના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સાહેબ આવો. આપ કુંડલાના ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ સાહેબ છો અને હું તો એક ભિન અધિકારવાળો માત્ર મ્યુનીસીપાલિટીનો પ્રેસીડેન્ટ છું. વળી સંવત ૧૯૪૯ ની સાલમાં મહાયજ્ઞ તથા વિવાહ પ્રસંગે કવિશ્વર ભાવનગર ગએલા ત્યારે સીમ્સ સાહેબને મળવા ગએલા ત્યારે સીમ્સ સાહેબે કવિશ્વરને કહ્યું હતું કે તમારા દીકરા મગનલાલ ન્યાયાધિશને ભલામણ કરશો કે અમારા ઉપર મહેરબાની રાખે. આ કેસ ઉપરથી આખા ભાવનગર રાજ્યમાં મગનલાલની એક પ્રમાણિક અને નિડર ન્યાય કર્ત્તા તરીકે વિખ્યાતી થઈ અને કુંડલાની પ્રજાએ તેમને ન્યાયમૂર્ત્તિ તરીકે માન આપ્યું. તેઓ ન્યાયના કામમાં કોઇની પણ ભલામણ માનતા નહીં. તેઓ સ્વામિ-નારાયણ પંથના ચુસ્ત અનુયાયી હોવા છતાં પણ એક કેસમાં સ્વામિ-નારાયણના પંથના મોટામાં મોટા પુરૂષની કોઈ કેસ સંબંધે ભલામણનો કાગળ આવતાં તે કાગળ તેમણે ભર કોર્ટમાં વાંચી સંભળાવીને તે કાગળ કેસમાં દાખલ કરી દીધો હતો.

આવો દાખલો ન્યાયમૂર્તિ વડોદરા રાજ્યના ચીફ જજ્જ મરહુમ અંબાલાલ સાકરલાલભાઇના સંબંધમાં બન્યાનો સાંભળ્યો છે. તેમના

પિતાના એક સ્નેહીનો કેસ તેમની કોર્ટમાં ચાલતો હતો. તેને ભલામણની ચીઠી તેમના પિતાએ લખી આપી. તેમાં ફક્ત એટલુંજ લખ્યું હતું કે આજથી ઇન્સાફ આપવો. તે કાગળ અંબાલાલભાઇએ કેસમાં દાખલ કર્યો હતો. આ લખનાર પણ થોડા વખત માટે કાયદાનો અભ્યાસ કરવા માટે કુંડલે તેમની પાસે રહ્યો હતો.

## ઉમરાળા સં. ૧૯૪૮ થી ૧૯૫૨.

સંવત ૧૯૪૮ના અષાડ વદ ૭ શનીવાર તા. ૧૬ માહે જુલાઇ સને ૧૮૯૨ કુંડલા મદદગારમાંથી ઉમરાળા ન્યાયાધિશની જગ્યાએ તેમની બદલી થઇ. ઉમરાળા ધોળા જંકશનથી પાંચ માઇલ દુર કાળુભાર નદીને કાંઠે આવેલું છે. નદીકાંઠા ઉપર દરબારી ઉતારો છે. અને સામે કાંઠે ધોળનાથ મહાદેવ આવેલા છે. ઉમરાળા મહાલના કુલ ૫૪ ગામ છે. અને કુલ વસ્તી ૩૬૫૨૧ માણસની છે. ઉમરાળા અસલ ભાવનગરના રાજ્યકર્તાની રાજધાનીનું શહેર હતું. ઉમરાળામાં હાલમાં પાપનાશ તથા સાંઢીડા મહાદેવના જોવાલાયક સ્થળો છે. અને ઉમરાળેથી પાંચ માઇલિ દુર વળા—પ્રાચીન વલ્લભીપુર—આવેલું છે. ઉમરાળાની મુખ્ય પેદાશ કપાસ, જાર, બાજરો, ઘઉં, તથા શેરડી વગેરે છે. લાઠીયા ગરાસીયાઓ ગામડામાં રહે છે. બ્રાહ્મણ, વાણીયા, કણબી, વગેર વસ્તી છે. ઉમરાળામાં ત્રવાડી જેશંકર ગોવીંદરામનું શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિનું મોટું ખાનદાન કુટુંબ છે. તે કપાસ, અનાજ, તથા ધીરધારનો વેપાર કરતા હતા. ત્રવાડી જેશંકર ગોવિંદરામ બહુ નસીબદાર પુરૂષ હતા. તેમની હયાતી સુધી તો કુટુંબ સર્વ રીતે સુખી હતું પણ તેમના સ્વર્ગવાસ પછી તે કુટુંબ નાણે અને માણસે ઘસાઇ ગયું છે. તેમના દીકરા મગનલાલ, મોતીલાલ તથા પ્રભાશંકર તથા લક્ષ્મીશંકર હતા તે પૈકી હાલ મગનલાલ તથા લક્ષ્મીશંકર હયાત છે. તે કુટુંબ સાથે મગનલાલને બહુ સારો સંબંધ હતો. તે કુટુંબ બહુ માયાળુ

અને મીલનસાર તથા ખાનદાન છે. ઉમરાળામાં સ્વામિનારાયણનું મંદિર છે. મગનલાલમંદિરે દર્શન કરવા જતા ઉમરાળામાં તેમણે બેડમીંગ્ટનની રમત શરૂ કરી હતી. સંવત ૧૯૫૧ની સાલમાં ભાવનગર સ્ટેટની વકીલોની પરીક્ષા થઇ તેમાં ઉમરાળાના મી. નંદલાલ પરમાણંદદાસને બેસવા ઉત્તેજન આપી તેમને પોતે મહેનત લઈ કાયદાનો અભ્યાસ કરવા કહ્યો હતો અને ભાવનગરની વકીલની પરીક્ષા અંગ્રેજીમાં આપી હતી, અને પરીક્ષામાં ટ્રસ્ટ એકટ પણ તૈયાર કરવાનો હતો. પણ ટ્રસ્ટ એકટ અંગ્રેજીમાં હતો. તેનું ગુજરાતી ભાષાંતર થયું નહોતું અને મી. નંદલાલને અંગ્રેજી આવડતું નહોતું તેથી આખા ટ્રસ્ટ એકટનું કવિ મગનલાલે ગુજરાતીમાં ભાષાંતર કરી તે નંદલાલને શીખવાડ્યો હતો. તેમના શિક્ષણથી મી, નંદલાલ વકીલની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા હતા. અને હાલ શહેર ભાવનગરમાં એક વિદ્વાન તરીકે તેમની ગણના થાય છે. તે બાબતમાં તેઓ મરહુમ કવિ મગનલાલનો નિરંતર ઉપકાર માને છે. ઉમરાળેથી પાલીતાણે, યાગનાથ, સાંઢીડા, વળા, તથા ભુરખીયા હનમાન તથા ગઢડા વગેરે સ્થળો જોવા સારૂ ગયા હતા. તેમને કુદરતી દેખાવ તથા સૃષ્ટિ સૌંદર્ય તથા પ્રાચીન ખંડેરો જોવાનો બહુ શોખ હતો. ઉમરાળાના વકીલ ઓધવજી પુરૂષોતમ સાથે પણ તેમને સારો સંબંધ હતો. કવિશ્વર દલપતરામ પણ ઉમરાળામાં તેમને ત્યાં રહ્યા હતા.

તેમને જીવને જોખમે પણ ખરા ગુનેગારને સજાએ પહોંચાડવા તરફ દઢ આગ્રહ હતો. ઉમરાળા મહાલના એક ગામમાં એક માણસે આત્મઘાત કરવાની કોશીષ કરી હતી તે બાબતમાં એ ગામના મુખીએ સ્કુલના માસ્તર પાસે પોલિસ તપાસદાર ઉપર ચીઠી લખાવી હતી કે આ ગામના અમુક માણસે તલવાર પોતે પોતાની મેળે વાઇ છે માટે તપાસ કરવા આપના પોલિસ તપાસદારે ફોજદાર સાહેબને ખબર આપવા અને પરિણામે ન્યાયકોર્ટને રીપોર્ટ કર્યો કે આમાં કાંઈ ગુન્હો

બન્ચે નથી અને મુખીની અસલ ચીઠીમાં તલવાર પોતે પોતાની મેળે વાઇ છે એ વાઇને બદલે (ઈ) ઘસીને (ગી) કરેલી જણાતાં આશામીઓને બારોબાર બોલાવી પ્રમાણિકપણે સ્વતંત્ર તપાસ કરીને પોલીસ ગુન્હો નાસાબીત ગણી જેને બચાવી લેવા માગતી હતી તેને તેની કબુલતથીજ ગુન્હેગાર ઠરાવી શિક્ષા કરી હતી અને ફોજ-દાર તપાસદાર વગેરેને જુઠું દફતર બનાવ્યાનું સાબીત થતાં, નોકરીમાંથી તેમને ડીગ્રેડ અને રદ થવાનો વખત આવ્યો હતો. આ તપાસ પોલિસ વિરૂધ ચાલતી હતી તેથી પોલીસ તરફથી તેમને નનામા કાગળો દ્વારા તેમનો જીવ લેવાની વગેરે અનેક ધમકીઓ આપવામાં આવી હતી. કામના કાગળો પણ ટપાલમાંથી ચોરાઈ જવાની ધાસ્તી હતી. તેથી યોગ્ય પેરા સાથે મોકલવામાં આવતા હતા, અને તપાસ ચાલી તેટલી વખત બહુ સાવચેતીથી રહેવું પડતું હતું. છતાં તેની દરકાર નહીં રાખતાં સત્યને શોધી કાઢી ખરા ગુનેગારને સજાએ પહોંચાડી ન્યાયનો હેતુ સાચવ્યો હતો. આ બનાવથી તેમની નિડરતા તથા ન્યાયપ્રિયતા માટે તેમની આખા ભાવનગર રાજ્યમાં પ્રશંસા થઈ. અને એક બાહોશ ધારાશાસ્ત્રી તથા ન્યાયાધિશ તરીકેની કીર્તિ સંપાદન કરી હતી.

સંવત ૧૯૪૯ માં ભાવનગરમાં મરહુમ મહારાજા સાહેબ સર તખ્તસીંહજીએ શતચંડી તથા મહાયજ્ઞ કરી તખ્તેશ્વર તથા રાધા કૃષ્ણની પ્રતિષ્ઠા કરી. મરહુમ મહારાજા સાહેબ શ્રી સર તખ્તસીંહજી સાહેબના લગ્ન મોટી ધામધુમથી કર્યાં હતાં તે વખતે કવિશ્વરને તેડાવ્યાથી ભાવનગર ગયા હતા અને મગનભાઇ પરચુરણ રજા લઇને આવ્યા હતા.

તેજ સાલમાં ગઢડામાં આચાર્ય મહારાજ શ્રી વિહારીલાલજી મહારાજે વિષ્ણુયાગ કરી લક્ષ્મીબાગમાં મહારાજની મૂર્ત્તિ પધરાવી મોટો સમૈયો કર્યો હતો ત્યાં પણ કવિશ્વર ગયા હતા અને મગન-

ભાઈ પણ ઉમરાળેથી પરચુરણ રજા લઇને ગઢડે આવ્યા હતા. મહારાજ શ્રી વિહારીલાલજી મહારાજ ઉમરાળે પધાર્યા હતા ત્યારે કાળુભાર નદીમાં તંબુ તાણ્યા હતા અને ત્રણ દિવસ સુધી રહ્યા હતા. મગનભાઇએ મહારાજની પધરામણી કરી સારી સેવા કરી હતી.

ઉમરાળામાં કાળુભારના સામે કાંઠે ધોળનાથજીનું શીવાલય છે. ઉમરાળાની વસ્તી ગરીબ છે. બાવા સાધુ તથા જાત્રાળુઓ આવે તેને માટે સદાવ્રત વગેરેની કોઈ સગવડતા નહોતી. ઉમરાળામાં તે વખતે લલુભાઇ નાનાભાઇ ભટ્ટ વહીવટદાર હતા, તેઓ પ્રમાણીક ને બાહોશ વહીવટદાર હતા. બંને જણા અમદાવાદના રહીશ તેથી બંને જણાને સારો બનાવ હતો તેથી ધોળનાથમાં સદાવ્રત આપવામાટે એક સારૂં ફંડ એકઠું કરવાનો નિશ્ચય કર્યો. અને ધોળનાથમાં એક પારાયણ બેસારી અને વહીવટદાર તથા ન્યાયાધિશે પોતાની લાગવગથી એક સારૂં ફન્ડ એકઠું કરી વ્યાજે મુકયું. તેના વ્યાજમાંથી સાધુ સન્યાસીઓ તથા જાત્રાળુઓને કાયમ હાલ પણ સદાવ્રત અપાય છે, અને તેને માટે ઉમરાળાની પ્રજા લલ્લુભાઈ નાનાભાઇનો તથા કવિ મગનલાલનો ખરા અંતઃકરણથી ઉપકાર માને છે અને હાલ પણ તેમને યાદ કરે છે. ધોળનાથનું દેવાલય પણ જીર્ણ થઇ ગયું હતું તેનો જીર્ણોદ્ધાર કરાવી સાંજને વખતે જઇને બેસવા તથા ફરવા હરવાનું સ્થાન બનાવ્યું છે. ઉમરાળામાં એક કેસ તેમની કોર્ટમાં ચાલતો હતો તેના એક પક્ષકારે રૂપીયા એક હજાર તેમના સગા મારફતે તેમને આપવા કહેવરાવ્યું હતું પણ તે વાત કરનારને તેમણે બહુજ ઠપકો આપ્યો હતો અને ફરીથી કોઇ દિવસ તેનું મોં પણ જોયું નહોતું. લાંચ લેનાર ઉપર તેમને બહુ જ કંટાળો હતો.

## બોટાદ.

ઉમરાળે હતા તે દરમ્યાન બોટાદ મહાલનો ચાર્જ ત્રણમાસ સુધી તેમને મળ્યો હતો. બોટાદથી ભાવનગર સ્ટેટની જ્યુરીસ ડીક્શન શરૂ

થાય છે. બોટાદ મહાલના કુલ ૪૧ ગામ છે અને તેની કુલ વસ્તી ૨૮૫૩૭ માણસની છે. બોટાદના નગરશેઠ હરીલાલ શીવલાલ હતા, તેઓ સ્વામિનારાયણ ધર્મના હતા, અને ભક્તરાજ હતા. તેઓ ગુજરી જતાં હાલ તેમના ચી. હીમતલાલ શેઠ છે, તે પણ પરમ ભગવદી તથા અમીર માણસ છે. તેમનું કુટુંબ ઝાલાવાડ પ્રાંતમાં પ્રખ્યાત છે, અને ભાવનગર સ્ટેટમાં બહુ સારી લાગવગ ધરાવે છે. બોટાદમાં એક સત્સંગી દરજીનો કેસ તેમની કોર્ટમાં ચાલતો હતો, તે કેસમાં પણ તેમના ઉપર લાગવગ પહોંચાડવાની તજવીજ થએલી પણ તેમાં તેઓ ફાવી શક્યા નહોતા. આ અરસામાં તેમના કુટુંબમાં એક માઠો બનાવ બન્યો હતો. એકની એક બેન મણી જેને ધોળકે પરણાવી હતી તે વિધવા થવાથી કુટુંબમાં બહુ શોક વ્યાપી રહ્યો હતો. અને તેના લોકીકે તેમને ધોળકે જવું પડયું હતું. અમો ચાર ભાઇઓ વચ્ચે મણી બેન એકજ બેન હતાં. તેમને ત્રણ દીકરીઓ છે, અને મણીબેન પણ રાજકોટમાં ગુજરી ગયાં છે. તેમની ત્રણ દીકરીઓનાં નામ-કમુ પસી તથા તારા છે. તેમાં મોટી ગઢડાવાળા ત્રિવેદી ગીરજાશંકર ભગવાનજી સાથે પરણાવેલ છે.

## કુંડલા, સંવત ૧૯૫૨-૫૩.

સંવત ૧૯૫૨ ના પોષ વદિ ૩૦ સોમવાર તા. ૧૪-૧-૯૬થી તેમની ઉમરાળેથી પાછી કુંડલાના મુખ્ય ન્યાયાધિશ તરીકે બદલી થઈ. આ વખતે મરહુમ મહારાજા સર તખ્તસીંહજીની સ્વારી પોતાની પ્રજાની ખબર લેવા માટે મહાલોમાં ફરવા નીકળી હતી. સ્વારી ફરતી ફરતી કુંડલામાં આવી અને કુંડલાની વહીવટી કચેરીમાં મોટી કચેરી ભરી, તેમાં મોટા મોટા અમલદારો તથા ભાયાતો, કુળ ગરાસીયા તથા મહાજનના અગ્રેસરોથી કચેરીનો વિશાળ હોલ ભરાઈ ગયો હતો. તેમાં કવિ મગનલાલને મહારાજા સાહેબે ફરમાન કર્યાથી પોતાનો

એક ફેંસલો બુલંદ અવાજે વાંચી સંભળાવ્યો હતો, જેથી મહારાજા સાહેબ બહુ રાજી થયા હતા.

કુંડલામાં દરબાર તરફથી એક સંસ્કૃત પાઠશાળા ચલાવવામાં આવે છે, તેનું કામ બહુ શિથિલ તથા અવ્યવસ્થિતપણે ચાલતું હતું. તેમાં ડા. અનંતરાયભાઈની સાથે મગનલાલ કવિએ અથાગ શ્રમ અને તન, મન અને ધનથી મદદ કરી સારા પાયા ઉપર મુકી. તેમાં ધોરણો નવેસરથી નક્કી કર્યાં અને વખતો વખત શાળામાં જઈ પરીક્ષા લઈ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપતા અને રોજ સીધું તથા શ્રાદ્ધ, સંવત્સરીને દિવસે વિદ્યાર્થીઓને પોતાને ઘેર જમવાનું કહેતા હતા. તેમને વિદ્યાર્થીઓ ઉપર બહુજ પ્રીતિ હતી, તેમજ કુંડલાની જાહેર લાયબ્રેરીને પણ સારા પાયા ઉપર મુકી હતી.

કુંડલામાં પણ દરબાર ગઢમાં ટેનીસની રમત શરૂ કરી હતી– તેમજ પાસા બાજી તથા શેત્રંજની રમતનો તેમને બહુ શોખ હતો.

કાઠીયાવાડના તે વખતના મે. જુડીશીયલ આસીસ્ટન્ટ સાહેબ મે. બામન સાહેબ ફરતા ફરતા કુંડલે મુકામ કરેલ તે વખતે મગનલાલ કવિને મળીને તથા તેમના કાયદાનું સંગીન જ્ઞાન જોઈને તેમણે બહુ સંતોષ બતાવ્યો હતો.

કુંડલામાં શ્રીમાળી બ્રાહ્મણના પંદર વીસ ઘર છે પણ મહાલક્ષ્મી માતાનું મંદીર નહીં હોવાથી સૌનો વિચાર આપણી કુળદેવી મહાલક્ષ્મી માતાનું મંદીર કરવાનો થયો. તે વખતે કવિશ્વર દલપતરામ પણ કુંડલામાં હતા. કેટલાકનો વિચાર એકલા મહાલક્ષ્મી માતાની મૂર્ત્તિ પધરાવવાની હતી પણ કવિશ્વરે શ્રીમાળ પુરાણના આધારે સાબીત કરી આપ્યું કે નારાયણ સિવાય મહાલક્ષ્મી માતા એકલાં હોય નહી માટે મહાલક્ષ્મી માતાની સાથે નારાયણની મૂર્ત્તિ પધરાવવી. તે વાત સૌ ભાઈઓએ કબુલ કરવાથી જયપુરથી નારાયણની મૂર્ત્તિ

કવિશ્વરે પોતે મંગાવીને મહાલક્ષ્મીના મંદીરમાં લક્ષ્મીજીની સાથે નારાયણની મૂર્ત્તિ મગનભાઈના હાથે મોટી ધામધુમથી પધરાવી હતી. મગનભાઇએ તેમાં રૂા. ૫૧) આપ્યા હતા. તે વખતે કુંડલાના મહાજન તથા કાઠી ઘયડેરા પટેલીયા વગેરે સર્વેએ સારી મદદ આપી ઉત્સાહથી ભાગ લીધો હતો.

પીઠવડીનાં સ્વામિનારાયણના મંદીરમાં ગઢડેથી સદ્ગુરૂ શ્રી બ્રહ્મચારી મહારાજ અનંતાનંદજી મહારાજ પધાર્યા હતા. તેમના દર્શને કવિશ્વર દલપતરામ તથા ડાકટર મણિલાલ મોહનલાલ ઝવેરી તથા વકીલ શામજી કેશવજી વગેરે ગયા હતા. બ્રહ્મચારી મહારાજ સાથે ધર્મ સંબંધી ઉપદેશ સાંભળ્યો હતો.

## પિતૃભક્તિ.

તેમની શ્રવણના જેવી પિતૃ ભક્તિ હતી. આ વખતે પિતાશ્રી કુંડલામાં હતા ત્યારે તેમણે એવી ઇચ્છા બતાવી કે “ મગન તું હવે નોકરીએ લાગી ગયો છે. તારા નાના ભાઇઓ હજુ ભણે છે માટે તું અમુક રોકડ રકમ લઇને અમદાવાદના ઘરમાંથી તારો હક ઉઠાવી લે. આ ઇચ્છાની વિરૂદ્ધ તેમના ઘરના બહુ થયાં હતાં પણ પોતે તો પિતાની ઇચ્છા પ્રમાણે કરવા તુરત કબુલ થયા અને અમદાવાદના ઘર ઉપરથી પોતાનો હક ઉઠાવી લીધો, જેથી પિતાને બહુ સંતોષ થયો. અને મગનભાઇએ નવા વાસમાં ઘર લઈને નવા મકાન બનાવ્યાં અને પોતાની બાપુકી મિલ્કત ઉપરથી હક ઉઠાવી લીધો. આજકાલ એક લાકડાની ખીંટી માટે ભાઈઓ અંદર અંદર લડી મરતા જોવામાં આવે છે ત્યારે મગનભાઇએ રામચંદ્રજીની પેઠે પિતાનું વચન પાળવા માટે પોતાની બાપુકી મિલ્કત ઉપરથી હાથ ઉઠાવી લીધો.

કુંડલેથી તેઓ તુલશીશ્યામ તથા જુનાગઢ તથા બીલેશ્વર મહાદેવ જઈ આવ્યા હતા.

આ અરસામાં ભાવનગરના પ્રતાપી મહારાજા સર તખ્તસિંહજીનો સ્વર્ગવાસ થયો હતો તેથી ભાવનગર તથા કાઠીયાવાડમાં હાહાકાર થઈ રહ્યો હતો. પ્રજા શોકમાં ડુબી ગઈ હતી. મહારાજા સાહેબની ઉદારતાથી આખા હિંદુસ્તાન અને વિલાયત સુધી તેમની ખ્યાતી થઇ હતી. તેમના પછી મહારાજા ભાવસિંહજી ગાદી ઉપર બિરાજ્યા અને રાજ્ય કારભાર બહુ સારી રીતે ચલાવ્યો.

## મહુવા, સંવત ૧૯૫૩ થી ૧૯૫૯.

કુંડલેથી તેમની સંવત ૧૯૫૩ ના આસો વદિ ૮ સોમવાર ને તા. ૧૮-૧૦-૯૭ થી મહુવાના મુખ્ય ન્યાયાધિશની જગ્યોએ બદલી થઈ. કુંડલાની પ્રજાએ તેમને વિદાયગીરીનું બહુજ સારૂં માન આપ્યું હતું. મુળજી શેઠ, આણંદજી લખાણી, તથા વકીલ શામજી કેશવજી પારેખ ધીયા ખાનદાન વગેરે કુટુંબની આગેવાની નીચે કુંડલા મહાલની સમગ્ર પ્રજા તરફથી તેમને ઘણુંજ સારૂં માન આપ્યું હતું. કુંડલેથી મહુવા સુધીની રેલ્વે ગાડી થઈ નહોતી, પગરસ્તે જવાતું હતું અને રસ્તામાં રાત થતી હતી. કુંડલાથી મહુવા ૩૭ માઇલ દુર છે અને પાકી સડકછે. કુંડલાની પ્રજા ગીરધર વાવ સુધી વળાવા ગઇ હતી. મહુવા મહાલ મોટામાં મોટો મહાલ છે, અને મહુવા તથા વીકટર એ બે મહાલ મહુવા ન્યાય કોર્ટના જુરીશડીક્શનમાં છે એટલે ન્યાયખાતામાં કામ ઘણું રહે છે. મહુવા મહાલના કુલ ગામ ૧૨૯ અને તેની વસ્તી ૭૪૧૭૬ તથા વીકટર મહાલના કુલ ગામ ૫૧ અને તેની વસ્તી ૨૧૮૩૯ છે. મહુવામાં મદદગાર ન્યાયાધિશની પણ કોર્ટ છે. મહુવાથી દરીયો પાંચ માઇલ દુર છે અને મુંબઈ આગબોટ રસ્તે પણ શીયાળા તથા ઉનાળામાં જવાય છે. મહુવાના વેપારીઓ સાહસિક છે. વેપારીઓના સો વહાણો લગભગ હશે, તે વડે દેશ પરદેશ સાથે મોટો વેપાર ખેડાય છે. મહુવામાં બાજરો, કપાસ, જાર, તલ નીપજે છે.

અને અનાજ, ઘી, ઉન વગેરે દેશ પરદેશ ચઢે છે. મહુવામાં ભવાની માતા તથા પ્લેન્ટેશન જોવાલાયક છે. મહુવામાં જૈનાચાર્ય નેમવિજયજી તથા ધર્મવિજયજી તથા જૈન ફીલોસોફર વીરચંદ રાઘવજી તથા કવિ નીલ, શેઠ વલભદાસ પોપટ, મહાન કવિ ત્રીભોવન પ્રેમશંકર તથા લલુ કાળીદાસ જેવા કવિઓ તથા પ્રોફેસર નથુ મંછારામ જેવા પણ દુનીયાના મહાન જાદુગર જન્મ્યા છે તથા વેપારીઓમાં મનજી નથુ-ભાઇ તથા નગરશેઠ મોનદાસ ત્રંબક જેવા સારા વેપારીઓની મહુવા જન્મભૂમિ છે. મહુવા એ કાઠીયાવાડનું કાશ્મીર ગણાય છે. માલણ નદીને સામે કાંઠે તેની વાડીઓ શોભામાં વધારો કરે છે. મહુવામાં નાળીયેર, સોપારી, રામફળ, સીતાફળ તથા જામફળ, પેપૈયાં, કેળાં, ચીકુ વગેરે સ્વાદીષ્ટ ફળો પાકે છે. ખાસ કરીને ઉનાળામાં મહુવાની હવા બહુ ખુસ્નુમા હોય છે. મહુવામાં જમાદારના આંબા બહુ વખ-ણાય છે. હાફુસ પાયરી કલમી તથા દેશી કેરીઓ થાય છે, અને પરદેશ બહુ ચડે છે. ઉનાળામાં બહારગામથી લોકો હવા ખાવા સારૂ મહુવામાં આવે છે. ઉનાળામાં લુ બીલકુલ વાતી નથી. મહુવામાં દાંતનાં તથા લાકડાનાં રમકડાં સારાં બને છે.

સંવત ૧૯૫૪ના ચૈત્ર શુદ ૩ ને દિવસે પિતાશ્રી કવિશ્વર દલપ-તરામનો સ્વર્ગવાસ થયો. માતાપિતારૂપી મહા વૃક્ષની શીતળ છાયાથી કોને તૃપ્તી થઇ છે? કવિશ્વરને એક વરસથી પક્ષાઘાતનો રોગ લાગુ પડયો હતો. પણ રાસનાદિ કવાથ તથા મહા યોગરાજ ગુગળ અને નારાયણ તેલનું સેવન કરવાથી હરતા ફરતા થયા હતા. પણ ફરીથી ઉથલો ખાધો અને તે જીવ લઈ ગયો. છેલ્લી વખતે કવિશ્વરનું આખું કુટુંબ તેમની સમીપ હાજર હતું. મગનભાઈ પણ મહુવેથી આવ્યા હતા. કવિશ્વર કુટુંબ કબીલા વગેરે માયીક પદાર્થમાંથી વૃત્તિ ખેંચી લઇ ફક્ત પ્રભુમાં વૃત્તી જોડી દઇ ઇશ્વિરસ્મરણ કરતા પૂર્ણ શાંતીમાં પોતાનો દેહ છોડી સ્વધામમાં ગયા. તેમની છેલ્લી કવિતા નીચે મુજબની છે.

દોહરો.

તૃષ્ણા તલમાત્ર નથી, પણ બે અધુરાં કામ;
પ્રભુ ભક્તિ પરમાર્થ તે, દાખે દલપતરામ.

## ગોલાણી તથા કેશવાણીનો કજીઓ.

ભાવનગર તથા મહુવામાં જૈનાચાર્યે ગોલાણી અને કેશવાણી એ અટકના શ્રીમાળી બ્રાહ્મણોમાં દોઢસો વરસથી કજીઓ ચાલ્યો આવતો હતો. અને એક બીજાને અપૈયો હતો. તે કજીયો વકીલ મહાશંકર જુઠાભાઈ જે કેશવાણી છે તેમના બાપ ગુજરી ગયા ત્યારે મગનભાઇએ બંને પક્ષવાળાને ત્રણ દિવસ મહેનત કરી મટાડયો હતો. અને આખી નાત એકત્ર કરી મહાશંકરના બાપનો દાડો બહુ સારી રીતે થયો હતો અને ત્યારથી મહુવાની નાતમાં સંપ કરાવ્યો હતો. તેથી મહુવાની નાત હાલસુધી તેમને યાદ કરી ઉપકાર માને છે.

સંવત ૧૯૫૫ના ફાગણ માસમાં વરતાલની સ્વામિનારાયણની ગાદીના આચાર્યજી મહારાજ શ્રી વીહારીલાલજી મહારાજ મહુવામાં પધાર્યા હતા. તેમનો મહુવાની પ્રજાએ ઘણો સારો સત્કાર કર્યો હતો. નગરશેઠ તથા અન્ય ધર્મીગૃહસ્થોએ પણ તેમની પધરામણીગો કરી હતી. મગનભાઇએ તેમની દરબારગઢમાં ન્યાયાયકોર્ટમાં પધરામણી કરી હતી, કીર્તન ગવરાવ્યાં હતાં. અને સત્સંગનો બહુ લાભ લીધો હતો.

આચાર્ય મહારાજશ્રી વિહારીલાલજી મહારાજ બહુ ધર્મવાળા તથા પ્રતાપી હતા. કુસંગી લોકો પણ તેમના ઉપર આસ્થા રાખતા અને જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સત્સંગનો બહુ ફેલાવો થતો. દસ વરસ વધારે જીવ્યા હોતતો સત્સંગમાં ઘણો સમાસ થાત. તેમણે ગાદી ઉપર બિરાજ્યા પછી ચાર કાર્ય કરી પોતાનું નામ અમર કર્યું છે. તે કાર્યોમાં એક વરતાલમાં ગોમતીજીનો ઘાટ રાજુલાના પથ્થરથી મોટા ખરચ કરી બંધાવ્યો તે છે. હજારો લોકો ગોમતીજીમાં સ્નાન

કરી પાવન થાય છે અને વિહારીલાલજી મહારાજને સંભારે છે. તેમનું બીજું કાર્ય ગઢડામાં લક્ષ્મી વાડીમાં જે સ્થળે શ્રીજી મહારાજને અગ્ની સંસ્કાર કર્યો હતો તે સ્થળે શીખરબંધ મંદીર ચણાવી તેમાં મુર્તીયો પધરાવી મોટો યજ્ઞ કર્યો હતો. ત્રીજું કામ ભાગવતની "ભક્તરંજની" ટીકા કરાવી છપાવી તે છે અને ચોથું કામ કવિશ્વર દલપતરામ પાસે શ્રીજી મહારાજની લીલાનો "હરિલીલામૃત" ગ્રંથ કરાવ્યો તે છે. આ ચાર કાર્યોથી તેમનું નામ અમર થયું છે અને ગામે ગામ અને ઘેરેઘેર તેમના કરાવેલા હરિલીલામૃત તથા ભાગવતની કથાઓ થાય છે. મહારાજ મહુવામાં બહુ રાજી થયા હતા. અને પોતે બોલ્યા હતા કે મહુવામાંથી નીકળવું તે પ્રાણ જાય તેવું વસમું લાગે છે, અને થયું પણ તેવુંજ. મહુવેથી ગયા પછી વરતાલમાં સંવત ૧૯૫૫ ના ભાદરવા વદી ૧૦ ને રોજ તેમણે અક્ષર ધામવાસ કર્યો હતો. સત્સંગમાં તેથી ઘણો શોક વ્યાપી રહ્યો હતો. સત્સંગમાં તેમની ખોટ હાલ સુધી પુરાઈ નથી.

## સંવત ૧૯૫૬ નો દુકાળ.

સંવત ૧૯૫૬માં આખા હીંદુસ્તાનમાં મોટો દુકાળ પડયો હતો. અને દેશ પરદેશથી ઘણાં રાંકા અન વસ્ત્ર વિના ટળવળતાં મહુવામાં રખડતાં જોવામાં આવતાં. જેમને જોઇને મગનલાલનું દયાર્દ્ર દિલ ઘણું ભરાઈ આવ્યું. અને નાગાં તથા ભુખ્યાં ભીખારીઓને જોઇને તેમને બહુ દયા આવી. અને તેમણે નગરશેઠ વગેરેને તેડાવીને કહ્યું કે આપણે નીરાંતે બે વખત જમી પેટ ઉપર હાથ ફેરવી ઓહીયાં કરીએ છીએ જ્યારે બીચારાં રાંકા એક બટકું રોટલા માટે રાડો પાડે છે તેમની રાડોથી ખાવું ગળે ઉતરતું નથી માટે તેમને માટે આપણે ફન્ડ એકઠું કરી તેમને ખાવાનું આપવું જોઇએ. તેમ કરીને પોતે પહેલ વહેલા સો રૂપીઆ ફાળામાં ભર્યા. અને ઘેરેઘેર અને દુકાને દુકાને

ફરીને રૂપીયા બાર હજાર એકઠા કર્યા. તેનો હીસાબ શેઠ મનજીભાઈ નથુભાઈની દુકાને નાથાશેઠ રાખતા હતા અને શરૂવાતમાં બજારમાં રાંકાઓને બેસારી રાંધેલો ખોરાક પોતાની જાતી દેખરેખ નીચે અપાવતા. પાછળથી રાંકા વધી પડવાથી ભુતનાથ મહાદેવ પાસે છપર ઉભા કરાવી ત્યાં રાંકાને રાખવામાં આવ્યા હતા. છાસ તથા અથાણું પણ ગામમાંથી ઉઘરાવી આપવામાં આવતું હતું અને કપડાં પણ આપવામાં આવતાં હતાં. આમાં શેઠ મનજીભાઈ તથા શેઠ માધુભાઇ તથા પોપટભાઇ તથા શેઠ નાથાભાઈની પુરી સહાયતા હતી. તેમજ નામદાર દરબારશ્રી તરફથી પણ સારી મદદ મળી હતી.

મહુવા જેવા મોટા મહાલમાં ન્યાયકોર્ટના કામના બોજાથી તેમની શરીર સંપત્તિ બગડી. સવારના છથી સાંજના સાત વાગતા સુધી સતત કામ કરવાથી તેમના શરીરમાં રોગ લાગુ પડ્યો. અને ખુરશી ઉપર સતત બેસી રહેવાથી તથા પેશાબ રોકાવાથી તેમને કીડનીનો રોગ લાગુ પડ્યો. તેથી તેમણે સર ન્યાયાધિશ ઘેલાભાઈને પોતાની બદલી કરવા ઘણા રીપોર્ટ કર્યા, પણ તેમણે ધ્યાનમાં લીધા નહીં.

એક વખત મહુવેથી શેઠ માધુભાઇ સાથે મુંબઈ પોતાની તબીયત કોઈ હુશીયાર ડાકટરને બતાવવા સારૂ ગયા હતા. ડાક્ટરે પણ મહુવેથી બદલી કરાવવાનો અભિપ્રાય આપ્યો પણ સર ન્યાયાધિશ સાહેબ ઘેલાભાઈ મગનભાઇ તથા વામનરામભાઇ તેમના સ્વતંત્ર અને નિડર સ્વભાવથી નાખુશ રહેતા હોવાથી તેમની મહુવેથી બદલી કરી નહીં અને તેથી કામના અસહ્ય બોજાને લીધે તેમની તબીયત ધીરે ધીરે બગડવા માંડી જે છેવટ તેમના પ્રાણુ લઇને ગઈ. અધુરામાં પુરૂં આ વખતે એક ઘણોજ શોકકારક બનાવ બન્યો.

મહુવામાં તેઓ સાત સ્વરૂપની હવેલી પાસે રહેતા હતા. તે મકાનના છજા ઉપરથી તેમનો નાનો અને લાડકો દીકરો બહાદુર ઉર્ફે

રમણીક સને ૧૯૦૦ ના મે માસની પહેલી તારીખે છજાં ઉપર રમતાં પડી જવાથી મૃત્યુ થયું. ચી. રમણિક બહુ ચાલાક અને નામ પ્રમાણે બહુ બહાદુર છોકરો હતો. તેમનો તેના ઉપર બહુ પ્રેમ હતો. બહાદુર તેમની આશા હતી અને મોટો થઈ કવિનું નામ રાખશે એવી તેમને ખાત્રી હતી. ચી. બહાદુર દોઢ દીવસ સુધી બેશુદ્ધ હાલતમાં રહ્યો. મગનભાઈ તથા તેમના પત્નીએ ધીરજ રાખી તેની સારવાર કરી અને તેમના પત્ની તેને પોતાના ખોળામાં રાખી ઉંચે સ્વરે સ્વામિનારાયણ, સ્વામિનારાયણ નામનો ઉચ્ચાર કરતા હતા અને કોઇને શોક કરવા દેતા નહોતા.

આ બનાવથી મગનભાઈની નાદુરસ્ત તબીયત ઉપર સખ્ત ફટકો પડ્યો અને તેમની તબીયત લથડતી ચાલી.

આખા મહુવા શેહેરમાં હાહાકાર થઈ રહ્યો. લોકો ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને લીલા લહેર એમ ઉચ્ચારવા લાગ્યા. હું તે વખતે ઉમરાળે હતો. ઉમરાળેથી હું તથા મારી પત્ની અ. સૌ. ગંગાજી તથા ત્રવાડી મોતીલાલ એટલા જણ માણાવદર, જેસર, છાપરીયાળી થઇને મહુવે લોકીકે આવ્યા હતા, આવો માઠો બનાવ બન્યા છતાં રાંકાઓના નિભાવનું કામ તેમની દેખરેખ નીચે ચાલતું હતું. અને કાયમ પોતે રાંકાઓને જમાડવા માટે જતા હતા. મને પણ તે જોવા લઇ ગયા હતા.

રાંકાઓ તેમને જોઇને બહુ રાજી થતાં અને ઉંચે સ્વરે કવિ સાહેબની જે, કવિ સાહેબની જે, ના પોકાર કરી મુકતા હતા.

ઘર આગળ ભવાનિશંકર શુકલ પાસે કથા સાંભળતા અને સ્વામિનારાયણના મંદીરમાં ગઢડેથી પુરાણી હરીચરણદાસજીને તેડાવી ગોપાળાનંદ સ્વામિની કરેલી ટીકાવાળી ગીતા મંદીરમાં જઇ દરરોજ સવારમાં સાંભળવા માંડી. બીજા પણ ચાળીસ પચાસ માણસો ગીતા સાંભળવા આવતા હતા. પુરાણી હરીચરણદાસજી બહુ વિદ્વાન હતા

અને ગીતાની બહુ સારી કથા કરતા હતા. શ્રોતાજનો ગીતાના પુસ્તક લઇને સાંભળવા બેસતા.

બદલીને માટે ફરીથી અરજી કરવામાં આવી પણ બદલી થઈ નહીં. છેવટે તેમની તબીયત વધારે બગડવાથી તેઓ તા. ૨-૧૧-૧૯૦૦ સંવત ૧૯૫૭ના કારતક શુદમાં રજા લઇને મહુવેથી ગોપનાથ થઇને તળાજે આવ્યા. તળાજામાં તે વખતે સખ્ત તાવના વાયરા ચાલતા હતા. ધાણી ફુટે તેમ માણસો મરતાં હતાં મગનભાઈ તથા તેમની વહુ બંને જણા તાવમાં પટકાઈ પડયાં. કોઈ કોઇને પાણી પાય તેવું રહ્યું નહીં. ત્રવાડી છગન બાપુ તથા હરગોવન બાંકાએ તેમની સારવાર કરી અને મને ઉમરાળે ખબર આપ્યા એટલે હું ઉમરાળેથી શીહોર થઇને તળાજે ગયો. અને તેમને તાળાજે ભદ્રાવળ, વરળ, ટાળા તથા શીહોર થઇને મહુવે તેડી લાવ્યો. મહીનો માસ ઉમરાળે રહ્યા પછી તેમની તબીયત સારી થતાં અમે સૌ રજા લઇને અમદાવાદ ગયા.

સંવત ૧૯૫૭માં ધોળકામાં મણી બેનની ભાણીયો કમુ તથા પશીનાં લગ્ન થયાં.

છેવટે સંવત ૧૯૫૭ના ચૈત્ર સુદી ૧૦ તા. ૨૯ માર્ચ સને ૧૯૦૧થી તેમની મહુવેથી ભાવનગર શહેરમાં મદદગાર દીવાની તથા ફોજદારી ન્યાયાધિશની જગ્યોએ બદલી થઈ. મુખ્ય ન્યાયાધિશ રા. રા. વીઠલદાસ ગિરજાશંકર નિમાયા.

પરંતુ મહુવેથી તેમની બદલી તેમના શરીરમાં રોગ હાડ બેઠા પછી અસુરેથી થઈ હતી. જે માણસે મહુવા, કુંડલા, મોટા મહાલના ન્યાયાધિશ તરીકે કામ કરેલું તે માણસને મદદગારમાં નીમી ન્યાયાધિશ સાહેબે અન્યાય કર્યો હતો. મગનભાઇની તબીયત તદન સારી થઈ નહોતી છતાં તે ભાવનગર હાજર થયા. થોડા દીવસ વીઠલદાસ

ભાઇને ઘેર રહીને લાયબ્રેરીની પાછળ એક મકાન ભાડે લઇને રહ્યા હતા.

વઢવાણવાળા ઓઝા મોહનલાલ ધનેશ્વર જે અંગ્રેજી સ્કુલમાં માસ્તર હતા અને જે તેમના નાનપણના સ્નેહી હતા તેમની સોબતમાં રહેતા અને હું પણ ઉમરાળેથી આવી ખબર કાઢી જતો. ભાવનગરમાં તેમની તબીયત સારી નહીં રહેવાથી સંવત ૧૯૫૭ ના અષાડ વદ ૧ સોમવાર તા. ૧૭ જુન ૧૯૦૧ ભાવનગરથી શીહોરના ન્યાયાધિશની જગ્યાએ તેમની બદલી થઇ. શીહોર મહાલના કુલ ગામ ૫૫ અને કુલ વસ્તી ૩૦૮૯૮ની છે. શીહોર અસલ રાજધાનીનું શહેર હતું અને હાલ પણ ગોહલ વંશના ગરાસીયા શીહોરમાં ક્ષેત્રપાળ તથા ખોડીયાર માતાના કર કરવા સારૂં આવે છે. શીહોરમાં મહેતા તથા દોશી કુટુંબવાળા રાજમાં કારભારી હતા. શીહોરમાં પ્રગટનાથ મહાદેવ, બ્રહ્મકુંડ, ખોડીઆર માતા તથા સાત શેરી તથા ગૌતમેશ્વરના પવિત્ર સ્થળો જોવા લાયક છે.

ભાવનગરથી શીહોર આવ્યા પણ મગનભાઇની તબીયત સારી રહેતી નહીં. હું ઉમરાળેથી દર અઠવાડીએ તેમની ખબર કાઢવા આવતો. ગઢડેથી બ્રહ્મચારી હરીસ્વરૂપાનંદજી તથા અક્ષરાનંદજીને તેડાવી કથાવાર્તા તથા કીર્તન સાંભળતા હતા. અને પ્રભુમાં લગની લગાડવા માંડી. પણ એ ડીસીઝ ઓફ લીવર અને કીડની ડીસીઝે જોર કરવાથી છેવટ ડાક્ટરની સલાહથી સંવત ૧૯૫૭ના અધિક શ્રાવણ માસ વદી ૧૩ સોમવાર તા. ૧૨ ઓગસ્ટ ૧૯૦૧ થી રજા લઇને શીહોરથી અમદાવાદ તેડી ગયા. અમદાવાદમાં તે વખતે ચીમનભાઈ રેવન્યુ ખાતામાં નોકર હતા. તેમણે સ્ટેશનથી ઘેર લઇ જવાની તથા ઘેર લઈ ગયા પછી સીવીલ સરજ્યનને બોલાવી દવા વગેરે બહુ સારી રીતે કરી તેમની ઘણી કાળજીથી સારવાર કરી.

મગનભાઇએ નવાવાસમાં મકાન લઇને નવેસરથી ચણાવેલા મકાન

તૈયાર થઇ જવાથી શીહોરથી ચી. દશરથને અમદાવાદ શ્રાવણ માસમાં મોકલી તે ઘરનું વાસ્તુ કર્યું હતું. પણ તે મકાન તૈયાર થયા પછી પોતે જોયું નથી તેમ તેમાં પગ પણ મુકયો નથી. "આદર્યા અધુરાં રહે ને હરી કરે સો હોય" Man proposes and God disposes તે પ્રમાણે કર્તાહર્તા ઇશ્વર છે. અને તેની મરજી સિવાય એક પાંદડું પણ હાલી શકતું નથી.

છેવટે સીવીલ સરજનની સલાહથી અને મગનભાઇની પોતાની ઇચ્છાથી અમદાવાદની સીવીલ હોસ્પીટલમાં તેમને ઓપરેશન માટે લઈ ગયા. સીવીલ સરજને ઓપરેશન કર્યું પણ અફસોસ તે ઓપરેશન ફતેહમંદ થયું નહીં. સીવીલ હોસ્પીટલમાં જેવા ઉમંગથી આવ્યા હતા તેવાજ નાઉમેદ થઈ સીવીલ હોસ્પીટલ છોડી તેમને મેનામાં એસારી પાછા ઘેર લઈ આવ્યા. સીવીલ હોસ્પીટલમાં બહુજ બેદરકારી જોવામાં આવી. દરદીની કોઇ સંભાળ લે નહીં. તેથી તેમને બહુજ કંટાળો આવ્યો. ઘેર તેમની ઘણી સારવાર કરી છેવટ સ્વામિનારાયણ ભગવાનનું સ્મરણ કરતા કરતા આ નાશવંત દુનીયાને છેલ્લા પ્રણામ કરી તે મહાન પિતાની હજુરમાં અક્ષરધામવાસી થયા. સંવત ૧૯૫૭ ભાદરવા શુદ નોમના રોજ પોતાના પિતાના બંગલામાં આ ન્યાયમૂર્તી ભાઇયો તથા પત્નિ તથા પુત્ર તથા પુત્રીઓને તથા બહોળા મિત્ર મંડળને શોકસાગરમાં ડુબાડી, શાશ્વત શાંતિ ભોગવવા સારૂં પ્રભુના દરબારમાં ચાલતા થયા.

તેમના સ્વર્ગવાસના ખબર સાંભળીને ભાવનગરના તે વખતના સર ન્યાયાધિશ મે. રાણીના સાહેબે સંસ્થાનની તમામ ન્યાયકોર્ટો તેમના માનમાં એક દિવસ બંધ રાખવા હુકમ બહાર પાડયો હતો. તેમાં લખ્યું હતું કે અમારા પ્રમાણિક અને બાહોશ ન્યાયાધિશ મી. મગનલાલ દલપતરામ કવિના કવખતના સ્વર્ગવાસથી ન્યાયખાતાને મોટી ખોટ પડી છે."

આવું માન ભાવનગર રાજ્યમાં બીજા કોઇને મળ્યાનો બીજો દાખલો બન્યો નથી.

આખા ભાવનગર રાજ્યમાં જ્યાં તેમણે નોકરી કરેલી ત્યાંના લોકો બહુ દીલગીર થયા. અને ચારે તરફથી દિલાસા પત્રો આવવા લાગ્યા. તેમની ઉત્તર ક્રિયા શાસ્ત્ર વિધિ પ્રમાણે કરવામાં આવી.

સં. ભાવનગરના મહારાજા સાહેબ સર ભાવસીંહજીએ તેમની લાંબા વખતની પ્રમાણિક નોકરીની કદર કરીને તેમના પુત્ર ચી. દશરથ પ્રસાદને રૂા. ૧૫) પંદરની માસીક સ્કોલરશીપ કરી આપી હતી. અને તે જ્યારે ભણી રહ્યો ત્યારે ચી. જશલક્ષ્મીને બી. એ. નો અભ્યાસ કરતાં સુધી તે સ્કોલરશીપ મહેરબાનીથી આપી હતી. મરહુમ મહારાજા સાહેબ શ્રી સર ભાવસીંહજી કદરદાન અને પ્રજા પાલક રાજા હતા. તેમનું એક પત્નીવ્રત તથા નિરવ્યસનપણું તથા ઉત્તમ ચારિત્ર પ્રશંસાપાત્ર હતું.

તેમની પાછળ એક પુત્ર નામે ચી. દશરથપ્રસાદ તથા ચાર દીકરીયો નામે જશલક્ષ્મી, ચંદુ, ઇંદુ, અને ભાનુમતિ છે.

તેમનું કાઠું નીચું હતું. શરીરનો બાંધો મજબુત હતો. રંગે ધોળા, આંખો ઝીણી, અને સ્નાયુ મજબૂત હતા. તેમનો સ્વભાવ આનંદી, રમુજી તથા હસમુખો હતો. વાતો કરતા તેમાં દાખલા તથા ટુચકા, કવિતા, દોહરા, સોરઠા કહેવાનો સ્વભાવ હતો. તે હમેશાં ટાઇમ્સ અને બુદ્ધિપ્રકાશ વાંચતા.

દશરથને જનોઈ આપી ત્યારે તેઓ રૂપીયા ૫૦ ભરીને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના લાઇફ મેમ્બર થયા હતા.

તેમનું કાયદાનું જ્ઞાન બહોળું હતું ચારે હાઇકોર્ટના લૉ રીપોર્ટ મંગાવી વાંચતા. તેથી અપ ટુ ડેઇટ કાયદાનું જ્ઞાન હતું. તેઓ અડગ ધારાશાસ્ત્રી હતા. ન્યાયના કામમાં કોઇનો પણ પક્ષ રાખતા નહીં.

અને તેમના ફેંસલાથી બંને પક્ષકારોને સંતોષ થતો. તેમના ફેંસલા ઘણાખરા અપીલ બહાલ રહેતા હતા. તેમનું ચારિત્ર ખાનગી તથા પબ્લીક ઘણું શુદ્ધ હતું. તેમને સ્વામિનારાયણ ભગવાન શીર સાટે હતા અને ઠાકોરજીની પુજા કરતા હતા અને કથાવારતા સાંભળતા હતા. રોજ મંદીરમાં જતા અને વચનામૃત વાંચતા.

જે જે મહાલમાં જતા ત્યાં ગરીબ વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકો લુગડાં અપાવતા. તેમજ ગરીબ વિધવાઓને દાણા લુગડાં ગુપ્ત રીતે પહોંચડાવતા હતા.

તેમને પાનાં, બીઝીક, શેત્રંજ, સોગટા બાજીનો તથા ટેનીસ અને બેડમીંગટનનો શોખ હતો. મહુવામાં સંવત ૧૯૫૫માં પહેલ વહેલી ટેનીસ કલબ તેમણે કાઢી હતી. ચોપાટમાં અને શેતરંજમાં તેમને કોઈ જવલ્લેજ જીતી શકતું.

ન્યાયાધિશોમાં મે. મોરારજી આણંદજી ટન્ના, કે જેઓ ભાવનગરના દીવાનનું પદ ભોગવી ગયા છે તે, તથા મે. વીઠલદાસ મંછારામ પકવાસા કે જે સર ન્યાયાધિશનો હોદ્દો ભોગવી ગયા છે, તથા મે. વીઠલદાસ ગીરજાશંકર તથા મે. મોતીલાલ ત્રીભોવનદાસ સદ્દાવાળા તથા મે. વલભરામ આત્મારામ તથા મે. વામનરામ કપીલરામ તથા હરીલાલ દામોદરદાસ તેમના ખાસ સ્નેહી હતા.

વહીવટદારોમાં મે. લલુભાઇ નાનાભાઇ ભટ, તથા ત્રીભોવનદાસ ભુલાભાઈ, તથા ત્રીભોવન ખુશાલ પોપટ તેમના ખાસ સ્નેહી હતા.

ડાકટરોમાં ડાકટર મણીલાલ મોહનલાલ ઝવેરી તથા ડાકટર હરગોવનદાસ ભગવાનદાસ બક્ષી, તથા ડાકટર અનંતરાય નાથજી તથા ડાકટર કલ્યાણજી નરોતમ તેમના ખાસ સ્નેહી હતા.

ફોજદારોમાં મી. વલ્લભ મોરારજી તથા પોપટ જાદવજી તથા [illegible]ના દોલતરાય તેમના ખાસ સ્નેહી હતા.

માસ્તરોમાં માસ્તર પીતાંબરદાસ ગોવીંદરામ, તથા હરીશંકર જેશંકર તેમના ખાસ સ્નેહી હતા.

વકીલોમાં કુંડલાવાળા વકીલ શામજી કેશવજી, લીલીયાવાળા વકીલ હરજીવનદાસ ડાહ્યાભાઇ તથા ઉમરાળાવાળા વકીલ ઓધવજી પરષોતમ તથા નંદલાલ પરમાણંદદાસ તેમના સ્નેહી હતા.

જ્યાં જ્યાં તેઓ ગયા છે ત્યાં ત્યાં તેમણે પ્રજાનો પ્યાર મેળવ્યો છે, અને અત્યારે પણ તેઓ તેમને પુરા ભાવથી અને લાગણીથી યાદ કરે છે.

અત્યારે જો તેઓ હયાત હોત તો મોટામાં મોટા ઓધ્ધો તે ભોગવતા હોત—પણ ઇશ્વરની મરજી તેમને પોતાની હજુરમાં રાખવાની હશે તેથી તેમને નાની ઉમરમાં તેડાવી લીધા.

પ્રભુ તેમના આત્માને પરમ શાંતિ આપો અને અમને તેમના જીવનમાંથી પ્રમાણીકપણે નીતિ ન્યાયથી સ્વધર્મમાં રહી કર્તવ્ય કરવાનું બળ આપો એજ પ્રાર્થના!!!

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## મે. વીઠલદાસ ગીરજાશંકર બી. એ, એલએલ. બી.
## ભાવનગર સ્ટેટના મુખ્ય વકીલ સાહેબનો પત્ર.

રાજકોટ, તા. ૧૯-૧૦-૨૨.

સ્નેહી ભાઇશ્રી છોટાભાઈ,

મરહૂમ રા. મગનલાલભાઈ ભાવનગરના ન્યાય ખાતાના એક બાહોશ, ખંતીલા, અને ઉદ્યોગી ન્યાયાધિશ હતા. તેઓ તેમના નિષ્પક્ષપાતપણા માટે એટલા બધા જાણીતા હતા કે ન્યાય કોર્ટો આગળ જનારા વાદી તથા પ્રતિવાદીઓ, ફરીઆદીઓ તથા તહોમતદારોને તેમનામાં પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હતી. તેઓ એટલા બધા હિંમતવાન અને નિડર હતા કે તેઓ ઇન્સાફના કામમાં ભાવનગરના મોટામાં મોટા અધિકારીઓની પણ ન્યાય ચુકવવામાં પરવા કરતા નહોતા. કુંડલામાં ધોબી ધારનો કેસ તેમની હિંમત અને નિડરતાનો દાખલો અત્યારે પણ પ્રસિદ્ધ છે. મ્યુનિસિપાલિટીના પ્રેસીડન્ટ તરીકે તે વખતના પબ્લીક વર્ક્સ ખાતાનો ચાર્જ ધરાવનાર મી. પ્રોક્ટર સીમ્સે એક જાહેરનામું નદી કિનારા ઉપર કુંડલામાં ચોડાવ્યું હતું કે ત્યાં ધોબીઓ અથવા ભાવસાર, રંગારા વગેરે ધોશે તો સજાને પાત્ર થશે. ધોબીઓ અને રંગારાઓએ ત્યાં ધોવાનું ચાલુ રાખ્યું, તેથી દરબારથી ઈ. પી. કોડની કલમ ૧૮૮ પ્રમાણે હુકમના અનાદર કરવાના ગુન્હા માટે આ હુકમ તોડનારા વિરૂદ્ધ કેસ ચલાવવામાં આવ્યો.

આ કેસમાં મી. ન્યાયાધિશ રા. રા. મગનલાલભાઇએ આ હુકમ મી. સીમ્સને કાઢવા અધિકાર નથી એ પોઇન્ટ ઉપર ચુકાદો આપ્યો. ઉત્તરોત્તર અપીલ થતાં પણ એ ચુકાદો બહાલ રહ્યો. અને તેને પરિણામે મરહૂમ મહારાજા સર તખ્તસિંહજીની સહીનું ફરી જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવ્યું કે ભાવનગરની રાજ્ય સભાના કોઇપણ મેંબર

તરફથી જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે તો તે જાહેરનામું દરબારશ્રી તરફથી પ્રસિદ્ધ થયું છે એમ તે જાહેરનામાની પ્રસિદ્ધી બાદ ગણવું.

આ હુકમ ન્યાયખાતાના સરક્યુલરની ફાઇલ ઉપર છે. મરહૂમ મી. પ્રોક્ટર સીમ્સ જ્યારે જ્યારે આ ચુકાદા પછી મરહૂમ રા. રા. મગનલાલભાઇને મળતા ત્યારે કહેતા હતા કે "કુંડલાના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ સાહેબ આવો. આપ કુંડલાના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ છો અને હું તો એક બીન અધિકારવાળો માત્ર મ્યુનિસિપાલિટીનો પ્રેસીડન્ટ છું."

મરહૂમ ભાઇશ્રી ઇન્સાફનો હેતુ બર આણવા માટે કામ ચાલતાં વકીલોને સવાલો પૂછવા દેવા માટે બહુ બહોળી મુનસફી વાપરતા હતા. અને પોતાને જરા પણ નિષ્પ્રયોજન તકલીફ પડેછે એમ જરા પણ કચવાટ બતાવતા નહીં. આ તેમની ઇન્સાફના ધોરણને માન આપવાની પદ્ધતિ તેમના ઉપર બહુ બોજો નાંખતી હતી. અને મહુવા મહાલ જેવા મોટા મહાલના ન્યાય ખાતાના કામનો બોજો તેમને તેમની આ પદ્ધતિને લીધે બહુ ભારે પડયો. તેઓએ મહુવામાંજ તેમની માંદગીની શરૂઆત કરી. તેમણે લગભગ બાર મહીનાનો આરામ ભોગવ્યો પણ અતિશય કામના બોજાને લીધે તેમને Abumania અથવા કીડની ડીસીઝનો જે હુમલો થયો હતો તેમાંથી તેઓ સાજા થઇ શકયાજ નહીં. અને આખરે સં. ૧૯૫૭ ના અશાડ માસમાં સ્વર્ગવાસી થયા.

શહેર ભાવનગરમાં તેઓ ચારેક માસ મદદગાર દિવાની ન્યાયાધિશ રહ્યા. પણ તે વખતે તેમની તબીયત સારી હતી જ નહીં અને એવી તબીયતની સ્થિતિમાંજ તેમની શીહોરમાં બદલી થઇ હતી. ન્યાયાધિશ તરીકેનું તેમનું જથ્થાબંધ ભારે બોજાવાળું કામ કુંડલામાં અને મહુવામાં થયું હતું. અત્યારે પણ મહુવા અને કુંડલાની પ્રજામાં

અને ત્યાંના વકીલ વર્ગમાં તેમના ઇન્સાફ, પ્રમાણિકપણા, અને કાબેલિયત માટે સૌને ઘણું જ માન છે.

(સહી) **વીઠલદાસ ગીરજાશંકર.**

---

**ભાવનગરના વકીલ મી. નંદલાલ પરમાણંદદાસ લખે છે કેઃ—**

મરહૂમ કવિ મગનલાલ દલપતરામ જે ભાવનગર રાજ્યના કુંમરાળા મહાલમાં ન્યાયાધિશનો હોદ્દો ભોગવતા હતા તે વખતે હું તેમના સમાગમમાં આવેલો ત્યારે તેમના સંબંધમાં મને જે અનુભવ મળેલો તેનું ટુંકું ટાંચણઃ—

મરહૂમ મગનલાલભાઈ એક બાહોશ ધારાશાસ્ત્રી હતા. અને ન્યાયાધિશ તરીકે તેઓ પ્રમાણીકપણે અને ખંતથી કોઈની પણ દરકાર કે પરવા કર્યા વગર પોતાના અંતઃકરણને જે વ્યાજબી અને કાયદેસર લાગતું તે મુજબનો ઈનસાફ કરતા હતા. તેઓ પોતાના કામકાજમાં ઘણા જ ખંતીલા અને મહેનતુ હતા.

ન્યાયાધિશ તરીકેની તેમની કારકીર્દિ ઘણી ઉજ્વળ હતી એમ વગર સંકોચે કહેવાને હું હિંમત ધરૂં છું.

એક વખત એક ગામમાં—જેનું નામ આપવા માગતો નથી—પણ એક માણસે તલવાર વડે આત્મઘાત કરવાની કોશીશ કરી હતી. તે બાબતમાં એ ગામના મુખીએ સ્કુલના માસ્તર પાસે પોલીસ તપાસદારે ઉપર ચીઠી લખાવી હતી કે આ ગામના અમુક માણસે તલવાર પોતે પોતાની મેળે વાઘ છે માટે તપાસ કરવા આવજો. તપાસદારે પોલીસ ફોજદારને ખબર આપ્યા. તેથી તેઓ સાહેબ પણ તપાસ કરવાને ત્યાં ગયા. અને પરિણામે ન્યાયકોર્ટને રિપોર્ટ થયો કે આમાં

કોઇ ગુન્હો બન્યો નથી. અને મુખીની અસલ ચીઠીમાં તલવાર પોતે પોતાની મેળે વાઇ છે એ વાઇને બદલે (ઇ) ઘસીને (ગી) કરેલી જણાતા આશામી.ઓને બારોબાર બોલાવી પ્રમાણીકપણે સ્વતંત્ર તપાસ કરીને પોલીસે જેને બચાવી લેવા માગતી હતી તેને તેની કબુલતથીજ ગુનેગાર ઠરાવી શિક્ષા કરી અને ફોજદાર તપાસદાર વગેરેને જુઠું દફતર બનાવ્યાનું ઠરતાં નોકરીમાંથી તેમને ડીગ્રેડ અને રદ થવાનો પ્રસંગ આવ્યો હતો.

આ પ્રમાણે તેઓ કોઇની પણ શરમ ઇનસાફના કામમાં રાખ્યા વગર પોતાના અંતઃકરણમાં લાગે તે રીતે કામ કરતા હતા. તેમની બુદ્ધિ ઘણીજ તિવ્ર હતી. કાયદાની ઉંચી પરિક્ષા પસાર કરેલી નહોતી. પણ તેમની બુદ્ધિની ચપળતા અને ખંત તેમજ મહેનતને લીધે તેઓ એક બાહોશ ધારાશાસ્ત્રીની પંક્તીમાં મુકવા લાયક હતા.

તેમની કોર્ટમાં ભાવનગરના સુપ્રસિદ્ધ વકીલો હાજરી આપતા હતા. તે સઘળાઓ તેમને માટે ઘણી જ માનની લાગણી ધરાવતા અને તેમના એક મુખે વખાણ કરતા હતા. તેમનું આયુષ્ય ટુંકું એટલે તેમાં બીજો કાંઇ ઉપાય નહીં, પણ તેઓ આજ સુધી હયાતી ભોગવીને આ રાજ્યની નોકરીમાં જોડાએલા રહ્યા હોત તો આજે ખાતાના ઉપરીની ઉંચી પદ્વી ભોગવવાને ભાગ્યશાળી થયા હોત. મહુવા મહાલમાં કામનો ઘણો બોજો છતાં તેઓ રાતદિવસ મહેનત અને ખંતથી કામ કરતા હતા. અને પરિણામે તેમનું શરીર બગાડયું તેપણ વધારે પડતી મહેનતને આભારી હોવાનું એક કારણતો હતુંજ.

છેલ્લા તેઓ ભાવનગરમાં મદદગાર દિવાની ન્યાયાધિશના હોદ્દા ઉપર આવ્યા હતા, તે વખતે મે. મુખ્ય ન્યાયાધિશનો ચાર્જ તેમની પાસે અમુક માસ રહેલો, તે દરમ્યાન તેમણે બહુ જ મહેનત અને ખંતથી કામ કરતાં વધારે બોજાને લઇને તેમનું શરીર ફરીથી બગ-

ડેલું અને તેથી ભાવનગરથી બદલી કરાવી શીહોર ગયા. પણ ત્યાં તેમનું શરીર વધારે બગડ્યું અને પરિણામે વધારે તબિયત બગડતાં અમદાવાદ તેમને વતન લઈ જવામાં આવ્યા, ત્યાં ઘણા બાહોશ ડાક્ટરોની સારવાર છતાં, અને ઓપરેશન કરાવ્યા છતાં, તેઓ ભાઇનો દેહાન્ત થયો. ભાવિ.



## ઉપદેશી મનહર છંદ.

પૈસાથી પંકાયો પણ, પાપથી મુકાયો નહિ;
ખજાનો રખાયો, ખરો ખેલ ન રખાયો તેં;
દૃષ્ટ તું દેખાયો ચાહી, સ્વાદતો ચખાયો પણ,
ધર્મમાં ન ધાયો, ગુણ પ્રભુનો ન ગાયો તેં;
ઠગથી ઠગાયો ને ઠગાવતાં ઠગાયો, મુખે
મોક્ષ ન મગાયો, માલ માયિક મગાયો તેં;
ગૃહસ્થ ગણાયો મોટો, મહેલ ચણાયો પણ,
પડે નહીં પાયો એવો, કિલ્લો ન કરાયો તેં. ૧

મોજ ભલે માણો જ્યાં સુધી લખાણો દાણો પાણી,
દાણો પાણી ખુટે જવાનું છે તેતો જાણો છો;
તત્વો તણો તાણો વાણો તૂટશે અજાણ્યો જ્યારે,
રાખે કીયો રાણો એવું અંતરમાં આણો છો?
તાકે છે શિયાળો પંખી જાળમાં ઝલાણો તોય,
લોભમાં લેવાણો એવી વ્યવસ્થા વખાણો છો;
કોટે બાંધ્યો પાણો એ ઉખાણો ખરો જાણો ખુદ,
શોધો શાણો સંત ખાલી તંત શીદ તાણો છો? ૨

કાયાની શી માયા, કાયા વાદળીની છાયા જેવી,
રેતીના રચાયા પાયા, એવી કાચી કાયા છે;
દહન થતા દેખાયા રાંક અને રાણી જાયા,
માયા મેલી મુએલા, ગણાયમાં ગણાયા છે;
ધન માટે ધાયા ને કમાયા ન કમાયા કોઈ,
બંધને બંધાયા કાળ, ઝાળમાં ઝલાયા છે;
લાલચે લોભાયા પણ, સ્થીર ન થોભાયા ભાઇ,
સૌ અહિં સમાયા એવી ઇશ્વિરની માયા છે. ૩

કુથલી ને કામીનીમાં તૃષ્ણા દામ ચામનીમાં,
જારી કરી જામનીમાં, ખૂબ બેઠો ખોઇને;
બીજાનું બગાડવામાં, દોલત ઉડાડવામાં,
જમવા જમાડવામાં બેઠો ધૂળ ધોઇને;
ખાનારા મફતીયામાં, લુંટાયો મળતિયામાં,
બારના ભરતીયામાં, ભુલ્યો જાણી જોઇને;
કદી કષ્ટ કાપવામાં કે સુનીતિ સ્થાપવામાં,
એકે પૈસો આપવામાં આવ્યો નહીં કોઇને. ૪

જાય જાય જોને તારૂં જીવતર જેવી રીતે,
જળ વહ્યું જાય સાથે જંતુઓ બીજાય જાય;
ખાય ખાય ખલકને ખોતરી ખચીત કાળ,
નખ ખાય નેણુ ખાય, શિરની શિખાય ખાય;
થાય થાય થાવર ને જંગમ જરૂર નાશ,
કૈંક ગયા તેની કેવી કરમ કથાય થાય;
હાય હાય કરી હૈયું કુટશે હેતુઓ તારા,
હયાતી છતાં તું હૈયે, ચેત્યો નહીં હાય હાય. ૫

ભાઈ તેં ભલાઈ ન લેવાઈ ને ભુંડાઈ લીધી,
લુચ્ચાઇ ઠગાઇ તોછડાઇ ન તજાઇ તેં;
ખાઇ મોર ખાઇ, મૂરખાઇ તો રખાઇ ખૂબ,
નીતિ ન રખાઇ ન રખાઇ ચતુરાઇ તેં;
કરી સરસાઇ પીતરાઇથી નવાઇ કરી,
પુંજી વધરાઇ પુણ્યે પાઈ ન અપાઇ તેં;
ધાઇ ધાઇ કરી જે કમાઇ ખાઇમાં સમાઇ,
પાઇ ન ખવાઇ ન લેવાઇ ન દેવાઇ તેં. ૬

સારી સારી મારી શીખ ધારી લે વિચારી ચિત્ત,
નથીરે નઠારી તેતો તારી હિતકારી છે;
પોકારી પોકારી કહું સ્વીકારી સ્વીકારી લેજે,
પ્રચારી પ્રચારીને વિચારીને ઉચ્ચારી છે;
ઠગે છે ઠગારી માયા, ધારી એ ધુતારી ધીર,
પ્યારી પ્યારી લાગે પણ ખરેખરી ખારી છે;
તારી તેંતો ધારી પણ, તારી તેને યારી નથી,
વ્યર્થ કહે વારી વારી, માયા મારી મારી છે. ૭

અરે અપરાધી ખાધી, ખોટ તેં ઉપાધી સાધી;
ઠગવા લોકોને કામ કીધું જે ઠગાઇનું;
જરૂર આ વાત તારા જીવમાં તું જાણી લેજે,
કહે દલપત ફળ, દેખીશ કમાઇનું;
છુપાવી છુપાવી છળ કપટથી કીધું છેક,
લંપટ તેં કામ લાંચ ચોરીને લુચ્ચાઇનું;
નથી મળ્યો પૂછનાર નર લોકમાં તોપણ,
પર લોકમાં તો નથી રાજ પોપાબાઇનું. ૮

કનક કમાયા, ન કમાયા તો કશી ફીકર,
કીરતિ કમાયા તો કમાયા ભલી ભાતથી;
પુત્ર જો પમાયા, ન પમાયા તો પીડાજ ઓછી,
પ્રભુજી પમાયા તો પમાયા પુરી પાંતથી;
સેજમાં સમાયા, ન સમાયા તો શી સોચના છે,
સ્વર્ગમાં સમાયા તો સમાયા સુખ શાંતથી;
રંગ જો રમાયા, ન રમાયા દલપતરામ,
તજી નર માયા તો રખાયા ખેલ ખાંતથી. ૯

## ઇન્દ્રવિજય છંદ.

દેહ દીધો નરનો હરીએ, હરિ મૂરતિ સાથ ન સૂરતિ સાંધી;
દાયકની ખરી ખોજ કરી નહીં, રોજ રસોઈ જમ્યો રૂડી રાંધી;
કેલિ કર્યો સુખ પામી સ્વતંતર, અંતર આંખ વિષે વસી આંધી,
શું પસ્તાય પછી દલપત, ન પાણીથી આગળ પાળજ બાંધી.

# બ્રહ્મદીક્ષા.



એજ માર્ગ, બન્ધુ! એજ માર્ગ;
નેત્ર કમળ મીંચી વિચરો છો,
પણ એજ પ્રભુનો રાજમાર્ગ.

ગંભીર કોલાહલ ભર્યું બજાર
શૂન્ય–સ્તબ્ધ–મૂર્છિત જેવું છે,
શ્રીપુરના નાગરિકો નિદ્રામાં છે.
ત્હમે પણ અખંડ નિદ્રા લીધી, બન્ધુ!
સદન્તરની સહોડય વાળી સૂતા.
પ્રવૃત્તિ સંસારને વીંધી જતો
એજ માર્ગ, બન્ધુ! એજ માર્ગ.

આગળ ઇસ્પિતાલ છે, ખરૂં?
કાળનાં અવિરત મહાપૂર વહે છે,
માનવી ત્હેને ખાળવા શે મથતા હશે?
વિધિના હાથ ઠેલ્યા ઠેલાય એમ છે?
પણ બન્ધુ! માર્ગ તો એજ.
મન્દવાડ ન હોય તો વીરજી!

સ્નેહ અણભૂલવ્યા રહે.
એ તો ભવ્ય પરમાર્થનાં ભુવનો,
બન્ધુસેવાર્થે રચેલાં માનવીનાં મન્દિરો,

સ્નેહીઓના સ્નેહની યુનિવ્હર્સિટી
સ્નેહનાં દુઃખ ધૈર્ય શક્તિ પ્રભાવ
પ્રગટવાં, પ્રફુલ્લવાં અને-રડવવાં
સૌ આ ભૂતદયાના ઉદ્યાનોમાં થાય છે.
સુખની નહીં પણ સ્નેહની આ વેદી.
ત્હમારા જીવન યજ્ઞમાં પણ
સ્નેહે અહીંજ સુખનો બલિ દીધો.
સ્નેહ વ્રત તપતાં અનેક તપસી
આ પ્રાસાદોમાં પ્રવર્તે છે.
ભ્રાતૃભાવનો આ બાગ છે, વીરા!
—ત્હમે તો તે જાણો છોજ
એજ એજ શ્રેયસ્કર માર્ગ
બન્ધુતામાં થઇ પ્રભુતામાં.
નગરના દરવાજામાં થઇ—

હા! વિશ્વ નગરીનો દરવાજો પણ
ત્હમે નિરન્તરનો છાંડયો.
પણ ભાઇ! એજ માર્ગઃ
અવની મૂકી આત્મ ભૂમીમાં,
બ્રહ્માંડ ઓળંગી બ્રહ્મમાં.
પિતા એજ માર્ગે ગયા છે,
સંસાર તજી સ્વર્ગમાં.
પૂર્વાકાશની પાછળ સૂર્ય હતો,
અને પશ્ચિમાકાશની પાછળ
વસન્ત પાલવ સંકોરતીઃ
પૃથ્વી ઉતારી પ્રાણ પ્રદેશમાં;
પરાગવતી સુમન સેજમાંથી
નિર્મળા સાત્વિક સૌન્દર્યમાં.

પિતા મ્હને માર્ગનો પરિચિત કરતા,
વંજુ શય્યા આગળ મ્હને ચલવતા.

જગત ન જોતી ત્હેમની આંખડલી
આ પન્થ નિરન્તર નિહાળતી.

પ્રપંચમાં આપણે એમને દોરતા,
પણ પ્રભુપન્થે આપણા એ નિયન્તા હતા:
સદ્‌ભાવ પાડતાં એમનાં તો પગલાં
આ માર્ગેજ વળેલાં હતાં.

વીરા! મ્હારૂં સ્મરણ સતેજ છે—
હજી તો ત્રણેક વર્ષ માંડ થયાં છે—
એજ માર્ગ, એજ સત્ય માર્ગ,
ત્હમે ડગલાં ભરો છો એજ મહામાર્ગ.
નગર છોડી વન આંગણે,
વિશ્વ ત્યાગી વિશાળા વ્યોમમાં:
પિતાનેજ ડગલે ડગલે, બન્ધુ!

આમલીઓની ઘટામાં થઇને જ
વીર! પાછળ સરિતાના તટમાં.
ભૂત પ્રેત જેવી, માયા સમી,
શંકા શી ડોલતી છાયાઓમાં થઇ
કોમળ જ્ઞાન સમાન અખંડ પ્રકાશમાં:
અન્ધકારનાં વન વટાવી
પ્રભાતનાં જ્યોતિર્જલમાં.
એજ પરમ માર્ગ બન્ધુ!

વિદાય લેશો, વીર!
દુનિયાનો અન્ત વિદાય જ છે.

આદિ ભલે અન્યથા હો.
પણ એક વેળા તો આંખ્ય ઉઘાડો,
એક છેલ્લી મીટથી તો જગતને જોઇ લ્યો.
શું જગત બહુ જોયું ?
ભલે, ત્હમને ગમ્યું તે અમને ગમશે જ.
ક્ષર મૂકી અક્ષર ધામમાં,
મૃત મૂકી અમૃતત્વમાં
મનુકુલ મૂકી ચિરંજીવ દેવોમાં:
એજ કલ્યાણપન્થ, ભાઇજી !

છેલ્લવેલું સ્નાન કરી લ્યો,
સંસારના મળ ધોઈ નાંખો,
અશુદ્ધિ વર્જી વિશુદ્ધિ ઓઢો
કુન્દનને અગ્નિની જ્વાળા તાવે છે,
પુણ્ય પ્રફુલ્લ પુરાણ સમયથી
આત્મ કુન્દન પણ અગ્નિદેવ પરીક્ષે છે:
વીરા ! વિરાજો અગ્નિરાજના ઉછંગે.
ત્હમારી કુન્દન સમી કાયાની
થવા દો બળીને ખાખ
ત્હમારા આત્મતત્વનાં કુન્દન પ્રકાશવા દો.
માટીમાંથી મણિ મળશે,
અને ભસ્મમાંથી કુન્દન જડશે.
એજ માર્ગ. એજ માર્ગ:
શુદ્ધિ ઉન્નતિના વ્રત સ્વીકારો.
શતશિખ અગ્નિદેવની પાંખ્ય ઉપર
વિહરો અનન્તતાની કુંજોમાં:
તેજ ત્હમે તેજભુમીમાં પધારો.

કિરણુની અમોલખ કણિકા ત્હમે
સૂર્યોના સૂર્યરાજમાં વિરામો.
વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે,
ભભૂકો પ્રભુવિહારી ત્હમે પણ
વાદળ ફાડી વિભુ વિરાટ પદમાં.
એજ પુનિત શ્રેયપન્થ, વીર!
ત્હાંજ મળશે વિશ્વરાજ મહારાજઃ
ભસ્મમાં સ્મશાનની ભૂતપતિ
અને ચિતા પાછળ સચ્ચિદાનંદ.

જય જગન્નાથનો, બન્ધુ!

ઘન ભેદી પ્રભારાશિ પ્રગટયો છે,
જગત મુખડે પ્રકાશ પ્રફુલ્લ્યો છેઃ
પૃથ્વી અને પ્રભુને
તેજની મણિ સાંકળે સાંકળતો
સૂર્યરાજ આંખડીમાં આવી ઉભો છેઃ
વીરરાજ! અમારાં અશ્રુ એ સૂકવશે.
દેવનાં દુન્દુભી ગાજે છે—
ત્હમે પાછું વાળી માં જોશો—
અમારો સંસાર અને ત્હેનાં સુખ દુઃખ,
ત્હેના વિલાસ તથા ત્હેનાં વિલાપો,
હવે ત્હમને બાધા કરતા નથી.
અમારે વાસ્તે જ તે રહેવા દો.
દેવો ત્હમારાં પગલાં વધાવે છે,
દેવાંગનાઓ ઓવારણાં લે છેઃ
સ્વીકારો તે દેવોનું આતિથ્ય,
વીરરાજ! રમો તે દેવભાવમાં.

એજ મંગલકારી માર્ગ, ભાઇ !
જય જગન્નાથનો જય !
ધરો ભડકાનો ભેખ,
અને લઈ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ !

( 'કેટલાંક કાવ્યો" ભાગ ૧ લો )

ન્હાનાલાલ દલપતરામ કવિ.



# જ્યોતિ.



લેખક:-

સૌ. ભાનુમતી દલપતરામ ત્રિવેદી.

-સાન્તાક્રુઝ.



પ્રકાશક:-

છોટાલાલ દલપતરામ કવિ, મહુવા.



# અર્પણ.



જગત્‌નાં સામાન્ય જીવનમાંથી માનવીઓને

જ્યોતિ તરફ લઇ જવાના પ્રયાસી,

સ્વર્ગસ્થ પૂજ્ય પઢિયારજીને

સ્નેહપૂર્વક અર્પણ.

ભાનુમતી.



આ બીજો પ્રયત્ન છે. બંગાળીપરથી "મિસર કુમારી" નું ભાષાંતર કર્યું અને છપાવ્યું. ભલા વિવેચકોએ ઉત્તેજક શબ્દોથી તેનો સત્કાર કર્યો. લેખન વ્યવસાય આનંદપ્રદ તો હતો જ, તેમાં ઉત્તેજન મળ્યું. ભાષાંતર કરવાને બદલે વાંચેલું, સમજેલું અને વિચારેલું જરા વધારે સ્વતંત્ર રચનામાં ઉતારવાનું મનમાં આવ્યું. મનના આ આવેગનું પરિણામ આજ ગુર્જરી માતને ચરણે ધરાય છે.

આ બધુંજ મારૂં લખેલું સ્વતંત્ર લખાણ નથી, એ વાત છૂપાવવાની હું જરૂર ધારતી નથી.

ફુરસદનો ઉપયોગ વાંચન–લેખનના વ્યવસાયમાં કરવાથી મને આનંદ મળે છે. હું લખું છું તો માત્ર મારા આનંદ માટે; પણ કોઇ કોઇ બીજાંનેય એમાંથી આનંદ મળે છે. અને એમાંથી કોઇને મારૂં લખાણ આખા ગુજરાતની પાસે રજુ કરવાનું ગમે છે.

ત્રુટીઓ આમાંય છે. મને નહિં દેખાઇ હોય એવી ખામીઓ વાંચનાર વર્ગમાંથી કોઇ કોઇ તરફથી સુચવાશે એની બ્હીક નથી રાખી. મને લાગે છે કે કઠિન લેખનકલા પર કાબુ આવતાં પહેલાં આવા અનેક પ્રયત્નો થશે, અને પ્રત્યેક પ્રયત્નની ખબીઓ અને ખામીઓ સહૃદય વાચકો તથા વિવેચકો બતાવશે તેથી લાભજ થશે. દરેક ટીકા મારી ઉણપ મને દેખાડશે અને એકવાર ભૂલ સમજાશે તો તે સુધારી શકાશે.

પ્રુફોમાં કેટલીક ભૂલો રહી ગઇ છે તે વાચકગણ સુધારી વાંચી લેશે એવી આશા છે.

મારી સ્થિતિ અને સંયોગોની વચ્ચે આ દિશામાં હું બનતું કામ કરી રહી છું. આથી હું મારા દેશની પણ કંઇક શકય સેવા કરૂં છું એમ માનું છું. મને શ્રદ્ધા છે કે ઇશ્વરની દયાથી, ધીમે ધીમે, મારો આ પ્રયત્ન વધારે ઉપયોગી બનશે.

વિલરવીલા–સાન્તાક્રુઝ.<br>માઘ શુકલ એકાદશી<br>સંવત્ ૧૯૭૯

**સૌ. ભાનુમતી ત્રિવેદી.**

# જયોતિ.



## પ્રકરણ ૧ લું.



### લગ્નની તૈયારી અને મિત્રનો મેળાપ.



રીચીરોડના રસ્તા ઉપરના એક મકાનના પહેલે માળના દીવાનખાનામાં બે પુરૂષ વાત કરતા બેઠા હતા. એક પુરૂષ પ્રૌઢ અને બીજો યુવાન હતો. પ્રૌઢ લાગતા પુરૂષ તે એ મકાનના માલેક ધીરજલાલે કહ્યું:—

" યોગેશ, તમારા બાપુનો કાગળ મળ્યો. તેમનો પણ તેવો જ મત છે. આ સાતમનો દિવસ નક્કી કર્યો છે. આજ ચૌદશ તો થઇ, આડા રહ્યા નવ દિવસ. દેશમાં જ લગ્ન કરવાં એમ સ્થિર થયું છે. જ્યોતિની માએ પહેલાં તો ના પાડી પણ હવે મારા મતને મળતી થઇ છે. ઘરબાર બધું ધોળાવી રંગાવી ઠીક કરી રાખ્યું છે. વાતચીતમાં તો બધું નક્કીજ હતું. ફક્ત તમારી પરીક્ષાને લીધે જ ઢીલ થઇ. વળી વધારામાં તમારા બાપુની જીદ. હવે તો બધું નિર્વિઘ્ને ઉકલી જાય એટલે નિરાંત."

"બાપુએ મને આજે જ ઘેર આવવાનું લખ્યું છે તે હું આપને કહેવા અને વિદાય માગવા આવ્યો છું," યોગેશે કહ્યું.

"તમે આજ જ જાઓ છો? અમે પણ પરમ દિવસે નીકળીશું. જે દિવસે લગ્ન તે જ દિવસે ગણેશ બેસાડશું ને માંડવો નાખીશું. આ બે દિવસમાં જ બધું આટોપી લેવું પડશે. એકલો કેટલુંક સંભાળુ? દેશમાં પણ તકરારો. અહિં આવીનેયે શાન્તિથી નહિ બેસાય. તમે ક્યારે જશો?"

"આજ રાત્રે જ જવા ધારૂં છું."

"નવ તો વાગ્યા. મારે જવું જોઇએ. આજ જરા વહેલા ઑફીસે જવું છે. કામનો બંદોબસ્ત કર્યા સિવાય રજા નહિ મળે. જ્યોતિની મા આજ સવારના ઉઠીને લગનની પાકી ખબર આપવા તેને પીયર ગઈ છે. તમે પણ ઉઠીને જ ચાલ્યા આવ્યા લાગો છો. ધારૂં છું કે ચા પાણી પીધાં નહિ હોય. બેસજો, ચા પાણી પીને જજો. હું જ્યોતિને કહું છું. અને જુઓ—તમારા બાપુને કહેજો કે બહુ ખરચ ન કરે. તેમને તો હું બરોબર ઓળખું છું. કુળનું નામ રાખવા દેણદાર થઇ બેસે તેવા છે. વાત વાતમાં બોલ્યા કરે છે કે 'મારે તે બીજું કોણ છે? એકનો એક છોકરો. હું તો હવે કેટલા દહાડા?' મારે પણ એકની એક છોકરી. લગ્ન પછી આ બધું તમારે જ સંભાળવાનું છે. હું પણ હવે કેટલા દિવસ! બેસજો, જશો નહિ. ચા પીધા પછી જજો." કહી ધીરજલાલ ઑફીસમાં જવા માટે કપડાં પહેરવા બીજા ઓરડામાં ગયા.

ધીરજલાલ અમદાવાદમાં કલેક્ટરની ઓફીસમાં માસિક રૂપીઆ ૫૦૦) નો પગારદાર અમલદાર, જાતે ભલો, વિવેકી અને ઉદાર વિચારનો માણસ હતો. યોગેશનો પિતા કાળીદાસ અને ધીરજલાલ બંને બાળમિત્ર હતા. કાળીદાસ પોતે જુનાં ધનવાન કુટુંબનો માણસ, માન મોભો જાળવવાનો આગ્રહી, અને ટેક રાખવામાં પહેલો નંબર.

ઘટમાળનાં ચક્રો ફર્યા જ કરે છે. એ ચક્રનો ઘસારો કાળીદાસને પણ લાગ્યો હતો. તેની તીજોરી ખાલી થઇ ગઇ હતી, પણ માન મરતબો જાળવવાની વૃત્તિ જેવીને તેવીજ ઉત્કટ હતી. ધીરજલાલ પોતાને ગામ જતો ત્યારે, પાસે બે પૈસા હોવાથી, અનેકની આશાઓનું સ્થાન. તેવાં સ્થાને અનેક કોટિનાં માણસો ભેગાં થાય તેમાં નવાઇ નહિ. સ્વાર્થી, પરમાર્થી બધાંનો ત્યાં યોગ્ય સત્કાર થતો. પરમાર્થી તો દીવાનખાનામાંથી પાછા ફરતાં. પણ સાચી સલાહ દેનારનો ડોળ-ઘાલી, હાજી હા ભણનાર હિતેચ્છુઓનું મંડળ તો અંદરના ઓરડામાં જ્યાં ધીરજલાલની સ્ત્રી બેઠી હોય ત્યાં જ ભરાતું, અને દીવાનખા-નાની હરિફાઇમાં તે ઘણું વધી જતું. મેડીએથી દીવાનખાનેથી પાછાં ફરતાં માણસના હાથ ખાલી હોય, જ્યારે અંદરથી નીકળતાંના હાથમાં કાંઇ ને કાંઇ એનું મહેનતાણું હોય જ! કાળીદાસ ધીરજલાલને ઘેર મહેમાન થતો તેને આ દૃશ્ય બહુ ગમતું. અને પોતાને આવો મિત્ર છે માની મગરૂર થતો. પોતાના મનને અનુકૂળ અને વિચારોને મળતું જે કંઇ હોય તે તરફ માણસનું ખેંચાણ ત્વરિત અને મજબુત થાય છે. કાળીદાસના સંબંધમાં આવું થયું. માન મોભાને આ વાત રૂચતી આવી અને ધીરજલાલને ધ્યાનમાં રાખી તેણે પોતાના દીકરા યોગે-શને ભણાવવા માંડયો. યોગેશ અમદાવાદની કોલેજમાં ભણતો. અવાર નવાર તે ધીરજલાલને ત્યાં જતો, કંઇ કામમાં તેની સલાહ લેતો અને વડીલ તરિકે તેનું માન રાખતો. ગુણોને લીધે તે ધીરજલાલનો પ્રિય થઇ પડેલો. આવો પતિ મેળવી જ્યોતિ સુખી થશે ધારી ધીરજલાલે પોતાની એકની એક પુત્રીનો તેની સાથે વિવાહ કરી મિત્ર મટી સગો થયો હતો. લગ્ન પણ તુરતમાં જ થનાર હતાં કે જે વિષે તે બંને વચ્ચે ઉપલી વાતચિત થઇ. ધીરજલાલના ગયા પછી યોગે-શનું મન જ્યોતિના વિચારને ઝોલે ચઢયું. જ્યોતિને મળ્યાને આજ તેને ત્રણ માસ થયા હતા પણ અત્યારે તેને લાગ્યું કે જાણે યુગો વીતી ગયા હોય મેટ્રીક પાસ થઇ જ્યોતિ તેની માસીને ત્યાં ગઇ

હતી. યોગેશ પણ બી. એ. ની પરીક્ષા આપી ઘેર ગયો હતો. તેની સાથે વિવાહનું તો નક્કી હતું. તેઓ પણ પરસ્પરનો ભાવિ સંબંધ મનમાં સમજતાં. પણ આજ તેનું મન જાણે કંઇક નવું જ અનુભવ કરી રહ્યું હતું. આટલું બધું જલદીથી લગ્નનું નક્કી થશે તેની તો તેને ખબર જ નહિ! નાનપણથી બંને સાથે ફરેલાં, હરેલાં, કુદેલાં, મોટાં થયા પછી પણ તે તેનો શિક્ષક બનેલો. પણ આશ્ચર્ય! જેને નાનપણથીજ ચહાતો આવ્યો તે આજીવન પોતાની થશે—એ કેવો આનંદ! અનુભવી શકાય પણ ઉચ્ચારી ન શકાય. પગરવ થતાં ચગડોળે ચઢેલું મન સ્થંભ્યુ. અને જ્યોતિને જોઇ યોગેશ એકદમ બોલી ઉઠ્યોઃ—"કેમ છે? એટલામાં તો આટલી બધી મોટી થઇ ગઈ? આટલી બધી! આ શું કહેવાય? મેં જે કલ્પ્યું હતું તે ખરેખર સત્ય જ નિવડ્યું." જ્યોતિ આવી સામે પડેલી ખુરશી ઉપર બેસી બોલી "આપ—

"શું શું? 'આપ!' આઠ વર્ષની હતી ત્યારથી તો 'તું' કહેતી આવી છું, અને આજ ઓચિંતું 'આપ' ક્યાંથી નીકળ્યું? કહે તો ખરી? હાથમાં આ શું છે?"

"ઘણા વખતે આજ સરસ્વતિચંદ્ર હાથમાં લીધો છે, બાપુએ કહ્યું કે તમે આવ્યા છો. ચા પાજે' તેથી જલદીથી પાણી મુકવાનું કહી અહિં આવી."

"નહિંતર ન આવત?"

"શા માટે નહિ."

"જોઉં, સરસ્વતીચંદ્ર વાંચ્યે તો ઘણો વખત થઇ ગયો. વાહવાહ ઉઘાડતાં જ ઠીક પાનું નીકળ્યું. સરસ્વતીચંદ્ર અને કુમુદની ઘટનાથી તો આપણું ઉલટું બન્યું. પણ લેખકે આ પુસ્તક આપણાં લગ્ન પછી છપાવ્યું હોત તો જરૂર તેમને તેમનો વિચાર ફેરવવો પડત."

"બની શકે, સાંભળ્યું છે કે તમે આજ જ દેશમાં જ ઓ છો?"

નોકર ચા ટેબલ ઉપર મૂકી ગયો. પ્રેમવિનિમયમાં રોકાયલી આંખો ચાના પ્યાલા તરફ ગઇ, અને તેમાં તેને ભવિષ્યની ઉજ્જવળ રેખાઓ અંકાતી દેખાઇ. નજર નીચી કરી, ચાના પ્યાલામાં સાકર મેળવવાને બહાને ઉરના ઉછળતા પ્રવાહને કાબુમાં લાવી જ્યોતિ સાવધ થઇ હતી.

" જ્યારે તું ખરેખર મારૂં ઘર જોઇશ ત્યારે સમજીશ. જો કે ગામનાં પ્રમાણમાં તો તે ઘણું મોટું છે પણ અહિંને મુકાબલે તો સાધારણ ગરીબ જેવું. હવે તો તારે પણ આ અમદાવાદ છોડી એ ગામડાંનાં ઝુંપડામાં વસવું પડશે " હર્ષઘેલો યુવક પ્રશ્નનો જવાબ વિસરી ગયો.

" એમાં તે શી મોટી વાત, એ તો સારૂં, મારે ક્યાં એકલીને રહેવું છે. "

એટલામાં નોકરે આવી એક નામપત્ર જ્યોતિના હાથમાં આપ્યું. યોગેશ બોલી ઉઠ્યો:—" કોણ મળવા આવ્યું છે ? જોઉં." કહી નામ પત્ર લીધું અને મોટેથી વાંચ્યું " M. Dave Painter. "

" હા. સમજાયું. એ તો મોટા ચિત્રકાર છે. ઇટાલીમાં સાત વર્ષ સુધી તેણે અભ્યાસ કર્યો છે. બાપુએ એક ચિત્ર તેને કરવા આપ્યું છે. ધારૂં છું કે તેના સંબંધે કંઇક કહેવાનું હશે તેથી આવ્યો લાગે છે. તમે તેની સાથે વાતચિત કરજો ત્યાં સુધીમાં હું બાપુને ખબર આપી આવીશ. તમારે માટે એક ચીજ લાવી છું પણ વાતવાતમાં આપવી ભૂલી ગઈ. મુંબઇથી આવતાં પહેલાં મેં એક છબી પડાવી છે. આવતાં જરા વાર લાગી નહિંતર તમને ત્યાંથી જ મોકલત. લ્યો." જ્યોતિ છબી આપી " બેસજો " કહી ચાલી ગઈ.

યોગેશની દ્રષ્ટિ તેની પાછળ દોડી. બારણા પાસે નોકર ઉભો હતો તેને સાહેબને અંદર બોલાવવાનું કહી તેની આંખો છબી તરફ ઢળી અને તેનું અવલોકન કરવા લાગ્યો. " માધુર્યની જાણે પ્રતિમા."

મને આ તુચ્છ કાગળના કટકાની અદેખાઈ આવે છે. તેની જડ રસહીન છાતીએ એક ક્ષણમાં આ તરૂણી લાવણ્યમયી મૂર્ત્તિને તેણે ચિરકાળ માટે લઇ લીધી છે! જ્યાં સુધી ન ફાટે ત્યાં સુધી એનાં હૃદયે આ મૂર્ત્તિ અમર! અને મારા હૃદયમાં જાણે આ માધુર્યમયીને પૂર્ણપણે આલેખી રાખવાની તાકાત જ ન હોય! મનુષ્ય આટલો બધો દુર્બળ! ભીરૂ!" બુટના અવાજે યોગેશને ચમકાવ્યો. ઉંઘમાંથી ઉઠયો હોય તેમ ઝબકીને જોયું. કોટ, પાટલુન, હૅટ, કૉલર, અને હાથમાં લાકડી સાથે ચિત્રકાર સાહેબે દેખાવ દીધો. યોગેશે ઉંચું જોયું કે તરત જ તેઓ બોલી ઉઠયા "Good morning."

' Good morning "

યોગેશ કંઇ વાત કરે તે પહેલાં તો અચંબો પામતા ચિત્રકાર સાહેબ બોલી ઉઠયા " Hallo! By Jove! My old boy, you here! Quite a surprise!"

" કોણ મધુકર? તું? મારા મનમાં તો જાણે ઇટાલીથી કોઈ મોટો ચિત્રકાર આવ્યો છે તે સિંહ હશે કે દીપડો."

"નારે ભાઇ, 'સિંહ' નહિ ને 'દીપડો' એ નહિ. ગુજરાતમાં આવીને તો 'ગધેડો' થવા બેઠો છું. એવા માટીના ગુણભેદ હોય છે."

"હોય હોય!" હસતાં હસતાં યોગેશ બોલ્યો, ' કેટલાં વર્ષો પછી તારી સાથે મેળાપ! પેલી પ્રોપ્રાયટરી સ્કુલમાં થએલી મારામારી તો યાદ છે ને? એને તો આજ છ વર્ષ વિત્યાં. નહિ?"

" છ વર્ષ કેમ? હું ઇટાલીમાં રહ્યો સાત વર્ષ અને અહિં આવ્યાનેએ એક વર્ષ થયું."

" હા હા, વચ્ચમાંનાં બે વર્ષ હું માંદો રહ્યો. જેથી ભણવાનું બંધ રાખવું પડયું હતું. અને આ વર્ષે બી. એ. પાસ થયો. બરોબર આઠ જ વર્ષ."

"તારી સાથે અહિંયાં આમ અચાનક મેળાપ થશે અથવા કોઇ દિવસ પણ થશે એવો તો સ્વપ્ને પણ ખ્યાલ નહિ. વારૂ, એ તો સાંભળ્યું કે તેં યુનિવર્સીટીની બી. એ. ની પરીક્ષા પાસ કરી. પણ આ વિવાહ થયાને કેટલા દિવસ થયા? આ શું તારૂં સાસરૂં છે? એક હાથમાં સ્ત્રીનો ફોટો, બીજા હાથમાં ચાના પ્યાલા-માંથી ઉડતી વરાળ. વળી કહે છે કે બી. એ. પાસ થયો. એ બધું તો ભાઇ નસીબદારી વિના થાય નહિ. કેમ ચાલે છે? છો કેમ?"

"મને લાગે છે કે તારો નાનપણનો સ્વભાવ હજી ગયો નથી."

"ખબર છે ને? સ્મશાન મળે ત્યારે સ્વભાવ ટળે. કાળેપાણી જઇ આવ્યો એટલે શું થયું? મને તો લાગે છે કે મારામાં કંઇ ફેરફાર થયો નથી. પણ તારૂં ગુજરાત મને ફેરવી નાખવાના પ્રયત્નમાં છે ખરૂં. પણ તારૂં કેમ છે? તારો પહેલાંનો સ્વભાવ ગયો કે છે? ક્લાસમાં તો તારૂં નામ હતું કવિ શિરોમણિ—તે Sentiment, તે જયદેવ "**परिशीलन कोमल मलयसमीरे**" એ બધું છે કે ગયું?"

"સાંભળ્યું છે કે તું તો મોટો ચિત્રકાર થઇ દેશમાં પાછો ફર્યો છું. પહેલાં તારીજ વાત કર. ક્યાં છે? શું કરે છે? કેમ છે? આ ગરીબની વાત સાંભળવી છે? જો વાતમાં તો માત્ર એટલું કે બી. એ. પાસ થયો છું. લગ્ન હજુ સુધી થયાં નથી. તો પણ થશે થશે તેમ થાય છે અને તે પણ આ ઘરમાંજ થાય તેમ છે."

"એમ? ત્યારે આ તો Engagement હશે? અને હાથમાં છબી છે તે તેનું પરિણામ હશે? અરે એમાં રાખવાનું શું છે?" કહી મધુકરે યોગેશના હાથમાંથી છબી ખુંચવી લીધી અને આગળ ચલાવ્યું—"આજકાલ આ ગુજરાતી સમાજમાં આવો બહુ સારો ચાલ પડયો લાગે છે? વિલાયતી Courtship પણ પેઠી? ત્યારે માત્ર મેંજ ગુન્હો કર્યો છે સાગર ઓળંગીને" ફોટો

જોતાં જોતાં મધુકરે કહ્યું. " વાહ વાહ ચહેરો તો બહુ મજાનો છે ! કેમ ભાઇ, વખાણ કરૂં છું તેથી ક્રોધ તો નથી ચઢતો ને ? વાંધો નહિ, હું તો પરણેલો છું.

" તેજ મારી ભાવિ પત્ની " ગંભીર વદને યોગેશે કહ્યું.

" માણસનો ચહેરો આલેખવો એજ મારૂં કામ. અનેક ચહેરાઓ જોયા છે, અનેક આંક્યા છે, પરંતુ આવી સુંદરી, આ ભુવનમાં તો ક્યાંઈ નજરે ચઢી નથી. ઉભો રહે ઉભો–ચમકતી આંખો–લાંબા જથ્થાબંધ કાળા વાળ! વાહ! જોયા જેવું જોડલું થશે હો ! "

" તેથી શું થયું ? "

" કવિનાં વર્ણન વિષયને તો બહુ અનુકૂળ આવે તેવું, પણ તારા જેવાનાં વીરત્વનું વિઘાતક! જવા દે; એને વિષે હું કંઈ પણ કહેવા ઇચ્છતો નથી. લે " કહી મધુકરે યોગેશ તરફ છબી ધરી. કંઈ ઉંડુ વિચારતાં યોગેશે તે લીધી. ધારી ધારીને જોઈ વિચાર ગ્રસ્ત સ્વરે તે બોલ્યો " મારી વાત તો બધીય તેં સાંભળી. હવે તારા શા ખબર છે તે કહે. તું પરણેલો છું એમ કહ્યું, એટલે ક્યાં લગ્ન કર્યાં ? "

" સાગર પાર "

" તારી બધીય વાતો મશ્કરીની, સાગર પાર ? " હસતાં હસતાં યોગેશે કહ્યું."

" હા, હા સાગર પાર, એ બધી તો ઘણી લાંબી વાતો છે. એક લખવા જેવું પ્રકરણ છે. ખરેખર હું એક અંગ્રેજી મડમ સાથે લગ્ન કરીને દેશમાં પાછો ફર્યો છું. "

" કેટલા દિવસ થયા આવ્યાને " ?

" વર્ષેક થયું. "

" ક્યાં રહે છે " ?

"એલીસબ્રીજ, ઘરમાં રહેવાને જગ્યા મળી નહિ. મારા વિલાયત જવા પહેલાંજ બાપુ મરી ગયા."

"એમ કેમ? તમે તો મોટા શેઠ કહેવાતા. ઘેર મીલો હતી, અને હું જાણું છું ત્યાં સુધી તું તો તારા બાપને એકનો એક જ હતો!"

"પિતા શેઠ કહેવાતા, વંશમાં પણ હું એકનો એકજ હતો, ધંધો હતો, વૈભવ હતો, પરંતુ મ્હારૂં ભાગ્ય પણ મારૂંજ હતું ને? વિલાયત જવા પહેલાં આ દેશના મોટા મોટા માણસો જોઇ-મોટા મોટા માણસો-જેને તમે મોટા કહો છો, જેવા કે રાવ બહાદુર, સર, બેરોનેટ કીર્તિના કોટ લક્ષાધિપતિઓ, સમાજમાં સજ્જન કહેવાઈ માન પામે, એવાઓને શોધી કાઢી ટ્રસ્ટી નીમ્યા. વાત એમ હતી કે તેઓ મને મહિને મહિને રૂપીયા મોકલે અને મારે ત્યાં ભણવું. બે ચાર મહિના રૂપીયા પણ મળ્યા. ત્યારપછી ઓચિંતું એમ સાંભળ્યું કે બાકીની મીલકત વેચાઇ ગઈ. ટ્રસ્ટીઓએજ લુચ્ચાઇ કરી તે ખરીદી લીધી. ધંધો, ઘર, વાડી, ગાડી એ બધું તેઓનું થયું. અને મેં પરદેશમાં ખાવા નહિ મળવાથી ભિક્ષા માગી ગમે તેમ કરી ભણવાનું જારી રાખ્યું. એક બે વખત તો જેલના દરવાજા સુધી પહોંચેલો પણ ત્યાંના કોઇ મહાત્માની દયાથી જેલ બારણાં મારે માટે ખુલ્લાં ન થયાં. ત્યારપછી ભારે વાત તો એ બની કે ઈટાલીમાં ચિત્ર વિદ્યામાં પહેલું ઇનામ મને મળ્યું. દેશ તરફ ઘૃણા વધવાની સાથે વિદેશનાં સૌંદર્યમાં આસક્ત થયો. સ્વતંત્ર હૃદય, દેશ તરફ મમતા વિનાનું, યૌવનનું સૌંદર્ય-તૃષ્ણા-વિદેશની વણમાગી સહાનુભૂતિ એ બધાનું પરિણામ-એક પરભાષી પરધર્મી અને પરવર્ણી યુવતીનું પાણીગ્રહણ. ભિક્ષા માગી ભાડાના પૈસા એકઠા કરી દેશમાં પાછો ફર્યો. કોને ખબર વિદેશમાં મરવાની ઇચ્છા કેમ ન થઇ!"

"તારી પત્નીને સાથે લઇને આવ્યો છું?"

"ના ભિક્ષામાં માત્ર એકનીજ ખરચી જેટલું મળ્યું. બે જણનું

પુરૂં થાય તેમ નહોતું. તેથી એકલાનેજ આવવું પડયું. આવીને જોયું તો જેઓ મારા ટ્રસ્ટીઓ હતા તેઓ મને ઓળખી શકયા નહિ. બાપદાદાની સંપત્તિને પોતાની કરી તેઓ તો નિરાંતે સુખમાં હતા. સંપત્તિના આકારમાં કંઇ ફેરફાર થયો ન હતો. હા માત્ર નામ ફેર થયો હતો. અધુરામાં પૂરૂં આ દેશમાં તો અન્ન–ચિંતાનો ચમત્કાર! વળી નહિ માતા, નહિ પિતા, નહિ બંધુ? એટલે માણસોને પણ એવી ઓળખાણ આપી કહેવું પડે કે 'ભાઇ હું તો અહિંનો આ ગુજરાતનો રહીશ છું.' જીવવું તો જોઇએ? એકદર મોટા લોકમાંથી કદાચ કોઇ અનુગ્રહ કરી એકાદી છબી ચીતરવાનું કહે એમ ધારીને અહિં આવ્યો છું. તેમાં અચાનક તારી સાથે ભેટો થયો. અહિંયાંથી એકાદ ઓર્ડર મળશે એમ લાગે છે પરંતુ થોડા પૈસા આગળથી આપવાની વાત છે. ભલું હશે તો હમણાંજ ચાકર આવીને કહેશે કે 'આજ ભાઇને ફુરસદ નથી? બીજે કોઇ વખતે આવજો.'

"તારી પત્ની વિલાયતમાંજ છે?"

"હા વધારે તેજ લાગે છે. બીજે કયાં જાય?"

નોકરે આવી એક નામપત્ર મધુકરના હાથમાં મૂકયું તેણે મોટેથી વાંચ્યું:—"Sorry. Please see me a week hence." યોગેશ બોલી ઉઠયો "તેં કહ્યું તેવુંજ થયું. મેળાપ પણ ન થયો."

"ગુજરાતનું જીવન થોડા વખતમાં ઘણું જાણી લીધું. લાગે છે કે અનુમાન તદ્દન ખોટું નથી. એમાંનો મોટો ભાગ તો વાત કરવાને પણ લાયક નથી. અથવા બહુ ધીમે ધીમે ઉન્નતિની દિશા તરફ જતો જાય છે. ત્યારે બેસો મારે હવે ઘેર જવું પડશે" કહી મધુકર ઉઠયો. કંઇ સાંભરી આવ્યું હોય તેમ પાછો બોલી ઉઠયો, "હં, એ તો સારી વાત. તારી ભવિષ્યની પત્નીનો ફોટો તો જોયો. સાંભળ્યું પણ ખરૂં કે તુરતમાંજ તમારાં લગ્ન થનાર છે. હવે જયારે નવરો થાય ત્યારે મારા ચિત્રાલયમાં આવજે."

" તારૂં ચિત્રાલય ક્યાં આવ્યું " ?

"બીજે ક્યાં ? ઘરમાં જ તો. ઘણા દિવસે તને મળ્યો. બાળમિત્ર, વળી તુરતમાંજ થનાર લગ્ન. હું ગરીબ ચિત્રકાર, ભાઈના લગ્નની શી ભેટ આપું, કહે ? તારે જો કંઈ વાંધો ન હોય, તો તારો ફોટો લઇ તારો અને તારી પત્નીનો બંનેનો બ્રોમાઇડ કરી ભેટ આપું."

" એમાં વળી વાંધો શો ? મારે કંઇ અત્યારે જરૂરી કામ નથી. ચાલ તારે ચિત્રાલયે જ આવું છબી પડાવવા. "

" ચાલ. ત્યાર પછી બે ચહેરાઓ મેળવી શકાશે, લગ્નની પહેલાંનો અને લગ્ન પછીનો. "

" તને જોતાં લાગે છે કે વિલાયતથી પાછા ફરી તેં તારૂં જીવન બહુ સુંદર બનાવી દીધું છે. "

" બનાવી દીધું નથી; થઇ ગયું છે. પણ મૂળમુદ્દે વાત એટલી કે સુંદરતાથી કંઇ પેટ ન ભરાય" કહી યોગેશનો હાથ ઝાલી મધુકર ઉભો થયો. બંને મિત્રો ચાલ્યા જતાં જતાં યોગેશે અંદરના ઓરડામાં નજર નાંખી. કોઇ ફરક્યું નહિ. જીવનનાં સ્વપ્નો વિષે વાતો કરતા બંને મિત્રો રસ્તે પડયા.



# પ્રકરણ ૨ જું.



## બે બ્હેનો.



એક પહોળા આરસના ઓટલા ઉપર છોકરાં કીલકીલાટ કરી રહ્યાં હતાં. ઓટલા ઉપર બે ગોળ થાંભલા હતા. એવા જ બે ગોળ થાંભલા બીજા ઓટલા ઉપર હતા અને વચ્ચે પગથીયાં હતાં. એ થાંભલા ઉપર કમાનો વાળેલી હતી અને તેની ઉપર પહેલા માળનો ઝરૂખો લટકતો હતો. બાંધણીને લીધે સાધારણ ઘરોથી તે જૂદું જણાઈ આવતું. જો કે રંગ રોગાન ચઢાવેલું કંઈ ભભકાદાર નહોતું પણ જુનીનવી ઢબનું એ ઘર તેમાંના રહેવાસીઓની ભૂતકાળની જાહોજલાલીની સાક્ષી પૂરતું હતું. ઘરને બે માળ હતા. બીજા માળની બારીઓ તો સદૈવ બંધ જ રહેતી. પણ પહેલા માળના ઝરૂખામાં કોઈ કોઇ વખતે મોડી રાત્રે અજવાળું દેખાતું અને તરતજ બંધ થતું. ઉંચાઈ કરતાં લંબાઇમાં તે ચારગણું વધારે હતું. આગળ ડેલી, ત્યાર પછી એક અને ત્યારપછી હારબંધ ચાર ઓરડાઓ હતા. છેક છેલ્લા ઓરડાની પાછળ કોટ ચણી લઇ નાનો સરખો વાડો કરેલો હતો. અને તેને બહાર જવા આવવા માટે એક નાની બારી મુકી હતી. ડેલીએથી પુરૂષની આવ જા થતી અને આ નાની

બારીને બારણેથી સ્ત્રીઓની આવ જા થતી. વાડાની મધ્યમાં એક પીપળાનું ઝાડ હતું. અને તેની ડાળીઓએ છેક છેલ્લી પાછલી મેડીના છજ્જાને ઘેરી લીધું હતું, રાત્રે ઘરના બે નોકર ચોકીને માટે તે ઝાડ નીચે સૂતા હતા. ઘરની બાજુમાં થઇ જે મોટો માર્ગ જતો હતો તેના એક ફાંટા ઉપર તે વાડામાં મુકેલું નાનું બારણું પડતું.

રસોડું, પાણીઆરૂં, નહાણી એ બધાંની સગવડ ચોકમાં હતી. ચોકનાં બારણાં બંધ કરીએ તો ડેલી સાવ અલગ થતી. ઘણુંખરૂં તે ડેલી નોકરોના ઉપયોગ માટે વપરાતી. પહેલા માળના આગલા દીવાનખાનાના ગોળ દાદરનું બારણું તે ડેલીમાં પડતું અને બીજું બહારનાં ઓટલા ઉપર હતું. ઓટલા ઉપરના બારણાને બહારથી તાળું મારતા અને તેની ચાવી ઘરધણી પોતે રાખતો. આગલી મેડી એટલે ઉપરનું દીવાનખાનું ડેલીની માફક પાછલી મેડીથી સાવ અલગ હતું. પાછલી મેડીમાં જવા માટે એક અગાશી મૂકી હતી કે જે ચોક ઉપર હતી.

ઘરની પાછલી મેડીએ બે આધેડ વયની બાઇઓ બેઠેલી હતી. બેમાંની એક જરા વધારે ઉમ્મરની લાગતી. શાન્ત અને ગંભીર મુખાકૃતિ ઠરેલ વિચારોનું દિગદર્શન કરાવતી. તે આ ઘરની ધણીઆણી ગજી, અને પાસે બેઠેલી બીજી બાઈ તે તેની નાની બ્હેન ગંગા હતી.

ગંગા બાળ વિધવા હોવાથી નાનપણથી જ ગજીને ત્યાં રહેતી. ગંગા અતિશય કામઢી હોવાથી ઘરમાં તે બહુ ઉપયોગની થઇ પડતી. કોની પાસેથી કેમ કામ લેવું તે તેને આવડતું જેથી સૌને પ્રિય થઇ પડતી. બનેવી પણ બહુ પૈસાદાર હતો. મેમાનવાળુ ઘર, પૈસા એટલે વ્યવહાર પણ ઘણો. એ બધાને બહુ સહેલાઇથી તે પહોંચી વળતી. તેનાથી એક નાની બ્હેન પાંચ વર્ષનો એક છોકરો મૂકી મરી ગઈ હતી. લાગ સાધી તેને પણ એ આ ઘરમાં ઉપાડી લાવી હતી.

અત્યાર સુધી ગજીને કંઈ સંતાન ન હતું જેથી બ્હેનના છોકરા નાનાની સૌ બહુ સંભાળ રાખતાં. તેને ઘરમાં લાવ્યાને વર્ષેક થયું હશે એટલામાં જ ગજીને છોકરો આવ્યો અને નાનાનાં પગલાં સારાં કહેવાયાં. ગજીનો છોકરો બે વર્ષનો થયો ત્યાં જ તેનો બાપ ગુજરી ગયો અને સ્વભાવશઃ તેને ઉછેરવાનું કામ ગંગાએજ અદ્ધરથી ઉપાડી લીધું, અને પરિણામે તેનાં જ ગુણો એ છોકરામાં આવ્યા. નાનપણથી જ 'ખોટનો છે, બાપ વિનાનો છે, એને લીધે તો આપણે ઉજળાં' આવું બોલી ગંગાએ વધારે પડતી છૂટો આપી તેને મોઢે ચઢાવી મૂક્યો હતો. તેથી ગમે તેમ પૈસા વાપરવાની તેને ટેવ પડી ગઇ હતી.

બિહારીની ઉમ્મર અત્યારે વીસ વર્ષની હતી. નાનપણથી ટેવોએ તેના મનમાં ઘર કર્યું હતું. ગજીને તેની તે ટેવો હવે સાલતી પણ જો તે બિહારીને વઢવા કે ઠપકો દેવા આવે તો ગંગા આવતુંજ પોતાને માથે ઓઢી લઇ બિહારીને વ્હાલી લાગવા પ્રયત્ન કરતી અને વ્હાલી લાગતીજ. એના આવા ગુણને લીધે બનેવી ગુજરી ગયા પછી પણ તે એ ઘરમાં ઘણા વર્ષોથી પોતાનું સ્થાન જાળવી રહી હતી.

નાનો પણ ગંગાની દેખરેખ નીચે ઉછરેલો એટલે કંઇ શીખવાડવું પડે તેમ નહોતું. સ્વછંદી બિહારીનો તે પરમમિત્ર અને જમણો હાથ હતો. ખોટે રસ્તે દોરી જનાર, અને ગજી પાસેથી કંઇ કામ કઢાવવું હોય કે પૈસા જોતા હોય તો બિહારી કહે તેમ હાજી હા કરનાર અને ખોટી સાક્ષી આપનાર તરીકે તે પણ બહુ ઉપયોગી થઇ પડતો.

અત્યારે ગંગા અને ગજી બિહારીની જીદ વિષેજ વાતો કરી રહ્યાં છે. જ્યોતિની મા પનોતિએ પોતાની છોકરી માટે બિહારીનું માગું કર્યું હતું. પણ બિહારીએ લગ્ન કરવાની ના પાડવાથી તે પાછું વાળ્યું. પાછળથી નદી કિનારે ફરવા આવેલી જ્યોતિને તેણે જોઈ તેનું રૂપ દેખી તે અંજાઈ ગયો અને તેમાં મોહ પામી તેને પરણવાની

જીદ લઇ બેઠો. તેની માશી પૂર્વવત્ ગજીને છોકરાને રાજી રાખવા સમજાવતી હતી. તે છણકાઇને બોલી ' પણ એમાં તારો શો ગરાસ લુંટાવાનો હતો, ગજી ?'

" હું તો બધુંય સમજું છું પણ આતો આઘા જઈ પાછા પડવા જેવું થયું. જ્યારે તેઓ ખુશામત કરતા આવ્યા ત્યારે છોકરાએ હા પાડી નહિ. અને હવે તો સાંભળ્યું છે કે તેણે બીજે ક્યાંઇ વિવાહ કરી પણ નાંખ્યો અને લગ્ન પણ નક્કી થયાં છે. હવે આપણાથી આ વાત બોલાય પણ કેમ ? અને બોલીએ તો પણ તેઓ હા પાડે શેનાં. " ? ગજી બોલી.

" હા પાડે કે ન પાડે. કહી જોવામાં આપણું શું ગયું ? પેલી હિરાએ શું કહ્યું સાંભળ્યું ને ? કન્યાની માની ઇચ્છા તો આપણા બિહારીને જમાઇ કરવાની હતી. મોટાને ઘેર દીકરી દેવાની કોને ઇચ્છા ન થાય ? બિહરીએ તે વખતે ના પાડી તેથી તેઓ વધારે વખત રહી શકયાં નહિ અને બીજે વિવાહ કરી નાંખ્યો. પણ એટલું તો સાંભળ્યું છે કે તેમાં કન્યાની મા રાજી નથી. તે વિવાહ તો તેના બાપે કર્યો છે. "

" તે ગમે તેમ હોય પણ જ્યાં નક્કી જ થઈ ગયું છે ત્યારે આ વાત ઉપાડવી ઠીક નહિ. અને છોકરાને જો ઇચ્છા થાય તો કન્યાની ક્યાં ખોટ છે ? તેમનાં લગ્ન આ મહિનામાં જ નક્કી થયાં છે અને ધીરજલાલની તે દીકરી પણ બહુ મોટી છે. કેટલીય ચોપડીઓ ભણી છે, ને પાસ થઈ છે. આપણું નામીચું ઘર. એવીને લાવીએ તો લોકોમાં શું કહેવાય ? અને છોકરા સાથે તેને મેળ પણ કેમ ખાય ? એવડી મોટી માતંગી છોકરી–ધણીનું ઘર માંડે શું ? "

" માતંગી છે માટે તો એ મારૂં માથું ખાય છે. એ છોડી ક્યાંઈ ફરવા ગઇ હશે. આપણો બિહારી પણ ત્યાં જઇ ચઢ્યો. એને

જોઇ અને ત્યારથી એ એને પરણવાજ જીદ લઇ બેઠો છે. નહિં તો એમજ કહેતો કે 'લગ્ન નહિં કરૂં.' હીરાને મોઢે સાંભળ્યું ને ? રૂપ તો જાણે પરી જેવું. તેથી જ બિહારીનું મન ચોંટયું છે. જો એ મનગમતી વહુ પરણી સંસાર માંડે તો તેના જેવું સુખ તારે બીજું કયું ? કાલ સવારે તારી આંખો મિંચાઇ જશે અને નહિ છોકરાને પરણાવે કે નહિં તેને સુખી કરે."

"એ તો નસીબમાં માંડયુ હશે તેમ થશે. પણ તેઓ હા ન પાડે તો પછી શું કરવું ? અને હવે આમ નીચાં થઇ તેને પૂછવા પણ કેમ જવાય ?"

"એમાં વળી ઉંચું નીચું શું ? કુંવારા છોકરા છોકરીની વાતો તો ચાલ્યા જ કરે. બે હાથ જ્યાં સુધી ભેગા થયા નથી ત્યાં સુધી નક્કી કેવું ? શાસ્ત્રમાં પણ કહ્યું છે કે ચોરીએ ચઢયા વિના લગ્ન કહેવાય નહિ. તું હા કહે કે આજ જ હીરકીને મોકલી વાત ઉપાડું. 'જ્યાં સુધી શ્વાસ ત્યાં સુધી આશ' પછી જો હા ન પાડે તો છોકરાને પણ સમજાવી શકાશે અને નહિ તો આ મહિનામાં જ છોકરી ગોતી કાઢી લગ્ન કરી નાખશું. એક વાર પૂછવામાં આપણું શું જાય ? 'વાગ્યું તો તીર નહિં તો તુક્કો.'

"એ બહુ અવિચારી કામ. બેન, એવા અધર્મનાં કામમાં હું નહિં પડું. છોકરો પણ કેવો જાગ્યો છે ? ભણ્યો પણ નહિ, સાધારણ સારા માણસ જેવો પણ ન નીકળ્યો. સંપત્તિ તો હજી હાથ પડી નથી નહિં તો ક્યારનીએ ઉડાડી મુકી હોત. એના આચરણ તો તું જુએ છે ને ? આટલી ઉમ્મરમાં તો સર્વગુણસંપન્ન થયો છે. બાકી શું રહ્યું છે ? આજ આ છોકરીને જોઇ 'લગ્ન કરવાં છે' એમ નાકું પકડયું. કાલ કહેશે કે 'લગ્ન નહિ કરેગા.' છોકરાને તો ઘડી ઘડીમાં તો લાખ ઘોડા છુટે."

"હવે તો તું અન્યાય કરે છે, ગજી. મોટા લોકનાં છોકરાં એમ

નહિ કરે ત્યારે શું ગરીબ ગરબાનાં કરશે ? ત્યારે મોટા કોને કહેવાય ? આજ જોને પેલો દેવશંકર એક તરફ તો જાણે નારાયણ જેવો અને જાણે છે ને તેના આચરણે તો ગામનાં વહુ દીકરી—"

"હવે છાની રહે એ બધી વાતોનું આપણે કામ નથી. હું પહેલેથી જ જાણતી હતી કે આ છોકરો આવોજ નીવડશે." કરી ગજીએ નિશ્વાસ મૂકયો.

એટલામાં દાદર ઉપર કોઈ ચઢતું હોય તેવો અવાજે આવ્યો. બંનેએ તે તરફ જોયું તો બિહારી અને નાનાને જોયા. મા અને માસીને જોઇ બિહારી એકદમ બોલી ઉઠયો "બા હું લડાઇમાં જવા માટે નામ લખાવી આવ્યો છું, સાચું ન મનાતું હોય તો જો આ બંદુક પણ લીધી છે.' ખીસ્સામાંથી પીસ્તોલ બહાર કાઢી બતાવી બોલ્યો—" તને મારૂં મોં જોવું ગમતું નથી તો હું પણ કોનું મોઢું જોઇ આ ઘરમાં જીવું ?"

"હાય હાય ! લડાઇમાં જવું છે ? શા માટે ?" ગંગા ગભરાએલા જેવો દેખાવ કરી બોલી ઉઠી.

"જાઉં નહિ ? જતન કરી કોણ આ જીવને જીવાડવાનું હતું ?" કહી બાજુમાં ઉભેલા નાનાને કોણી મારી ધીમે બોલ્યો "કેમ નાના ઠીક જામે છે ને ?"

"ઠીક જામે છે, બહાદુર, ઠીક થાય છે. સુર જરા મોટો થવા દે. જોઇએ કયાં તાલ પડે છે" નાનાએ કહ્યું.

"તારે તો બધી વાતની ઉતાવળ. જ્યારે તેઓ ખુશામત કરતા પગે પડતા આવ્યા ત્યારે તેં ના પાડી અને હવે તેઓ ના પાડે તો ?" ગજીએ કહ્યું.

"એ કંઈ બાઈ હું ન જાણું, તું મારી મા મારાથી મોટી. જો તારા દેખતાં કહું છું, અને માશીમા તમે પણ સાંભળો જો અહિંયા

લગ્ન નહિ થાય તો જુઓ છો ને આ, ગોળી તે આ નળીમાં નાખવાની. પછી પગથી ઘોડો દાબવાનો–બસ–એક ધડાકો–થોડોક ધુમાડો અને બિહારી એકદમ બિહારી! માશીબાને છાતી કુટવાની. તારે કાશીએ જવાનું અને ઘરને તાળાં દેવાવાનાં."

"બલિહારી બહાદુર! વાહવા! ભારે કરી" નાનાએ કાન પાસે જઈ કહ્યું.

"અરે નાના, આ વળી શી મોંકાણ માંડી? ગાંડો થઈ ગયો કે શું? આતે આ શું બોલે છે?" એબાકળાની માફક ધ્રુજતે સ્વરે ગંગા બોલી.

"બીજું શું બોલવાનું હતું? સાદું જીવન ને ઉંચા વિચાર. બસ આજ જ હું આ બધાનો નિવેડો લાવી તમને મારી ચિન્તામાંથી મુક્ત કરીશ."

"માશીબા એકવાર પ્રયત્ન તો કરી જુઓ" ઠાવકાઇથી નાનાએ કહ્યું "એ બધાનો ભાર મારે શિર મૂકો. પછી ખબર પડે કે ધીરજલાલ શી રીતે તેની દીકરીને આપણે ત્યાં નથી દેતા? મને પાકી ખબર છે કે વિવાહ થયો છે તેમાં કન્યાની માની જરીએ ઇચ્છા નથી. અને આપણે પણ એ કન્યાની માનેજ પકડવી. ધીરજલાલે તો પોથાં ફાડયાં છે અને હું તો તેને અડકયો પણ નથી. છતાં તમે બધાં જોશો કે હું એને કેવી રીતે મ્હાત કરૂં છું તે."

"હું પણ એજ કહું છું. બાપુ, હું પણ કયારની એજ માથાકૂટ કરૂં છું તારી માશીને એજ સમજાવું છું. એકનો એક છોકરો તેણે પણ લીધું છે અને ગજી તો સાવ બેદરકાર છે." ગંગા બોલી.

"અરે નાના તુંએ હતભાગીઓ એ અકર્મી સાથે ગાંડો થયો શું? પારકાની છોકરી ઉપર આપણું શું જોર?" બળતે હૃદયે ગજી બોલી.

"જોર જોર પૈસા. ધીરજલાલ તો તેની ઓફીસમાં નોકરી કરેને ખાય પીએ. આવા મોટા માલધણીને ત્યાં તેની દીકરી જાય તે તો તેના બાપનાં પુણ્યે."

" અરે તેની સાત પેઢીના પુણ્યે " બિહારીએ ઉમેર્યું.

" એ બધું હું કરીશ માશીબા, હું કરીશ. મેં તમને પૂછ્યા વિના ક્યારનીએ હીરકીને મોકલી છે અને કન્યાની માને કહેવરાવ્યું છે કે તમારી દીકરી સોનાને હિંડોળે હીંચકશે અને તમે પણ પાંચમાં પુછાતા થશો."

" હેં ! શું કહે છે ! ત્યારે અરધું તો કરી નાખ્યું ? " આશ્ચર્ય પામતી ગંગા બોલી.

" કરૂં નહિં ? નહિં તો મારો ભાઇ ખોઇ બેસુંને ! તમે મોટાં માશીબા અને નાનાં માશીબા જીવતાં છતાં ભાઇનું દુઃખ મારાથી જોયું જાય ? મોટાં માશીબા તમે થેલીનું મોં ઉઘાડું મૂકજો. પછી જુઓ, હું ધીરજલાલને ખરીદીશ, તેની વહુને ખરીદીશ, અને તેની કન્યાને પણ ખરીદીશ. કપડાની ઘડી કેમ બેસાડવી એ તમારા જેવા મોટેરાઓના આશિર્વાદથી બરાબર જાણું છું."

" મોટી, હવે તારૂં શું કહેવું છે ? તું મારા અને આ નાના ઉપર ભાર મૂક. તારે વચમાં કંઇ બોલવું નહી. માત્ર પૂછીએ તેનો જવાબ આપવો ને બાકીનું છાનાંમાનાં જોયા કરવું."

" હું તો આમાં કાંઈ સમજતી નથી. તમે જેમાં મારૂં સારૂં થાય તેમ સમજીને કરો. " કહી ગજી ત્યાંથી ઉઠી નીચે ગઇ. તેના ગયા પછી ગંગાએ પૂછ્યું "હેં નાનકા ખરી વાત ? સાચેજ તેં હીરકીને મોકલી છે " ?

" નહિંતર તમારી અને માશીબાની સામે હું જુઠું બોલું ? ધીરજલાલ તેની દીકરીનાં લગ્ન કરવા દેશમાં ગયા છે. તમે જોશો હું એ સાતમનેજ દીવસે તેની કન્યા સાથે આપણા બિહારીને પરણાવીશ. ત્યારે તમે કહેશો કે નાનો તે નાનોજ. તમે ફક્ત મોટા માશીબાને રાજી રાખજો. "

" તે કામ મારૂં. તું પણ બિહારીની સંભાળ રાખજે. તેને ટાઢો પાડજે. બિચારો બાપ વિનાનો છોકરો માથે કોઈ મોટું એની ખબર લેનારૂંએ ન મળે. તેના ઉપર જીવ તણાય છે. માટે તો અહિં પડી રહી છું. નહિં તો મારે અને સંસારને હવે શું? કાશીવાશ કરૂં કરૂં એમ થયા કરે છે."

" અરે, એટલીવારમાં કાશીવાસ કરવો છે? પહેલાં વહુબહુ તો જોઈ લ્યો પછી નિરાંતે કાશીવાસ કરજો" બિહારી બોલ્યો.

" ઇશ્વર કરે ને એવું સુખ જોવાનું અમારાં નસીબમાં હોય તો મારા જેવું સુખી બીજું કોણ થાય? લ્યો ચાલો આજ તો કંસાર જમજો. ચાલ નાના, બિહારી," કહી ગંગા નીચે ઉતરી. તેની પાછળ બંને મિત્રો પણ ચાલ્યા. દાદર ઉતરતાં ઉતરતાં બિહારી બોલ્યો— " કેમ નાના, બંદુક બહાર ન કાઢી હોત તો માને આમ સહજમાં મનાવી શકાત?"

"નારે બહાદુર, તેં તો કમાલ કરી! હવે જોવાનું માત્ર એટલું કે માંડવાનો રંગ કેમ જામે છે તે" આવી વાતો કરતા, બાજી કેમ ગોઠવવી તેનો વિચાર કરવા બંને મિત્રો બહાર ફરવા ગયા.



## પ્રકરણ ૩ જું.

---

### પનોતી.

---

કાલિદાસના ઘરમાં આજે ધમાલ ચાલી રહી છે. ઘરના આંગણા ઉપર ચંદરવો બાંધ્યો છે. ચારે બાજુએ કદળી સ્થંભ રોપી દીધા છે. આસોપાલવનાં તોરણો ઝુલી રહ્યાં છે. રંગબેરંગી પોષાક વાળા માણસોની હાર ચાલી રહી છે માંડવાની એક બાજુમાં સ્ત્રીઓ માંગળિક ગીતો ગાઇ રહી છે. અને બીજી બાજુ ગાદી તકીયા અને જાજમ ઉપર ગામનાં અને નાતના પટેલીઆઓ બેઠા છે. રામ રામના શબ્દો વારેવારે કાને પડે છે. હોકાનો ગડગડાટ ચાલુ જ છે. માંડવાની થોડેક છેટે પાટ ઉપર નોબતવાળાઓ બેસી ગયા છે. ગામ ગજવતો શરણાઇઓનો નાદ રાગ રાગણીથી ઝુલતો પવનની લ્હેરો સાથે બધાંને કાને લગ્નનો સંદેશો પહોંચાડતો હતો. ન આવેલા, આવતા, આવેલા, જતા આજ સૌને મોઢે એજ સંભળાય છે કે આજ કાલિદાસના પુત્ર યોગેશનાં લગ્ન છે. તેને ઘેર ગણેશ બેઠા.

એટલામાં ગામના મુખી પટેલ આવ્યા. સૌએ વારાફરતી રામ રામ ઝીલ્યા. ગાદીએ બેઠેલા બે ચાર જણાએ તેમને બેસવા માટે જગ્યા કરી આપી. અને સૌની મધ્યમાં બેઠા પછી તેઓ બોલ્યા " ગણેશને દીવસે સગુવ્હાલું તો સૌ જમાડે પણ કાળાભાઇએ તો

નાત જમાડી ને આખું ગામ નોતર્યું. ગમે તેમ હોય પણ આખરે મોટા તે મોટા જ."

"હા ભાઈ જુની રીતજ દીપી નીકળે છે. આજકાલ ભાઇની અવસ્થા કંઇક મોળી છે. નહિં તો એક વખત આ ગામનો રાજા કહીએ તો ચાલે" એકજણ બોલી ઉઠયો.

"પણ બાપુ સાંભળ્યું ને ! છોકરાનાં લગ્ન કરવા માટે થઇ કાળાભાઇએ દશ હજારનું દેવું કર્યું છે. નહિં તો ગણેશને દહાડે ગામ નોતરવું અને નાત કરવી એ કંઇ થોડે ધણે પતે એવું કામ નથી. છોકરાને પણ ઘણું બધું ભણાવી પાસ કર્યો છે" બીજાએ કહ્યું.

"પાસને મેલ કોરાણે. જીંદગીનો ખરો લ્હાવો તો મા બાપની આંખ મીંચાય તે પહેલાં પોતાના દીકરા દીકરીના ચાર હાથ ભેગા થયેલા જોવા ભાગ્યશાળી થવું એ છે. પાસ થયો એમાં શું થયું ? કાળાભાઇ ખરેખરા ભાગ્યશાળી. છોકરો પરણાવશે, હજી તો વેવાઇને માંડવે વરોઠીની એક નાત કરશે. અને સાંભળ્યું છે કે મોટા મોટા ત્રાંબાના ખુમચાનું લ્હાણું કરવાના છે."

"એક વાર તો કહ્યું કે મોટા તે મોટા. છાતી કોની ?" મુખીજી બોલ્યા.

"અને કાળાભાનેય ક્યાં આગળ પાછળ વસ્તાર છે. એકનો એક છોકરો. ઘરમાં બૈરૂંએ ન મળે. બધી ચિન્તા પોતાને. તોય આગળ પાછળ દૂરનાં બધાં સગાંને બોલાવી બડા ઠાઠથી ધામધુમ કરી છે. પછી ખરચનું પૂછવું શું ? છોકરાને પણ ભણાવી ગણાવી પાવરધો કર્યો છે. નહિં હોય તો કાલ થશે મામલતદાર. ધીરશે પણ ખરાને લેશે પણ ખરા. કાળાભા જીવતાં તેમની બુદ્ધિ કોઇ પાસે લાંબો હાથ કરવા નહિ દે."

"ઠીક ભાઇ ઠીક. સમય બળવાન છે. આવું કાંઇ દરરોજ

નભતું નથી. કોને ખબર છે કાલની અને કાલિદાસને તો માથું ઉંચું રાખી ચાલવાની ટેવ છે. એના બાપની રોકડ મિલકતમાં હવે શું બાકી રહ્યું છે? તમે જ કહોને? અત્યારે તો ભાઇ હિરકોરી ધોતીયાં પહેરી ફરે છે. એક દહાડો તોફાન સડસડાટ કરતું આવશે ને બાકીનું બધું ધડડધુમ કરતું હેઠું બેસી જશે. છોકરો આંખ ફાડીને જોઇ રહેશે, બીજું શું"? કોઇ બટકબોલું બોલી ઉઠ્યું.

"હવે રાખો રાખો, એ બધી વાતોનું આપણે ક્યાં અત્યારે કામ છે? તો પણ એટલું તો કહ્યા વગર નથી ચાલતું કે આ ગામમાં કાળાભા જેવો માણસ મળવો મુસ્કેલ."

એટલામાં માથે પાઘડી, હીરકોરી ધોતલી, અંગરખું અને કસબી ખેસ નાખેલા વૃદ્ધ પણ મજબુત બાંધાના દેખાતા કાલિદાસ આવ્યા. બધાને રામ રામ કરી બીજા સાથે ગાદી ઉપર બેસી બોલ્યા "ચાલો, મંગલકાર્ય તો સારી રીતે ઉકલ્યું એટલી નિરાંત. કેમ મુખીજી, ઘરેણાં, લુગડાં એ બધું જોયું? વેવાઇને ન ગમે તેવું તો નથીને?"

"નારે બાપુ હું એજ વાત કરતો બેઠો છું. જીવતા રહોને સો વરસના થાઓ. તમારા થકી તો અમે છીએ. નહિંતર આ ગામમાં રહેવાનું મન ન થાય. ઘરેણાં લુગડાં તો એવાં સરસ છે કે રાજા મહારાજા પણ ઘડીક જોઇ રહે. હું આ વનાને એજ કહેતો હતો કે તમે છો ત્યાં સુધી આ બધું. પછી તો જુના પુરાણા રિવાજનો લોપ થશે. અને આજકાલના અંગ્રેજી રિવાજ પ્રમાણે લગ્ન થશે. નોકર સાથે ખબરનો કાગળ મોકલાવે. તેની અંદર લખ્યું હોય કે લગ્ન છે, ગણેશનું તો નામે નહિં. હમણાં જ જુઓ ને! નાતવરાજ કોઇ કરે છે? અને જાન પરણે તે દિવસે રહે, બીજે દિવસે તો થાય વિદાય. કહેશે કે રજા નથી, ફુરસદ નથી. વેવાઇને માંડવે પંદર દિવસ સુધી ઘી ખાવાનું મળે એની ફુરસદ નથી. એવા છકેલ માણસો આજ કાલનાં."

"આપણે પણ આજ જ ગણેશ ને આજ જ લગ્ન. બહુ ઉતાવળ થઇ પડી. નહિં ભાઈ?" વનાએ કહ્યું.

"હા જરા ઉતાવળ તો થઈ. પણ તેથી શું? આ સિવાય ગણેશનું બીજું સારૂં મુહૂર્ત નહોતું આવતું. અને ધીરજલાલે પણ થાય છે થાય છે કરતાં પાછળથી એકદમ ઉતાવળ કરી નાંખી જેથી સાત દિવસ જ તૈયાર થવાને મળ્યા."

"આપણે કયારે જાન જોડશું?" વરના મામા બોલ્યા.

"હા જુઓ અહિંથી ખાવાપીવાનું પતાવી જરા વહેલા નીકળવું પડશે. વેવાઈનું ગામ અહિંથી ચાર ગાઉ થાય. વચમાં નદી આવે છે; ત્યાં જરા વિસામો ખાશું. લગ્નનું મુહૂર્ત તો રાતના નવ વાગે છે. પણ જરા વ્હેલા પહોંચીએ તો ઠીક. પાદર પડાવ નાખશું."

"ત્યારે ચાલો આ બાજુનું બધું કામ પતાવી લઇએ. બ્રાહ્મણને જરા ઉતાવળ રાખવાનું કહીએ. બાર વાગ્યા પહેલાં બધું પતાવી લેવું જોઇએ."

"નોતરેલા માણસો તો વખતસર આવશે ને? આપણી ઉતાવળથી શું વળવાનું હતું? તોય ચાલો જોઇએ તો ખરા" કહી કાળીદાસ ઉઠયા. પાંચ સાત પુરૂષો પણ સાથે ઉભા થયા અને તેની સાથે ધુમવા લાગ્યા.

અહિં આવો પ્રકાર ચાલી રહ્યો છે. પણ અંધારા ઓરડામાં ખાવાને બહાને ભરાયલા યોગેશની પણ આપણે સંભાળ લેવી જોઇએ. એક ટીંખળી મિત્ર કે જેને યોગેશ પોતાના નાના ભાઇ તરિકે માનતો તેની સાથે વાતો કરતો હાથમાં પરબીડીયું અને ડાબલી સાથે ઉભો હતો. તેણે કહ્યું "કેમ સીતારામ હું કહું તે કરી શકીશ"?

"અચ્છી રીતે કરી શકીશ. બોલો શું કહો છો?"

" જો આ ડાબલી અને આ કાગળ તેના હાથમાં આપજે. કોના હાથમાં કહે જોઇએ ?"

" કેમ? વહુના બાપના હાથમાં. કહીશ કે મોટા ભાઇએ મોકલ્યું છે."

"ત્યારે તો બરોબર! અરે મૂર્ખા તને કેટલીક વાર કહું? જઇને જ્યોતિને આપજે. એટલીવારમાં ભૂલી પણ ગયો ? "

" એ હેં હેં હેં-મોટી ભૂલ થઇ ગઇ " કહી સીતારામ હસી પડયો.

" સીતારામ તું બધી વાતે સારો પણ ભૂલકણો બહુ."

" અરે ભાઇ એ જો દોષ ન હોત તો મોટો અમલદાર ન થયો હોત ? ભૂલકણો હોવાથી તો બારમે વરસે 'ક' ને 'ખ' ઓળખવા શીખ્યો. નહિં તો અત્યારે હું કોણ હોત ? ઉભા રહો, ઉભા. હું એક યુક્તિ શોધી કાઢું. આ ડાબલી ઉપર કંકુનો ચાંલ્લો કરી લઉં. જેથી એમ સમજાય કે કોઈ પુરૂષને આ આપવાનું નથી. જેના કપાળમાં કંકુ હોય અને તે જાતે સ્ત્રી હોવી જોઇએ તેને આપવાનું એજને ? વાતમાં એટલું કે જ્યોતિ ભાભીને આપવાનું."

" ત્યારે જો ભુલ ન કરતો. તું તો એમને ઓળખે છે ને ?"

" અરે વાહ ! તમે તો મને તદ્દન ગાંડામાં જ ઠેરવ્યો ને ? ધીરજલાલની દીકરીને હું ન ઓળખું ? અમદાવાદમાં કેટલીય વાર તમારી સાથે હું એમને ઘેર ગયો છું."

" ઘરમાં તો જઇ શકીશ ને ? "

" અરે મને તે કોણ અટકાવે ? હું જ્યાં જાઉં ત્યાં બહાર કરતાં અંદરનો મને વધારે અભ્યાસ. છોકરીઓ તો મને પુરૂષમાં જ ન ગણે. હું તેમનામાં સટ કરતો સામેલ. તેમના ટોળામાં બેસી એવાં તો ગીતો ગાઉં અને ગમ્મત કરૂં કે મારી સાથે તેઓ ગમ્મતમાં

ગુલતાન થઇ જાય. એક વખત તો ચોળી ચુંદડી પહેરીને મુંબઇગરા પણ મેળવ્યા'તા."

"ત્યારે બાકી શું? તું જા. જો શરીરે પીઠી ચોળી હશે. ને કપાળે લગનીઓ ચાંદલો હશે. મોડું ન કરીશ. છાનુંમાનું લઈ જજે. આ કાગળ પણ તેને આપજે."

બધું આપીશ બધું. આજ જો જો, માંડવે જઇ એવાં તો ગીત ગાઉં કે પછી જોઉં કોણ મારી સાથે ઉભી રહી શકે છે:—

"દાદા મોરા એ વર જો જો,
એ વર મારે મન વસ્યોરે." કહી સીતારામ ગાવા મંડ્યો.

"અરે, ચૂપ ચૂપ બાપુ આવે છે."

"એ હેં હેં હેં–ભૂલ થઇ ગઈ. આ ગીત બંધ કર્યું. ધીરજલાલને માંડવે જઇ ગાઇશું. લ્યો આવજો. આ ચાલ્યો" કહેતો સીતારામ ગયો.

સીતારામ ભલો બ્રાહ્મણ હતો. બાપદાદાની થોડી જમીન હતી. ઘેર થોડાક આંબા હતા. તેની ઉપજ ખાતો અને કામમાં તો આખો દિવસ મંજીરા લઇ ભજન ગાતો ફરે. કોઈ વિનોદમાં કંઈ ચીજ આપે તો લે, પણ માગે નહિ. સગામાં કોઈ તેને હતું નહિં. જે એના ઉપર વધારે વ્હાલ રાખે અને તેની કદર કરે તેનો તે સગો. તેનાં સ્વાર્થ રહિત પરોપકારીપણાથી તદ્દન અક્ષરજ્ઞાન વિનાનો તે બ્રાહ્મણ યોગેશના મનમાં વાસો કરી રહ્યો હતો. નિર્મળ મન, સાધુ ચરિત્રવાળો, અને ખરે વખતે કામ લાગે તેવો તે હતો.

તેના ગયા પછી યોગેશને કંઈ ઠીક નહોતું લાગતું. આજ તેને મા યાદ આવી હતી. આ બધા ઉત્સવમાં જાણે કોઈ અલક્ષ્ય કરૂણ સ્વરે ગાતું હોય "કે મારે મા નથી. મારે મા નથી" એમ તેને લાગતું. જે કાબલી તેણે સીતારામ સાથે મોકલાવી તેમાં એક હાર

હતો. તે હાર તેની મા પહેરતી. મૃત્યુના થોડા દિવસ અગાઉ તેણે યોગેશને બોલાવી હાર આપી કહ્યું હતું કે "આ સાચવી રાખજે. મોટા થયા પછી તારાં લગ્ન થાય ત્યારે તારી વહુને એ આપજે." વિલંબ ખમાયો નહિ તેથી આજ જ તેણે મોકલી દીધો. "આપશે? ભૂલી તો નહિ જાય? ના, સંદેહ રાખ્યો કામનો નહિં. કાગળમાં તો બધું લખ્યું છે, જવાબ મળશે." આવા વિચારો કરતો દિશાશૂન્ય જેવો તે ઓરડામાંથી નીકળી બહારના ઘોંઘાટમાં ભળ્યો.

પ્રારબ્ધ અને પુરૂપાર્થ એ એક બીજાની હરિફાઈ કર્યા જ કરે છે. પુરૂપાર્થ જ્યારે જીવનમાં ઉતારી શકાય એવી પ્રત્યક્ષ ચીજ છે, ત્યારે પ્રારબ્ધ એ અદૃશ્ય છે. દુનિયામાં અકસ્માતો થયા જ કરે છે. એ અકસ્માતોથી ભારે બનાવો બની જાય છે. અને જ્યારે એ બને છે ત્યારે જ આપણે જાણીએ છીએ. મનુષ્ય પોતાની બુદ્ધિ શકિત ન ચાલી શકે એવા બનાવો જુએ અને પોતે બહુ નિર્બળ છે એમ માની બેસે. આથી પુરૂષાર્થની પ્રગતિ અટકી પડે અને ભાગ્યદેવી વિજય પામે.

ઉછરતો યુવાન યોગેશ જ્યોતિ પામવાની આશામાં હતો. જ્યોતિને હાર એક દિવસ મોડો મળે તે પણ તેને રૂચ્યું નહિ. "સારા કામમાં સો વિઘ્નો" તે તેને યાદ આવ્યું નહિ. ભાગ્યદેવી પાસે ખોફ ખંજર છે તે કદાચ તેનાપર પડશે તેની આશંકા પણ તેને થઇ નહિં.

વરને ઘેર આમ ચાલતું હતું. કન્યાને માંડવે કંઇક જુદોજ દેખાવ થઇ રહ્યો હતો. ઘરની પાછલી મેડીએ ધીરજલાલ અને પનોતિ કંઇ ઘાલમેલ કરી રહ્યાં છે. મેડીનાં બારણાં બંધ હતાં. અમદાવાદના શેઠને ત્યાંથી છોકરાનું માગું આવ્યું છે. તેને શો ઉત્તર દેવો એના નિશ્ચય ઉપર આવવા પતિ પત્નિ વચ્ચે ભાંજગડ થતી હતી. જો કે પનોતિએ તો આવનારને અડધી તો હા કહી દીધી હતી. હવે વાંધો માત્ર ધીરજલાલનો હતો. પોતાની દીકરી શેઠાણી થઇને ફરે એ જોવાની પનોતિને બહુ હોંશ હતી. વળી ધીરજલાલને પણ અમદાવાદમાં જ

નોકરી હતી. એટલે એ ગામનાં સારા સારા માણસો સંબંધીઓ થશે અને પનોતિબાઇ પાંચ જણમાં પનોતાં થઇ ફરશે, એ ખ્યાલ એની બુદ્ધિને બહુ ગમી ગએલો. ધીરજલાલની પાસે ગમે તેમ કરીને હા પડાવવીજ અને એથીય નહિં માને તો છોકરીને લઈ પીયર નાસી જવું અને ત્યાં લગ્ન કરી નાંખવા એટલે સુધી એ તૈયાર થઇ હતી.

પનોતિ કંઇક ગુસ્સામાં બેઠી હતી. તેને ધીરજલાલે ધીમેથી કહ્યું "જો પીઠી પણ ચોળાઇ ગઇ છે. શાસ્ત્ર પ્રમાણે તો લગ્ન થઇ ગયાં કહેવાય. આજ રાત્રે તો લગ્ન છે. થોડીવાર પછી તેઓ જાન લઇને પણ આવશે. આવે વખતે હું વિવાહ તોડી નાંખી દીકરીને બીજે પરણાવું એમાં મારી આબરૂ શી ? વળી આ તો ગામડુ કહેવાય. અમદાવાદ હોત તો વળી જોયું જાત. આપણાથી આ કામ નહિં બને."

"ન બને તો છાનામાના બેઠા રહો. જે કરવાનું હશે એ હું કરીશ. તોરણેથી વર પાછા જાય છે અને આપણે ત્યાં તો હજી પીઠી જ ચોળી છે."

"જો સ્ત્રીની બુદ્ધિ પાનીએ. આ બધી સંસારી વાતોમાં તું ન સમજ. તું છોકરીની મા અને હું તેનો બાપ. આમ કરવાથી તારે નીચું પડવાનું નહિ થાય, પણ મ્હારે થશે. વળી કાલિદાસ મારો બાળમિત્ર છે. તેનો છોકરો અત્યારસુધી મને વડીલ તરીકે ગણતો આવ્યો છે. હું પણ તેને છોકરા જેવો ગણું છું. જ્યોતિ અને એ નાનપણથી સાથે હરેલાં ફરેલાં. એ પણ હવે સમજણી થઇ છે. હું જાણું છું ત્યાં સુધી એ બંનેને પરસ્પર સ્નેહ છે. એટલે સાવ ગાંડા સિવાય આવી વાત કોઈ ઉચ્ચારી ન શકે."

"હવે તો બહુ આઘા છોડવા માંડ્યાને ! હું ગાંડી ? જેમ આવે તેમ બકવા માંડયું છે. પુરૂષ—સાળી બેઇમાની જાત તો ! વીસ રૂપીઆની નોકરી કરી ખાતા. આ પનોતિને પરણ્યા પછી તો પાંચમાં પૂછાતા થયા, અને લોકોમાં માથું ઉંચું થયું. મારા બાપે જો દીકરી

ન દીધી હોત તો કારકુનીજ કરી ખાત. આવા અમલદારની જગ્યા તમારા ભાગ્યમાં હોત કયાંથી? અને હવે હું ગાંડી થઇ! મારી દીકરી –એનું ભલું બુરૂં મારે જોવાનું છે. એ શાથી સુખી થશે એ હું વધારે જાણું કે તમે? યોગેશ તો ભણ્યો છે એટલું જ. એનાં બાપદાદાની મિલ્કતમાં હવે શું રહ્યું છે?"

"શું નથી? અત્યારે એનાં બાપદાદાનું જે નામ છે તેની બરાબરી, મારી સાત પેઢી હું કરૂં છું એવી નોકરી કર્યે જાય તોપણ કરી ન શકે. અને છોકરો! કળિકાળમાં એવું રતન સાંપડે પણ ખરૂં? અને તું જે છોકરાની વાત કરે છે તે ઠેકાણે તો એકવાર માંગુ મોકલ્યું હતું. મોટા માણસનો છોકરો, જો કે પૈસા તો ઘણાછે પણ પંડે તો વાંદરા જેવો અને વળી બદચાલનો છે."

"એ તો છોકરીનાં જેવાં નસીબ. એવું રાજા જેવું ઘર મૂકી મારાથી જ્યાં ત્યાં છોકરીને નહિ ફેંકાય. તમારી દીકરી એવાને ઘેર પડશે એમાં તમારૂંએ કેટલું માન વધશે? અને બદચાલ કહો છો તે નાનપણમાં અણસમજમાં એમ થઇ જાય. લગ્ન કરશે એટલે સુધરી જશે."

"અને ન સુધરે તો?"

"જુઓ આવી નકામી નકામી વાતો કહાડી મને લોહીઉકાળો ન કરાવશો. હું તમને સાફવાત કહી દઉંછું. ન સુધરેતો જેવાં છોકરીનાં નસીબ! એ બદચાલ, અને પોતે તો બહુ ચરિત્રવાળા! મારા કાકાની દીકરી પેલી નિર્મળાને એનાં ધણીનાં જીવતાં–"

"અરે છાની રહે છાની. શી વાતમાં શી વાત કાઢી."

"શું કરવા છાની રહું? હું કોઇનાથી ડરીને ચાલું એવું માણસ નથી. તમારા આચરણે તો એનો ધણી ગાંડો થઈ મરી ગયો. રોજ રાતે એની સારવાર કરવા જતા ને. એ તો અત્યારે ડાહ્યા થઇ બોલવા બેઠા છો કે 'બદચાલ.' જુઓ એવા બધા તર્કવિતર્ક મારે

સાંભળવા નથી. હું આજ જ આ લગ્નેજ એ છોકરા સાથે મારી છોકરીને પરણાવવાની છું. તેનું માણસ બહાર બેઠું છે તેની સાથે સંદેશો મોકલાવું છું કે વરરાજા બનીને આવે અને તમે પણ વખતસર કાલિદાસને સંદેશો પહોંચતો કરો કે અહિંયાં તેના છોકરાનાં લગ્ન નહિં થાય."

"તું નકામી છંછેડાય છે. જરા ધીરી પડી મારી વાત તો સાંભળ. હું તને એમ કહું છું કે જો અમદાવાદ હોત તો આંખઆડા હાથ રાખી ગમેતેમ કરી નાંખત. પણ આ તો દેશ કહેવાય. અહિં જે પાંચ જણ મોટા કહેવાય તેમને પૂછ્યા વિના મારાથી—"

"જુઓ તમે નોકરી કરી પૈસા કમાઇ જાણો. બીજી બાબતમાં કંઇ ન સમજો. આનું શું કરવું, તેનું શું કરવું એ બધું અમારૂં કામ. તેમાં તમને ખબર ન પડે. તમે તો માત્ર ભાર ખેંચી લાવો. તેની વ્યવસ્થા તો અમારેજ કરવાની હોય. તમારે પાંચજણને પૂછવું છે? તમે બેઠા બેઠા જોયા કરો. તમારા મોં આગળજ એમાંના પાંચ જણને ખડા કરૂં. કહેછેને સોનું દેખીને તો મુનિવર ચળે. પૈસા ખરચીએ તો જોઇએ એટલા હાજી હા ભણનારા."

"એ બધું તો ઠીક. પરંતુ ધર્મ?"

"આમાં અધર્મ શો છે? અમારી ઇચ્છા તેથી છોકરીનાં લગ્ન ન કર્યા! તેને જે ખર્ચ થયું હોય તે આપજો. ત્યારપછી હું જ એક સારી છોકરી શોધી કાઢી તેનો વિવાહ કરાવી આપીશ. એમ કરીયે પછી તો અધર્મ નથી થતોને?"

"કોને ખબર. હજી પણ મારૂં મન માનતું નથી. હાથેકરીને શું કરવા એવી વિપદમાં પડવું જોઇએ? વળી કાલિદાસ મારો બાળમિત્ર થાય."

"ઠીક ત્યારે, જુઓ. બીજો રસ્તો બતાવું. એને હજારનું ખર્ચ થયું હોય તો તમે બેહજાર આપજો. મોટા શેઠીઓ આપણો જમાઇ

થશે. આપણી દીકરી લાખ રૂપીયાનો દાગીનો પહેરી સોનાને હિંડોળે હીંચકશે. ભલભલાએ તેની આગળ શી બિસાતમાં? દીકરી સામું જોઈ બેહજાર ગયા તો શું થઇ ગયું? ન હોય તો મારી બેનની છોકરી બિચારી માબાપ વગરની છે તેની સાથે તેનો વિવાહ કરાવી આપશું. આજ લગ્ન નહિ થાય તો બે દિવસ પછી થશે. એમાં તે શું એટલું બધું ભારે છે કે મન નથી માનતું?"

"કોને ખબર. કંઇ સમજણ નથી પડતી."

"ત્યારે જુઓ. મારે કંઇ તમારી ગરજ નથી. મેં નાતના પટેલીઆઓ આપણા જીવરામ, ગંગારામ, અંબારામ, બધાયને બોલાવ્યા છે. તેમને ઘેર જઇ હું બધું પૂછી આવી છું. તેઓએ હા પાડી છે. અને બધીય જવાબદારી પોતાના શિર ઉપર ઉઠાવવા તૈયાર છે. કામપડયે સાચી સલાહ આપે એવા બિચારા ભલા માણસો છે. અને જુઓ, હું આ છેલ્લીજ વખત કહુંછું કે જો તમે આમાં બેમત થશો તો હું આજજ મારી દીકરીને લઇ મારે પીયર જતી રહીશ. અને પાછું વાળીને આ ઘર તરફ થુંકીશે નહિ. એટલું તમારા મનમાં ખાત્રીથી માનજો" કહી પનોતિ બારણું ઉઘાડી ધબધબ કરતી નીચે ચાલી ગઈ.

"એએઇઇ! એએઇઇ! સાંભળ! સાંભળ" ધીરજલાલ તેને બોલાવતો રહ્યો અને પનોતિ ગઈ. "શું કરૂં? શું કરૂં તો સારૂં થાય? મારો સંસાર પણ કોને અંગે? પનોતિ ને જ્યોતિ. તેમના ભલા માટે થઇને તો આ બધું. પણ ખરે વખતેજ એ વાંકી થઇ બેઠી. બે દિવસ આઘાપાછા હોત તો કંઈ નહોતું. જ્યોતિની ઇચ્છા શી હશે? પણ છોકરીની ઇચ્છા જાણ્યા વિના એ આટલું બધું જોર બતાવી શકે? કંઇપણ નિશ્ચય ઉપર આવવાને બદલે આવા વિચારો કરતો ધીરજલાલ બેઠો હતો એટલામાં "મોટા ભાઈ, કયાં ગયા? અહિંયાં જ છોને?" દાદર ચઢતું કોઈ મોટેથી બોલ્યું.

ધીરજલાલ મેડીમાંથી બહાર નીકળ્યો. દાદરમાંથી નીકળતું જીવ-

સમ તરવાડીનું ડોકું દેખી બોલ્યો " ઓહો, જીવરામ તરવાડી? આવો, આવો.''

" અરે ભાઇ હું કંઇ એકલો નથી. ગામનાં મોટેરાં તમને શોધવા ફરે છે.''

" આવો આવો, ગંગારામ, શિવરામ ઓહો! અંબાલાલ થાણુદાર પણ પધાર્યા છે ને? ''

યોગ્ય આદરસત્કાર આપી રામરામ કરતા સૌ બેઠા. તરવાડીએ ધીમેથી વાત ઉપાડી " કેમ ભાઇ, તારી વહુએ અમને બધી વાત કરી છે. તું શું કરવા નકામો 'હા' 'ના' કર્યા કરે છે? તારી ઘરવાળી બહુ બુદ્ધિશાળી લાગે છે. તેને મોઢેથી અમે રજેરજ સાંભળ્યું છે ને વિચાર પણ કર્યો છે. કેમ ગંગારામ? ''

" હા ભાઈ જન્મ મરણ લગ્ન એ બધુંય 'દેવા ન જાનંતી કૂતો મનુષ્યાઃ' એ તો બ્રહ્માના જેવા લેખ. એમાં કાંઇ કોઇનો ઉપાય ન ચાલે.''

" આ પણ એક જોવા જેવું કૌતક થશે હોં! ઘણા દિવસોથી મનને ક્યાંઇ ચેન નહોતું પડતું. અને હાડકચરીયા તાવથી શરીર તો જાણે પડવા બેઠું છે. આ રીતની મોટી ખાનાખરાબી ન થાય તો સામું આપણાથી જોવાયજ કેમ?'' એમ કહી શિવરામ અંબાલાલનો પગ દાબી મોટેથી બોલ્યો " ગંગારામભાઇ સાચું કહે છે. આપણે તો મનુષ્યો! દેવની ઉપરવટ આપણાથી થવાયજ કેમ?''

" આપ બધાનો શો મત— ? ''

" જુઓ, અમે ગોર અને તમે યજમાન. તમારા મતે અમારો મત. તેમ છતાંય આ અંબાલાલભાઇ થાણુદારને પૂછી જુઓ. એ કહે તેમ કરો. આખું ગામ એમને પૂછીને પાણી પીએ છે. ગામમાં એમનાં જેવો પ્રવિણ અને સાચી સલાહ આપનારો બીજો કોઇ નથી.''

"જો ધીરજ, મને પૂછે તો તું કંઇ વિચારીશ નહિં. મોટાં કામો તો આમ જ થાય. તોરણેથી વર પાછો જાય એ વાત કંઇ આજકાલની નવી નથી."

"એમાં શું વિચારવાનું હતું? જુઓને હવે શ્રાદ્ધને દહાડે કોણ સરાવે છે? દક્ષયજ્ઞમાં શિવનું બકરા જેવું મોઢું થઇ ગયું. હતો માણસ અને થઇ ગયો બકરો. છેવટે બેં બેં બોલવા મંડ્યો. જુનાં જ દ્રષ્ટાંતો પડ્યાં છે." શિવરામભાઇ બોલી ઉઠયા.

"અરે આજ જુઓને, દ્રૌપદીના સ્વયંવરમાં કર્ણે જયારે તીર તાકયું ને—"

"અરે તરવાડી, કર્ણે કયારે તાકયું? એ તો અર્જુન."

"એ બધું એકનું એક. જે અર્જુન તેજ કર્ણ. ચોરનો ભાઇ તે ઘંટીચોર."

"પણ અચાનક આવા ખબર કાલિદાસને વજ્ર સમાન નહિ લાગે?" ચિન્તાતુર ધીરજલાલ બોલ્યો.

"થશેસ્તો! વજ્રાઘાતજ થશે. અમારી સાત પેઢીથી અમારા ઘરનાં બધાંય માણસો શ્રાદ્ધના દિવસોમાં તેને ત્યાં જમતા અને આ વખતે મને એકલાનેજ જમવા બોલાવી બેટાએ કહ્યું કે મહારાજ હવે પહોંચાતું નથી. નહોતું પહોંચાતું તો આ ઘેર એના બાપના વિવાહ કરવા આવ્યો જ શું કરવા?" શિવરામ કંઇક ગરમ થઈ બોલ્યો.

"આપનો બધાનો જ્યારે એવો વિચાર છે, જ્યોતિની મા પણ એમ જ કહે છે ત્યારે બેમત થવું એ ધૃષ્ટતા કહેવાય. પણ આવો ખરાબ સંદેશો હું કોની સાથે મોકલું? કોણ લઈ જશે"?

"સંદેશો લઈ જનાર માણસની કયાં ખોટ છે? લાવોને હું જ લઈ જઇશ અને તેઓ ત્યાંથી નિકળે તે પહેલાં પહોંચાડી દઇશ."

"અમારા શિવરામમાં તો એવું સાહસ ખૂબ ભર્યું છે. જે વખતે

પેલો દેવલો ક્યાંઇક દક્ષિણમાં જઇને લગ્ન કરી આવ્યો અને જ્યારે અમારી સાથે પંક્તિ ભોજનમાં બેઠો ત્યારે કોઇની હિંમત ચાલી નહિ કે અમે તેની સાથે બેસી નહિ જમીએ પણ શિવરામભાઇ બોલી ઉઠયા કે તેની વહુ પતિત છે તેથી નાત જોડે તેનો વહેવાર બંધ.”

“ અમે જો ધારીએ તો શું ન કરી શકીએ એજ સવાલ છે. ગામમાં તમારી આવજા ઓછી નહિંતર તમે જાણત કે અમારો પ્રતાપ કેવો છે ! જો કે બહારથી આ શરીર રોગીયું લાગે, માથે પીળી ચોટલી રહી, પણ બુદ્ધિમાં તો અમે મોટા કલેકટરના કારકુનને હરાવીએ એવા છીએ ” શિવરામ ફુલાઇ જઈ બોલ્યો.

“ ત્યારે તમને બધાને યોગ્ય લાગે તેમ કરો. હું તો કંઇ નિશ્ચય ઉપર આવી શકતો નથી. વિના દોષે બિચારા કાલિદાસનું આમ અપમાન કરવું.—”

“ અરે દોષ અમે ઉભો કરીશું. સાંભળ્યું છે કે કાલિદાસની માસી બાળ વિધવા હતી. તેણે કાશીવાસ કર્યો છે. કાલિદાસ હમણાં ત્યાં ગયો હતો. એટલે એને ત્યાં જમ્યો જ હશે. કોને ખબર એ કોને ત્યાં રહેતી હશે ? એ મુદ્દો પકડી વાત કરી નાખશું.”

“ ઠીક, પણ હું એક વખત જ્યોતિની માને પૂછી આવું ” કહી ધીરજલાલ ઉઠયો. તેના ગયા પછી ગંગારામ બોલ્યો. “ કેમ તરવાડી આટલું બધું થયા પછી કંઇ એ કરશે ? ”

“ ભાઇ શક્તિનો પ્રભાવ તો શંભુ જાણે. નારી મહિમા અગાધ છે. પણ એ શક્તિ આપણામાં સામેલ છે એટલે એને હા પાડયે જ છૂટકો. ”

“ તરવાડી તમને તો દક્ષિણામાં ગીની મળી એટલે તેમના મતે મત આપી દીધો. જરા હા ના કરી હોત તો ચાર પાંચ હાથમાં પડતને ? ”

"અરે એમાં ગભરાવાનું શું છે? ગીનાથી તો હજુ શરૂ થયું છે. અમદાવાદના શેઠની વાત તો હજુ બાકી. તેમનું માણસ બહાર બેઠું છે. તેમણે પાંચ ગીની અને વરોઠી વખતે ઘીનો ડબ્બો આપવાનું કહ્યું છે."

એટલામાં પનોતિ આવી બોલી ઉઠી "ફત્તેહ, લ્યો તરવાડી આ નાળીએર ને રૂપીઓ. બહાર શેઠનું માણસ બેઠું છે તેને આપજો અને કહેજો કે લગ્નનું મુહૂર્ત બે કલાક વહેલું રાખ્યું છે એટલે જલદી આવે."

"ભલે ભલે! કેમ શિવરામ! કાલિદાસને કહેવાનો સંદેશો તું લઈ જઈશને?"

"અરે હા હા એ કામનો ભાર મારે શિર. એ બેટા તો જખમારતો કાળે મોઢે પાછો જશે. મારા ભાગ્યમાં પણ થોડું સોનું લખ્યું હશે. નહિં તો આવી યુક્તિ ન સુજત."

કુમળા છોડ ઉપર કુહાડો મારી લાલચુડા નરપશુઓ પોતાનું કામ સરળતાથી ઉકેલી રસ્તે પડયા.



# પ્રકરણ ૪ થું.



## લગ્ન.



ખૂબ ઠાઠથી વરઘોડો ચઢાવી કાલિદાસ ગામને પાદર ઉતર્યા. ઉતર્યાંને ઘણો વખત થઇ ગયો. લગ્નનું મુહૂર્ત્ત વીતી જવા આવ્યું પણ સામૈયાનું કંઇ ઠેકાણું ન મળે, એટલું જ નહિ પણ કન્યાવાળા તરફનું કોઇ માણસે ન ફરકે. કાલિદાસને આ જોઈ ઘણી નવાઇ લાગી. તેણે ખબર કાઢવા માણસ મોકલ્યું. બધાં તેના આવવાની રાહ જોતાં ઉભાં હતાં. એટલામાં કોઇ અજાણ્યા માણસે આવી તેના હાથમાં કાગળ મૂકી કંઈ કહ્યું. તેણે કાગળ વાંચ્યો. "કોઈ ઘેલો માણસ લાગે છે" કહી હાંકી કાઢી સામૈયા વિનાજ વેવાઇને બારણે જવું એમ નિશ્ચય કર્યો. વરઘોડો ચાલ્યો અને વેવાઇને આંગણે આવી ઉભો રહ્યો.

સાજનમાંથી એક માણસે આવી જીવરામ તરવાડી બહાર ગાદીએ બેઠા હતા તેમને કહ્યું "સામૈયું તો ઉંઘી ગયું પણ સાસુને તો જગાડો કે જલદી વર પોંખવા આવે!"

"કેમ? એ તો કયારનું કહેવરાવ્યું છે."

'શું કહેવરાવ્યું છે?"

"કે અહિં તેનાં છોકરાનાં લગ્ન નહિ થાય."

"તમે શું બોલો છો તેનું કંઈ ભાન છે?"

એટલામાં ઉતાવળા ઉતાવળા કાલિદાસે આવી પૂછ્યું "કેમ ભાઈ કેટલી વાર?"

"અરે અમે તો ક્યારનું કહેવરાવ્યું છે. તો પણ તમે અહિંયાં આવી નાહકના—"

"અમને કંઈ સમાચાર મળ્યા નથી. અહિં ગામને પાદર સામૈયાની રાહ જોતા ઉભા હતા એટલામાં એક માણસે આવી સંદેશો કહ્યો. મને લાગ્યું કે એ ગાંડો નહિંતર ચસકેલ હોવો જોઈએ."

"કેમ થોડીકવાર પહેલાં શેનો? અમે તો બપ્પોરનું અહિંથી માણસ રવાના કર્યું છે. અને માત્ર મોઢાની જ વાત ક્યાં હતી? તમને ધીરજલાલની ચીઠ્ઠી ન મળી?"

"આ રહી મારા હાથમાં. માણસ આવી વાત લખી શકે એ મને વિશ્વાસ ન આવ્યો અને હજી પણ નથી આવતો. હું એક વખત ધીરજલાલને મોઢેથી એ વાત સાંભળવા માગું છું કે આ બધું સાચું છે કે જુઠું? હા, એ પોતે આવીને મને કહે કે એ મેં લખ્યું છે તો સાચી વાત. તેમ થયા સિવાય હું અહિંથી ખસવાનો નથી. કાળાન્તરે પણ નહિ."

"ત્યારે તો લાગે છે કે કંઈક ગોટાળો થયો છે. હું એને બરોબર ઓળખું છું. શિવરામ કંઈ કામનો માણસ નથી, સાળો મૂર્ખો બપ્પોરનો તો અહિંથી નીકળ્યો છે અને આપ કહો છો કે હમણાં ખબર મળ્યા. અહિં પાદરે?"

"હા, હું કંઇ ધીરજલાલ નથી. મને જુઠું બોલતાં આવડતું

નથી. વહેલા ખબર મળે કે મોડા તેથી કંઇ વત્તું ઓછું નથી. પણ હું એકવાર ધીરજલાલને મળવા માગું છું."

"એટલામાં શિવરામ સાજનને વારે વારે પાછું વાળીને જોતો કાલિદાસની ફજેતી જોઇ મનમાં મગ્ન થતો, પાઘડીમાંથી લટકતા ચીંથરા ઠીક ઠીક કરતો જાણે શ્વાસ ચઢયો હોય તેમ જીવરામ અને કાલિદાસની વચમાં આવી બોલી ઉઠયો "અરે તરવાડી, હું કાંઇ કોઇથી ડરીને પાછી પાની કરી પીઠ દેખાડું એવો માણસ નથી. હું તો બરોબર વખતે જ અહિંથી રવાના થયો હતો. પણ નદીમાં ખૂબ પાણી આવવાથી ઉતરતાં વાર લાગી. અને જ્યારે પહોંચ્યો ત્યારે જોયું તો કાલિદાસભાઈ જાન લઇને રવાના થયા હતા. પાછો બને તેટલી ઉતાવળથી જેમ તેમ નદીપાર કરી ભરેશ્વાસે દોડતો આવ્યો અને જોયું તો પાદરે બધા ઉભા હતા. તેમને ત્યાંજ ચિટ્ઠિ આપી ખબર કહ્યા. ત્યારે તેમણે હસી કાઢી ચિટ્ઠિ ચોળી નાંખી મને ગાંડો ગણી હાંકી કાઢ્યો. હવે તમે જ કહો ગાંડો હું કે એ?"

યોગેશથી ભર સાજનમાં એક મૂર્ખને મોઢેથી પોતાના પિતાનું અપમાન થતું ન સહેવાયું. તે એકદમ ઘોડા ઉપરથી કુદ્યો અને 'બદમાસ' કહી શિવરામની ગળચી પકડી. શિવરામ "મારી નાંખ્યો, મારી નાખ્યો" ની મોટી બૂમો પાડી ઉઠયો. સાજનમાંથી મારો મારોની બૂમો સંભળાવા લાગી. બધા એકી સાથે બોલી ઉઠયા "ક્યાં છે એ ધીરજલાલ? બાપનો બેટો હોય તો આવી જાય મેદાનમાં."

"અરે ધીરા થાઓ ધીરા" થાણુદાર સાહેબ વચમાં પડ્યા. કાલિદાસે યોગેશનો હાથ પકડી કહ્યું "ભાઇ ધીરો થા, એણે જે 'ગાંડો' કહી અપમાન કર્યું છે એ આ અપમાનના આગળ કંઈ હિસાબમાં નથી. મારાથી હજી પણ કંઇ સમજાતું નથી કે આ સત્ય હશે કે ઇન્દ્રજાળ. ધીરજલાલ મારી સાથે આવો વ્યવહાર કરે? કંઇ કારણ વિના? અધમમાં અધમ ચંડાળ, માથાનો વાઢનાર તે પણ

વિના કારણે વિના દોષે આવું મર્માન્તિક અપમાન કરવાનું સાહસ ન ખેડે. અને આ તો ધીરજલાલ, મનુષ્ય, બ્રાહ્મણ સમાજમાં શ્રેષ્ઠ! મને એમ જ લાગે છે કે આમાં કંઇ ઉંડો ભેદ હોવો જોઇએ. થાણદારજી, એકવાર ઘરમાં જઈ ધીરજલાલને મળી આવું. પૂછી આવું કે આવું કામ તેમને શું કરવા કરવું પડયું ?"

"અરે શેઠ તમે તો જ્ઞાની છો, બધું સમજો છો. લગ્ન મરણ એ તો વિધિના જેવા લેખ. એમાં માણસનું કંઇ જોર ચાલતું નથી. તોરણે આવેલા વર પાછા જાય એ વાત આપણા સમાજમાં કંઇ નવી નથી."

"તે ખબર છે. અત્યારે હું એ બધો ઉપદેશ સાંભળવા નથી આવ્યો. મારે એકવાર ધીરજલાલને મળવું છે."

"એ અત્યારે તો કન્યાદાન દેવા બેઠા છે. તમે તો ખબર રાખો એવા માણસ છો એટલે જરૂર સાંભળ્યું હશે કે અમદાવાદના નગરશેઠના છોકરા સાથે આજ લગ્ને તેઓ તેમની દીકરી આપવાના હતા. એટલે અત્યારે તેમનો મેળાપ થવો અસંભવ છે. ધીરજલાલે તો કાગળમાં આપને જે ખરચ થયું હોય તેનાથી બમણું આપવાનું લખ્યું છે અને આપના પુત્રના વિવાહનું બીજું ઠેકાણું પણ લખી મોકલ્યું છે."

આ શબ્દો કાલિદાસને વજ્ર સમાન લાગ્યા. કાળની વિચિત્ર ગતિથી ધીરજલાલ તેને રૂપીયા બતાવતો હતો. જેના બાપદાદામાં, જે સિંહના માર્ગમાં પગ મૂકવાનુંય સાહસ નહોતું, તેનો દીકરો એ સિંહના દીકરાને રૂપીયા બતાવતો, અને તેજ બાપદાદાના ઘરની સામે રસ્તા ઉપર છોકરાને પરણાવવા આવેલો તે, આવી શરમ ભરેલી વાતો હલકટોને મોઢેથી સાંભળતો ઉભો હતો! કાલિદાસને વિચારમાં ઉભેલો જોઈ બહુ દુઃખમાં છે ધારી ગંગારામે દિલાસો દીધો–"ભાઇ બહુ અણુઘટતું થયું એ તો ના નહિ કહેવાય. બ્રહ્માના જેવા લેખ."

"એ તો હું ક્યારનો કહું છું. ધીરજલાલ જેવા મોટા માણસને સગા કરવા ન લલચાયા હોત તો સારૂં થાત. મારી સાત પેઢીથી શ્રાદ્ધને દિવસે મારૂં આખું કુટુંબ તમારે ત્યાં જમતું. હવે એ જમાડનારા ક્યાં? કુટુંબમાં એક એવો જાગે કે જેનાં આચરણે કુળનું આવું બધું અપમાન થાય, એમાં વિચારવાનું શું હતું?" શિવરામે કહેવાનો ઠીક લાગ છે ધારી કહી નાખ્યું.

શું કરવું એના વિચારમાં કાલિદાસ ઉભો હતો એટલામાં ઘરમાંથી એક વૃદ્ધ હાથમાં લાકડી, ઉઘાડા શરીર ઉપર ખેસ ઓઢેલો, શિવ શિવ કરતો બહાર આવ્યો. તેણે કાલિદાસને કહ્યું "જે સ્ત્રી-આધીન તેનાં કાર્યને કંઈ કારણ હોય છે? જેમને એક બાજુ ઉપાસ્ય સ્ત્રી અને બીજી બાજુ કાંચન, જેઓ ઇશ્વરને માને નહિ, પૈસો જ જેનો પરમેશ્વર, સ્ત્રી જ જેનું સર્વસ્વ તેનાં કાર્યને વળી કારણ હોઈ શકે? કાલિદાસભાઈ, હું આપને ઓળખું છું. જો કે તમે તો મને નહિ ઓળખતા હો. ખાખરીયાના સિંહના વંશજને કોણ ન ઓળખે? મારૂં ઘર પાસેના ગામમાં છે. હું પણ કંઇક દક્ષિણાની આશાએ આ લગ્નમાં આવ્યો હતો. અહિં આવ્યા પછી આ બધી ઘટના જોઇ, સાંભળ્યું. સમાજમાં હવે કોઈ બ્રાહ્મણે નથી અને ક્ષત્રી પણ નથી. બધો વૈસ્યનો સમાજ છે. એ વૈસ્યનાં સમાજમાં આવું જ બન્યા કરે. આપ નકામા શું કરવા અહિં દુઃખી થતા ઉભા છો? આ નરકકુંડનો સત્વર ત્યાગ કરવો એજ તમારૂં કર્ત્તવ્ય છે. આ ચંડાળના ઘરની દક્ષિણા લેવાની મારી ઇચ્છા પણ નથી તેથી હું આ ઘર છોડી જાઉં છું. આપ પણ આ સ્થાન જલદી ત્યાગ કરો."

"સાચું કહો છો, આ ચંડાળનું જ ઘર છે. પરમેશ્વર જે કરે તે સારાને માટે. આ ઘેર મારા પુત્રના લગ્ન ન થયાં તે મારૂં અહોભાગ્ય. પરંતુ જ્યારે હું છોકરાને પરણાવવા જ નીકળ્યો છું ત્યારે

પરણાવ્યા વિના મારાથી પાછા જવાય જ નહિ. તમને જો ખબર હોય તો મને કહો કે ગામમાં ક્યાંઈ કોઇ બ્રાહ્મણની કુંવારી કન્યા છે? તેની સ્થિતિ ગમે તેવી હોય, તેની દીકરી કાળી ધોળી ગમે તેવી હોય, તેનું કુળ પણ ઉચ્ચું નીચું ગમે તેવું હોય માત્ર તેના બાપના ગળામાં જનોઈ હોવી જોઇએ."

"જનોઈ શું કરવા? ઉંચા કુળની કન્યા છે, રૂપાળી અને આજ ગામમાં મારી બ્હેનની દીકરી. એટલી જો મારા ઉપર દયા કરો તો તમને માથે બેસારી રાજી થતો મારે ઘેર લઇ જાઉં. પણ હું ગરીબ બ્રાહ્મણ સંબંધી વિનાનો છું."

"કંઇ ફીકર નહિ. ચાલ તારી ભાણેજને હું મારા દીકરાની વહુ તરીકે કબુલ રાખું છું. ચાલો." વરઘોડાને તે તરફ વળવાનો કાલિદાસે હુકમ કર્યો. સાજન તે તરફ વળ્યું. ઘોડાને તે તરફ વાળતાં પહેલાં યોગેશ બોલ્યો "બાપુ—

"બાપુ ફાપુ કંઇ નહિં. હું કંઇ જ સાંભળવા ઇચ્છતો નથી. આજ દુનીયા એક તરફ અને હું એક તરફ. અને ધીરજ! ધીરજલાલ! આજ તને મળી શકયો નહિં પણ એટલું તો નક્કી જાણજે કે જો મારો સદ્‌વંશમાં જન્મ હોય, જો દુનિયામાં ધર્મ હોય, જો હું ખરેખરો બ્રાહ્મણ હોઉં તો તને એટલો શાપ આપતો જાઉં છું કે રૂપીયાના લોભે વિના કારણુ તેં જે મારૂં અપમાન કર્યું છે તેનું ફળ તારે ભોગવવું જ પડશે. છોકરી સુખ ભોગવશે એમ ધારી તેં પૈસાના લોભે બીજા સાથે તેનાં લગ્ન કર્યાં તેનાં ફળ તરીકે હું આ જનોઇને સાક્ષી રાખી કહેતો જાઉં છું કે એજ છોકરીનો હાથ પકડી તારે શેરીએ શેરીએ ભીખ માગતાં ભટકવું પડશે. દુનિયાનો પ્રલય થયે પણ મારો આ શાપ નિષ્ફળ નહિં જાય."

ગાદીએ બેઠેલ તરવાડી આ સાંભળી જરા ચમકી ગયા, પણ

ધીરજલાલને સંબોધી કહ્યું છે એમ સમજી તેણે ભય ત્યજ્યો. સાજન વૃદ્ધનાં ઘર તરફ વળ્યું. બિચારો બ્રાહ્મણ હર્ષઘેલા જેવો થઈ ગયો. આજ પૃથ્વી તેને સ્વર્ગ જેવી લાગી. સારાં સગાંનો એ સોબતી થયો. વરઘોડો થોડે દૂર ઉભો રાખી ઉંઘતી શાન્તાને ઉઠાડી કહ્યું:—

“ઉઠ ઉઠ તારાં લગ્ન થવાનાં છે.’ પડોશી બધાં ભેગા થઈ ગયાં. કોઇએ ચાંલ્લો કર્યો, કોઇ તેનો હાથ ખેંચી ન્હાવા લઇ ગયું. પાનેતર પહેરાવ્યું. શાન્તા આભી બની જોઈ રહી કે આ બધું શું થાય છે. વરવહુ પરણી ઉઠયાં અને જાન વિદાય થઈ.



# પ્રકરણ ૫ મું.

## પરદેશ ગમન.

યોગેશને પરણ્યાને આજ ૭ વર્ષ થઈ ગયાં. તેનો બાપ લગ્ન પછી એક વર્ષ જીવી મરી ગયો. તેમના કટુ સંસારને મધુમય કરનાર બંને આત્માનું ઐક્યસ્થાન એક બાળકીનો પણ તેમને ઘેર જન્મ થયો હતો. તેની ઉમ્મર અત્યારે ચાર વર્ષની હતી. યોગેશે પરણીને ઘરસંસાર એનાં બાપનાં ગામમાં જ માંડયો. અંતરના ઉંડા ઘાએ તેને નિસ્તેજ બનાવ્યો હતો. તેના લગ્નની ઘટનાએ તેની આખી જીવન સરિતાને ઉંધે માર્ગે વહેવરાવી હતી. તે શિક્ષકની નોકરી કરતો. અમદાવાદમાં ભણેલ માણસ. સાધારણ માણસોની ખુશામત કરતાં આવડે નહિ. ગમે પણ નહિ. પરિણામે નોકરી છોડવી પડી. એટલા પગાર ઉપર જેમતેમ કરી ઘરસંસાર નિભાવતાં તે પણ ગયું. ઉપરાંત તેના બાપે લગ્ન પ્રસંગે જે દેવું કર્યુ હતું તેનું વ્યાજ જેટલું પણ તે બચાવી ભરી શકતો નહિ. આજ ૭ વર્ષ થયાં મૂળ મુડી તો રહી પણ વ્યાજ સરખુંય ન મળવાથી પૈસા ધીરનારની ધીરજ ખૂટી ગઇ. તેણે નોટીસ કહાડી સ્થાવર મિલ્કતનું લીલામ કર્યું અને તે લીલામમાં પૈસા ધીરનારે યોગેશની સ્થાવર મિલ્કત ખરીદી લીધી. અંતરના ઘાએ તેને બળહીન બનાવ્યો હતો.

બાપનાં કરજે તેને દરિદ્ર બનાવ્યો. બી. એ. પાસ થએલો ઉછરતી વયનો યુવાન લમણે હાથ દઇ ઘરનું લીલામ થયું તેનાં ખરખરે આવતા હિતેચ્છુઓથી ઘેરાએલો પોતાના ભાગ્યને નિંદતો બેઠો હતો. દિલાસો દેનારની આજ તેને ખોટ નહોતી! ખોટ માત્ર મદદ કરનાર અને ઉપયોગી થનારની જ હતી! કંઇને કંઈ બહાનું કાઢી માણસો આવ્યે જ જતાં. અને બે ચાર માણસો તો આત્મીયનો ડોળ ઘાલી તેની પાસે બે ત્રણ કલાકથી બેઠાં જ હતાં. બીજાં આવનારાં વાતો કરી દિલાસાના બે શબ્દો બોલી ચાલ્યાં જતાં! ગંગારામ ઓસરીમાં ભીંતને અઢેલી બેઠો હતો. જવાબો દેનારમાં મુખ્ય ભાગ એ ભજવતો. અંબાલાલ થાણદાર અને જીવરામ તરવાડી પણ હાંફતા હાંફતા શબ્દો-થી મદદ કરવા આવી પહોંચ્યા. ઓસરીમાં બેઠા પછી તેણે વાત ઉપાડી "ભાઈ, દામોદરશાનો તો બહુ મોટો અન્યાય કહેવાય. એક નામીચા ઘરનો આવી રીતે ઉચ્છેદ કરવો! તેમાંય વળી બ્રાહ્મણનો!"

"અરે બ્રાહ્મણ કેમ? આ ગામનો રાજા કહીએ તો ચાલે. ખાખરીયાના સિંહને નામે તો વાઘને બકરી એક આરે પાણી પીતાં."

"અંબારામભાઇ કાળની ગતિ જ એવી હોય છે. ક્યાં એ શ્રીકૃષ્ણનું ગોકુળ અને ક્યાં એ રામની અયોધ્યા? આજકાલનો એ દામોદર શકોરા ચાટતો તે ધીરધાર કરવા શીખ્યો. જમીન બમીન જે કંઇ હતું તે તો ક્યારનું કરજમાં અદા કરી લીધું. રહેવામાં માત્ર આ ઘર હતું. એ ન લીધું હોત તો મોટું પાપ થઇ જાત?"

"એમાં દામોદરનો શો અપરાધ?" યોગેશથી ન રહેવાયું, તે બોલ્યો "તેમણે તો ઘણા દિવસ રાહ જોઈ, મૂળ મુડી તો ચુલામાં ગઇ, પણ બાપુ સ્વર્ગે ગયા પછી વ્યાજનોય એક પૈસો ભરી ન શક્યો, અને તેઓ પણ એવડી મોટી રકમ જતી ન કરી શકે. હું જ હીન છું કે બાપનું દેવું પતાવી શક્યો નહિ. જે સુપુત્ર હોય તે બાપનું

નાક રાખે. હું કુલાંગાર પાક્યો. મારાથી જ તે ક્પાયું. દામોદરશાએ તો ભલાઇ વાપરી લીલામમાં ઘર ખરીદ્યું."

"ત્યારે હવે શો નિશ્ચય કર્યો ભાઈ?" થાણદારજીએ પૂછ્યું.

"બીજો શો? ગામમાંથી નિકળવું જ પડશે. દામોદરશાએ તો દયા કરી છ માસની મુદ્દત આપી છે. પણ જો બનશે તો છ દિવસમાં જ ઘર ખાલી કરી આપીશ. અત્યારે તો અમદાવાદ જવાનું રાખ્યું છે. ભાગ્ય અજમાવી જોઇશ, જો કંઇ કરી શકાય તો. પ્રભા અને પ્રભાની મા અહિં રહેશે. આપ બધા મોટેરાંઓ છો. દયા કરી એમની સંભાળ રાખજો. મારાથી બનશે તેટલી ઉતાવળથી હું તેમને અમદાવાદ તેડાવી લઇશ."

"જરૂર. એમાં નિશ્ચિંત રહેજો."

"અરે બાપુ, તારે તો વિદ્યા છે. અમદાવાદમાં જઇ કેટલાય ભવ તરી ગયા. મહાલક્ષ્મીની કૃપાથી તને પણ કંઇ ઉપાય જડશે." કોઇ વૃદ્ધે આશિર્વાદ આપ્યો.

"અરે ભાઇ, મેં તો ઘણાય કાલિદાસને સમજાવ્યા હતા. પણ ઘણું કરે તે થોડા માટે. પરિણામ જાણ્યા સિવાય કામ કર્યું. એકનો એક છોકરો ભુખ ભેળો કર્યો."

"આહા, આ ઓસરીમાં તો અમે કેટલીય વાર ચોપાટ ખેલી છે? પેલા વડલાના ઝાડ નીચે ગાદી તકીયા નાખી મોજમાં પડ્યા રહેતા અને સાંજે લાડુ ખાઇને જ પાછા ફરતા! એજ આ ઘર! એજ આ વાડી! આખરે—હરિ હરિ—પેલા કાળઘરા જમાનાનાં ખાધેલને હાથપડી."

"હે પ્રભુ! હે જગદંબા! તારે આશરે. હરિ હરિ—ચાલો ભાઇ ચાલો" એમ એક પછી એક મુખેથી નિઃશ્વાસ મૂકતા અને અંતરમાં આનંદ પામતા ઉઠી ઉઠી ચાલતા થયા. પતિત સમાજમાં

આ સિવાય બીજાની આશા શી? યોગેશને આ બધું દાઝ્યા ઉપર ડામ જેવું લાગ્યું. આવનારામાંથી ઘણાંએ એનાં બાપનું વર્ષાશન ખાધું હતું. ભૂખમરો વેઠી ઉપવાસો કરી મરી જઈએ તો પણ જેઓ સંભાળ લેવા ન આવે, અરે! કદી પૂછે પણ નહિ એવી જાતનાં માણસો દયાના દેવ બની આજ સહાનુભૂતિ બતાવવા આવ્યા હતા! આજ સૌનાં મૂખમાંથી એજ શબ્દ નીકળતો 'આહા'. એનાં કરતાં તીવ્ર ઉપહાસ યોગેશને માટે બીજો શો હોઇ શકે?

બધાના ગયા પછી ઘરમાંથી શાન્તા બહાર આવી ધીમેથી યોગેશને પૂછ્યું "કેમ પછી શું નક્કી કર્યું? ક્યાં જવાનું?" "ચુલામાં," મર્માન્તિક વેદનાનો રોષ યોગેશે શાન્તા ઉપર કાઢ્યો.

"હું તમને કંઈ વાત પૂછું કે તરત જ તમને ક્રોધ ચઢે, ત્યારે શું બોલું? કેવી રીતે બોલું? તમે જ કહોને? એમાં મારો શો દોષ?" ઝંખવાણી પડી જઈ શાન્તા બોલી.

"કોણે કહ્યું તારો દોષ? મેં તો કદિ તેમ કહ્યું નથી. છ વર્ષથી તને બાળું છું અને હું બળું છું. બાપુ પુણ્યાત્મા તે સ્વર્ગે ગયા. અને હું હતભાગ્ય જીવતો રહ્યો—બળવા, બીજાને બાળવા."

"તમને તેમ લાગતું હોય તો મને મારા બાપને ઘેર મોકલી દ્યો. તમારા વિના નાની છોકરીને લઈ મારાથી શી રીતે આ ઘરમાં રહેવાય? અહિંયા અમારી સંભાળ કોણ રાખે?"

"અને બાપને ઘેર પણ કોણ રાખશે? ત્યાં પણ બિચારાં વૃદ્ધ માસી. છોકરીને લઈ ત્યાં જઇશ તો તેમને પણ અકારી થઈ પડીશ."

તો પણ તે બાપનું ઘર. ઘરમાં કોઇ ન હોય તો પાડ પાડોશી તો હોયને? જેઓએ મને નાનપણમાં હસાવી કુદાવી હોય તેઓ પાસે કંઇ શરમાવાનું કારણ ન રહે. કામ પડયે તેઓ તો આવી શકે, ખબર લઇ શકે. અહિં તો સાસરૂં, કોઇની પાસે જવાય પણ નહિં. અને પાડોશી કેવાં છે તે તો જાણો છો ને?"

"બધાયને ઓળખું છું. મારાં લગ્ન પ્રસંગે એક મોટી રકમ બાપુએ તેમનાં મિત્ર પાસેથી લીધેલી એમ ધારીને કે છોકરો સારો છે. વળી ભણેલ ગણેલ. વળતાં વાર નહિં લાગે. પાછળથી વિવાહ તૂટી ગયો અને બાપુએ પણ એ અપમાનનાં દુઃખમાંજ દેહ ત્યાગ કર્યો. જેણે પૈસા ધીર્યા હતા તેનો છોકરો મોટો થયો. વ્યાજ સરખું ન મળવાથી તેની ધીરજ ખૂટી ગઇ તેના બાપે તેને સમજાવ્યો. અદાલતે જઇ તે ઘરબાર લઈ લેશે અને પોતાના મિત્રનો ઉચ્છેદ થતો પોતાથી નહિં જોવાય એમ ધારી તેમણે કાશીવાસ કર્યો. બેમાંથી એક પણ જોવા પામ્યા નહિ કે પોતે વાવેલાં બીજનું કેવું મોટું વૃક્ષ થયું છે?"

"એ તો મારૂં જેવું ભાગ્ય. તેમાં કોઇ શું કરે? તમે પણ શું કરવા તમારી જાતને નાહક ધિક્કારો છો? સદૈવ કાંઇ સરખી સ્થિતિ હોતી નથી. વળી આપણે તો આપણા બેનુંજ પેટ ભરવાનું છે અને એક છોકરી. તમે માસ્તર હતા ત્યારે સારૂં ચાલતું. અચાનક શા માટે તે નોકરી પણ છોડી દીધી?"

"છોડી દીધી નથી. છોડી દેવી પડી. મેં તો નિશ્ચય જ કર્યો હતો કે નિશાળની ખાટલી નીચે મારાં આ જીવનની ઘોર ખોદીશ. તેમ પણ બને કે? આટલું બધું કષ્ટ વેઠયું પણ ખુશામત કરવાનો અભ્યાસ કરી શકયો નહિ. અને ભાગ્યથી પણ આ નોકરી સહન ન થઇ."

"ખેતીવાડી કરો તો દિવસો નિકળી જાય."

"હવે તો તે પણ નથી. દેવામાં બધું આપી દેવું પડયું, આ ઘર સુદ્ધાં. તે પણ હવે આપણું નથી. દામોદરશાએ દેવા પેટે જે કંઈ હતું તે લીલામમાં ખરીદી લીધું. અને આપણને આ ખાલી કરી આપવાની છ મહિનાની મુદ્દત આપી એટલો ઉપકાર કર્યો છે." યોગેશથી આગળ ન બોલાયું. હાથ ઉપર માથું ટેકવીને વિચારવા

લાગ્યો–"દશ ગાઉ દૂરથી જેનું ઘર એક નાનું છોકરૂંએ બતાવતું તે ઘરનું આજ બધુંય ગયું. મનુષ્ય નહિ, સ્વજન નહિ, નોકર ચાકર નહિ. મહેતા મુત્સદ્દી નહિ તેથી ભયભીત લક્ષ્મી આ ઘર છોડી ચાલી ગઈ! મારી સાત પેઢીની સાક્ષી પૂરતું આ હાટ–તેમાં જાણે કેટલીય મમતા ભરી છે–ભાંગી ગયું છે. શિઆળ કુતરાં તેની ઉપર થઈ ચાલ્યાં જાય છે, તો પણ આ વડ, આ પીપળો તેના બાહુ પ્રસારી મને અટકાવી રાખે છે. સંજોગે તેની માયા પણ મુકવાનો વખત આવ્યો. ભાગ્યે અહિં પણ નિરાંતે બેસવા ન દીધો." શાન્તા પણ શું કરવું તેના વિચારમાં બેઠી હતી. યોગેશે તેને કહ્યું "તું તારા બાપને ઘેર જવા માગે છે તો બે દિવસ પછી જજે. ત્યાં તો ગમે ત્યારે જઇ શકીશ. બાપના ઘરનો દીવો અખંડ રહો. તો પણ ત્યાં કેટલા દિવસો રહી શકીશ? હું તને તદ્દન એકલી મૂકી જવાનો નથી. સીતારામને કાગળ લખ્યો છે; હું જ્યાં સુધી પાછો ન ફરૂં ત્યાં સુધી તે અહિંજ રહેશે. ઘણું કરીને તે આજે જ આવશે."

"તમે જો ક્રોધ ન કરો તો એક વાત પૂછું?"

"શી?"

"ક્યાં જશો?"

"અમદાવાદ મધુકરને કાગળ લખ્યો છે. તેને ત્યાંજ ઉતરવાનો છું. જોઉં કદાચ અમદાવાદ અનુકૂળ થાય તો"!

"કેટલા દિવસ રહેશો?"

"હમણાં તો વધારે નહિ રહું. કેમ છે કેમ નહિ. એ બધું જોઈ મહિના દિવસમાં પાછો આવીશ. ત્રણ મહિનાની ખરચી જેટલું હું તમને આપતો જઇશ એટલે કંઇ ચિન્તા કરવા જેવું નથી."

"પણ પ્રભાને તમારા વિના નહિ ગમે. તેતો તમારીજ છે."

"હું પણ એજ વિચારૂં છું. ચાર વર્ષની છોકરી થઇ. મોટી

થશે, તેને ભણાવવી પડશે. નામ પ્રમાણે લુગડાં ઘરેણાં જોઇશે. સારૂં પાત્ર જોઇ વિવાહ કરવો પડશે. એને માટે તો થઇને નોકરી, એને માટે તો પૈસા અને એને માટે થઇને તો આ સંસાર, સમાજ."

"અને હું તો એમને મન કાંઈ નહિં" મનમાં જ શાન્તા બોલી અને નિઃશ્વાસ નાંખ્યો.

"તને દુઃખ થાય છે? આ દરિદ્રની સાથે લગ્ન થયાં ન હોત ને કોઇ સુપાત્રને હાથ પડી હોત તો? વિધિનાં શા ગુપ્ત વિધાન હશે? કેમ આમ થયું? કેમ તું જ મારી પત્ની થઇ? કેમ મારાથી પિતૃદ્રોહી ન થવાયું? કેમ મારાથી મોટેથી બોલી ન શકાયું કે મારા નસીબમાં આવું લખ્યું હતું તો ભલે થયું, પણ કોઇ સરલ બાલિકાનો મારાથી સર્વનાશ નહિ થાય? તેથી શું પિતૃભક્તિમાં ઉણપ આવત? હું જ ચોર, લુચ્ચો, ઠગારો, ખૂની, બાયલો! હૃદયની બધી રગો જ્યારે બૂમ પાડી બોલી ઉઠી હતી કે 'સમાજનો ભય ન રાખ. જે સત્ય છે તે મુક્તકંઠે બોલ. દબાણ કરી પકડાવી દીધેલને હું નહિ પરણું એમ બોલી મનુષ્યની માફક આચરણ કર' તે વખતે તો પુસ્તકોમાંથી વાંચેલી નીતિએ મુખ દાબી રાખ્યું. તેનુંજ ફળ એ આજની મારી દુર્દશા."

"દુર્દશા? શા માટે? બધી છોકરીઓ કાંઈ પૈસાદારને ઘેર નથી પડતી. તેમાં દુર્દશા શેની? તમે પોતે જો સુખી ન થાઓ તેમાં–"

"મારા મનમાં શું છે તે જાણે છે? હું એજ વિચાર્યા કરૂં છું કે શી રીતે તને સુખી કરી શકું, તારૂં મુખ હસતું જોઉં જેથી દરેક ગૃહકાર્યમાં તારી પ્રફુલ્લતા પથરાઈ રહે. જેટલા દિવસો જીવશું તેટલા શું આવીજ રીતે કાઢવાના છે? ઇશ્વરની જેવી મરજી. તું સાચવીને રહેજે. હું જલદીથી પાછો આવીશ અને આ ઘર ખાલી કરી નાખશું."

"જેમાં સારૂં થાય તે સમજીને કરો. પહેલાં તમારા પોતાના મનને સ્થિર કરો. બધા દિવસો શું આવા જશે?" એ વિચારમાં

બંને મૌન રહ્યાં. એટલામાં મંજીરા ખખડયા. સીતારામ આવ્યો એમ બંનેને લાગ્યું. તરતજ ભજનની ધુનમાં મસ્ત, બગલમાં પોટકું, હાથમાં મંજીરા સાથે નાચતો સીતારામ આવ્યો.

બંનેને નમસ્કાર કર્યા, "કેમ છો મોટાભાઈ, ભાભી ?" ખબર અંતર પૂછાયા.

ખેસને બદલે સાલ્લો ઓઢેલો જોઈ શાન્તા હસી બોલી "સીતા રામભાઈ આ શું ? સાલ્લો ઓઢી તમે ભરબજાર વચ્ચેથી આવ્યા?"

યોગેશનું ધ્યાન ખેંચાયું તે બોલ્યો "તું તો હવે તદ્દન ગાંડો થયો. આ શું ઓઢયું છે ?"

"અરે! એક માણસ આવ્યો; મશ્કરી કરતાં આપ્યો અને મેં લીધો."

"પણ તમે અહીં આવ્યા તેવા જ તેને મળી ગયા ?" શાન્તા બોલી.

"હું તો જન્મ્યો તે દિવસનો આવ્યો છું અને અમારે વળી મેળાપ કેવા તે તમે નથી જાણતાં? એ બધું મોટાભાઈ જાણે છે. કેમ મોટાભાઈ નાનપણથીજ અમારા આવા હાલ છે ને ?"

"મૂર્ખોજ રહ્યો. તારો બધો કાળ આમને આમજ ગયો. દિવસે દિવસે મોટો થતો જાય છે કે નાનો ? અક્કલ ક્યારે આવશે ?"

"સાંભળ્યું કે ભાભી ? મોટાભાઈની વાત સાંભળી ? હું તો સનકાદિક કુમાર છું. મારાં વર્ષો શું કોઈ દિવસેય વધે ? ખાવું પીવું અને ખેલવું. મંજીરા લઈ ભજન ગાવાં. વર્ષો શું કરવા વિચારવાં તે તમેજ કહોને ? લગ્ન કર્યા પછીજ માણસો મોટા થાયને ? આપણને તો એવોય લેપ નથી. ત્યારે વર્ષો શેનાં ?"

"આ પોટલીમાં શું બાંધ્યું છે ? નકામો ભાર ઉપાડી લાવ્યો લાગે છે."

"પોટલું ફેંકીને આવું? જોયુંને ભાભી, કહેછેને કે સીતારામમાં અક્કલ નથી."

"ત્યારે શું બાંધ્યું છે કહી નાંખોને!"

"નકામું નથી બાંધ્યું. તમને જાંબુ બહુ ભાવે છે ને? રસ્તામાં તેનું ઝાડ આવ્યું. સારાં મજાનાં પાકાં પાકાં વીણી પોટલીમાં બાંધી લીધાં. તે અને બીજું, પ્રભાને માટે માટીનાં બે ચાર પુતળાં લાવ્યો છું તે. અને બાકીની મારી મિલ્કત–તમાકુ."

"ચાલો ત્યારે સીતારામ પણ આવી પહોંચ્યો. હવે હું નિશ્ચિંત મને જઈ શકીશ. તમે સંભાળપૂર્વક રહેજો. જા, પ્રભાને બોલાવી લાવ. પુતળાં જોઈ તે બહુ ખુશ થશે." શાન્તા પ્રભાને બોલાવવા ગઈ. યોગેશે ફરીવાર સીતારામને કહ્યું "સીતારામ તારી ભાભીની અને પ્રભાની ખબર તારે રાખવાની છે. તેમને તારી પાસે રાખી હું અમદાવાદ જવાનો છું. જ્યાં સુધી પાછો ન ફરૂં ત્યાં સુધી તારે તેમને સાચવવાનાં છે. એક મહિનામાં પાછો ફરીશ. ત્રણ મહિનાની ખરચી જેટલું તારી ભાભીને આપ્યું છે. સગવડ અગવડે ધૈર્ય રાખજો. હું બનતી ઉતાવળે પાછો આવીશ."

કીલકીલાટ કરતી પ્રભા દોડતી આવી. સીતારામને ગળે વળગી પડી. સીતારામે પુતળાં આપ્યાં. હર્ષઘેલી થઈ પુતળીઓને લઈ નાચવા મંડી. પ્રભાને નાચતી જોઈ યોગેશના મુખ ઉપર આનંદ છવાઈ રહ્યો. અનેક દુઃખો છતાં બાળકનું કલરવ કરતું મીઠું હાસ્ય, મિત્રનું બીન સ્વાર્થી હેત, માણસની જીંદગીને સ્વર્ગીય બનાવી મુકે છે. પ્રભુની દયા ઉતરો એવા ઉપર કે જે દુઃખમાં દિલાસારૂપ હોય.



# પ્રકરણ ૬ ઠું.



## મિત્રને ત્યાં.



મધુકર પહેલાં એલીસબ્રીજ રહેતો. તેણે ચિત્રાલય ઘરમાં જ રાખેલું. પણ જ્યાં કળારસિકનોજ દુકાળ હોય ત્યાં એલીસબ્રીજ જઈ કોણ મધુકરની સંભાળ લઈ તેને બે પૈસા કમાણી કરાવે? કામ ન મળવાથી પૈસાના અભાવે તેને તે ઘર છોડવું પડયું. અને એક સોંઘા ભાડાનું ઘર કબધરવાડમાં ભાડે રાખી તે ત્યાં રહેવા ગયો. ઇટાલીમાં જેણે સાત વર્ષ કાઢેલાં, ચિત્રકળામાં જેણે પહેલા નંબરનું ઇનામ મેળવેલું, અને મડમ પરણેલો તેને સ્વાભાવિકજ પાશ્ચાત્ય ઢબે જીવવાનું મન થાય જ. પણ પૈસો કે જે આ જગતનું જીવન જીવવામાટે ખાસ અગત્યની વસ્તુ છે તેનો જ જ્યાં અભાવ ત્યાં ઇચ્છા વિરૂદ્ધ વર્તન રાખવું જ પડે.

થોડાં ઝાંખાં પડી ગએલાં ચિત્રો લટકાવી ઘરના આગલા ઓરડાને નામરૂપ ચિત્રાલય બનાવેલું! યોગેશ અને જ્યોતિનું અધૂરૂં રહેલું ચિત્ર પણ બીજા ઓરડામાં લટકતું હતું. ઘરની આગળ પાછળ ગંદકીનો કંઈ પાર નહોતો! પણ મધુકરની સ્ત્રી મેરીની મહેનતે ઘર બહુ સાદું છતાં સ્વચ્છ રહેતું. બહારની ગંદકીને લીધે હવા બહુજ ખરાબ

રહેવાથી ઘરની સ્વચ્છતા શરીર ઉપર બહુ અસર ન કરતી. પણ મને કમને તેમને તે નિભાવ્યે જ છૂટકો હતો.

પોતાના કામની જાહેર ખબરોને માટે શરૂઆતમાં તો તેણે બહુ પૈસા ખરચ્યા. પણ બેકદર અરસિક અર્થપૂજક ગુજરાતને તે જાહેર ખબરો કંઇ ઉપયોગની ન થઈ. ક્યાંઇથી તેને કામ ન મળતું. અને કદાચ મળે તો એટલું નજીવું કે જેમાંથી ગુજરાન પણ પૂરૂં નચાલી શકે. અધૂરામાં પૂરૂં પોતે મડમ પરણેલો એટલે હિન્દુ સમાજમાંથી તો એ સદાને માટે બાતલ હતો. ઇટાલીમાં જ્યારે કેટલાય માણસોને તે પોતાની પાછળ ઘેલા થએલા જોતો ત્યારે અહિંયાં કોઇને તેની દરકાર પણ નહોતી! પૈસા પાસે થાય નહિ અને પાછું લંડન જવાય નહિ. ભિક્ષા માગીને જવું તે પણ હિન્દુ પાસેથી. વળી માગતાં મળે એ આશા તો તેની ધૂળમાંજ મળેલી. પૈસાના અભાવે જરૂરની ચીજો સ્રીને માટે ખરીદવાની અશક્તિ. એટલે પોતાની પત્નીને પોતે સુખી કરી નથી શકતો એમ ધારી એ પોતાના મનમાં ઘણો દુઃખી થતો. આવી કઢંગી સ્થિતિને લીધે તેને પોતાની જાત ઉપર બહુ ઘૃણા આવતી. દારૂ તો તે લંડનમાંથીજ પીતો પણ અહિં આવ્યા પછી પોતાની ચાલુ સ્થિતિ અને તેના સંબંધી દુઃખી કરતા વિચારો ભૂલવા માટે તેણે દારૂનું વ્યસન બહુ વધારી દીધું હતું. તે બેસુમાર દારૂ પીતો અને આખો દિવસ તેના ઘેનમાંજ પડયો રહેતો.

અત્યારે પણ તે પોતાના ચિત્રાલયમાં દારૂનો શીશો અને પ્યાલું લઈ બેઠો હતો. કંઇક વિચારતો અને દારૂ પ્યાલામાં કાઢી પીતો.

એટલામાં બહાર કાગળ નાંખવાની પેટીમાં કાગળ પડયાનો અવાજ આવ્યો. મધુકર ઉઠયો. કંઈ ઓર્ડરનો કોલ હશે ધારી કાગળ હાથમાં લીધો. જોયું તો યોગેશના અક્ષર દીઠા. વાંચ્યું–"હું આજ સાંજનાં આવીશ અને તારે ત્યાં જ ઉતરીશ." 'ભલે આવે' તે બબડયો. "એ છોકરો પણ મારા જેવો જ કમભાગ્ય. બાપે પરાણે

પરણાવી જીવન દુઃખરૂપ બનાવ્યું" કહી ટેબલ ઉપરથી સીસો ઉંચક્યો અને સીધો જ મોઢે મૂક્યો. થોડોક પી પાછો મૂકી પાછું બોલવા માંડ્યું 'હું પણ કંઈ કરી શક્યો નહિ. તે પણ કંઈ કરી શક્યો નહિ. ન થયાં જ્યોતિ સાથે લગ્ન અને ન રહી શક્યો એકલો. વધારેમાં બીજો ચાર મણનો બોજો પરાણે પીઠ ઉપર પડ્યો. કેટલીય વખત લખ્યું હતું કે અહિં આવ. આવીશ આવીશ કરતાં આજ આવશે. આવવા દો જોઇએ બે કમભાગ્ય મળી કદાચ ભાગ્યની ગતિ ફેરવી શકે તો!" એટલામાં અંદરના ઓરડામાંથી મધુકરની સ્ત્રી બહાર આવી. તેના હાથમાં પુસ્તક જોઈ મધુકરે પૂછ્યું:—"કયું પુસ્તક છે?"

મેરીએ કહ્યું "મેઘદૂત. જુઓ હું કેટલું બધું ગુજરાતી શીખી ગઈ છું" કહી મેઘદૂત ઉઘાડી "કાન્તા કેરા મહદ્ વિરહે" વગેરે વાંચવા લાગી.

મધુકરે આશ્ચર્ય પામતાં કહ્યું:—"વાહ! તો પણ હજી સ્પષ્ટ ઉચ્ચાર નથી થતા."

"એ તો ધીમે ધીમે થશે. રોમ નગરી કંઈ એક દિવસમાં તૈયાર ન્હોતી થઈ."

"એ ખરૂં."

"મારે તમને ઘણા દિવસથી એક વાત કહેવી છે તે એ કે—

"તે એ કે—"

"જુઓ પાછી મશ્કરી કરવા માંડી. But truly I am in earnest. મારા મનમાં એમ થાય છે કે હું જ્યારે ગુજરાતીની સ્ત્રી છું ત્યારે મારે પણ ગુજરાતી લેડી જેવો જ પોશાક પહેરવો જોઇએ. તમારૂં શું કહેવું છે?"

"હેં!" આશ્ચર્ય પામતા મધુકરે કહ્યું.

"હાથમાં બંગડી, પગમાં બેડી, કપાળમાં ચાંલ્લો, કબજો બધુંય–

Oh! It is simply grand! અસલ ગુજરાતણ જેવો."

"તને શરમ નહિ આવે?"

"કેમ એમાં શરમાવાનું શું છે? National dress ત્યાગ કરવા માટે? તે શરમને તો તે દિવસે જ અતળ જળે ડુબાડી છે કે જે દિવસે હું તમારી પત્ની થઇ. અને એવું જ જો તમારૂં કહેવું હોય તો અહિં તો ઘણા માણસો અંગ્રેજ જેવો પોષાક પહેરે છે. તમે પોતે જ પહેરો છો–તમને શરમ નથી આવતી તમારો પોતાનો પોષક ત્યજતાં?"

"અમારે તો કોઇ જાતિ છે કે અમને શરમ આવે? અમે તો જીતાએલાં જંતુ—Conquered Nation."

"એજ જો તમારી દલીલ હોય તો હું પણ જીતાયલી એક અજાણ્યાથી. મારે પણ મારો પોષાક ફેરવવામાં લજ્જા શી? હું ખરે-ખરૂં કહું છું કે તમે મને ગુજરાતણ પહેરે તેવી સાડી લાવી આપો. હવેથી હું આ પોશાક નહિ પહેરૂં."

"એકદમ આવો વૈરાગ્ય ક્યાંથી આવ્યો?"

"એકદમ નથી આવ્યો. કેટલાય દિવસથી વિચારતી હતી. અ-મારા ઠંડા દેશમાં અમારો ડ્રેસ પહેરવાની જરૂર. પણ આ દેશમાં તો અહિંની હવાને માફક આવે એવુંજ પહેરવું સારૂં. વળી સસ્તું પણ—

"હં. હવે સમજાયું. સસ્તુ એમ ખરૂં." 'સસ્તુ' એ શબ્દે એની પૈસા કમાવાની અશક્તિનું ભાન કરાવ્યું. ટેબલ ઉપરથી શીશો ઉચકી મોંમાં થોડું રેડી બોલ્યો 'આજ છ વર્ષ થયાં વારે વારે મારા મનમાં શું આવ્યા કરે છે તે જાણે છે? શા માટે તેં મારી સાથે લગ્ન કર્યા? શા માટે સ્વજાતિ, સ્વદેશ, સ્વધર્મ ઉપરથી મમતા ઉતારી એક વિદેશી, વિધર્મી, રસ્તાના રઝળતા, કૂતરાથી પણ હીન એક Vagabond એક Moral wreck, એક જંગલીને સ્વામિ તરીકે કબુલ કર્યો? દુનિઆમાં શું બીજાં માણસો નહોતાં?"

"હતાં અને હજુય છે. પણ તમારા જેવું કોઈ હતું નહિ અને છે પણ નહિ. ત્યારે નકામી એવી વાત શું કરવા ?"

"પત્ની માટે એક સારો પોષાક ખરીદવા જેટલીય જેનામાં શક્તિ નથી, તેને બટકું રોટલો ખવરાવી શકવાની પણ જેનામાં તાકાત નથી, નરક કરતાંએ ખરાબ આ ઘરનું પણ ભાડું મહિને મહિને ન આપી શકે, ઉધરાણીવાળાઓને વારે વારે ઠગ્યા કરે તેવા પુરૂષે તારા જેવી સરલા પ્રેમમયી નારીનું સર્વ નાશ કર્યું! શા માટે મેં તારી સાથે લગ્ન કર્યો? હુંજ મૂર્ખ છું. ઉપાર્જન કરતાં શીખ્યો નહિ અને પ્રેમ કરતાં આવડયો! હુંજ બદમાસ, કાયર, લૂચ્ચો–" મેરીએ તેના હાથમાંથી સીસો લઈ લીધો અને બોલી "બહુ પીધો. હવે તો પીશો નહિ. તમારૂં મગજ ગરમ થઈ ગયું છે જેથી જેમ આવે તેમ બોલાય છે—"

"તને મારી જાત ઉપર ઘૃણા નથી આવતી? મને આવે છે ને? તું મને તિરસ્કારી ત્યજી દઈ શકતી નથી? એક ગાંડાને–જનાવર–ને? હજીય જતી રહે. હજુ પણ ઉપાય છે—"

"આટલા બધા શું કરવા ઉકળી ઉઠો છો" મેરી દીન બની બોલી, "સ્વામિ ગરીબ હોય તો સ્ત્રીએ શું તેનો ત્યાગ કરવો? હું શું તમારી પત્ની નથી? અમારા દેશમાં પણ ઘણાંલોકો ગરીબ હોય છે. પરંતુ તેઓ સ્ત્રી પુરૂષ બંને સાથે મળી કમાય છે અને સુખમાં દિવસો ગાળે છે. તમે મને ના કહો છો. નહિં તો હું પણ મહેનત કરી કંઈ મેળવું અને તમને મદદરૂપ થઈ પડું."

"તું તો તેમ કરી શકે પણ મારાથી તે નહિ ખમાય. એક એટલું સહન નહિ થાય. ગુજરાતીનો ધર્મ, ગુજરાતીની નીતિ, ગુજરાતીનો હાવભાવ, પોષાક બધુંય ત્યજી શક્યો છું. એક આટલુંજ કરી નથી શકતો. સ્ત્રીની કમાણી પુરૂષ ખાય–એટલું જ અસહ્ય થાય છે.

હજુ પણ નહિ. ભૂખમરો વેઠવો પડે, મૃત્યુ થાય તો પણ ગુજરાતના પતિ જેવો ગર્વ ધરી જીવું. સ્ત્રીની મહેનતનો રોટલો ખાઈ એક દિવસ પણ જીવવાની ઇચ્છા નથી."

"ભલે તેમ કરો. જેમાં તમારી ના હોય એવું કામ કરવા હું ઇચ્છતી નથી. પણ એક વાત સાંભળો. જુઓ—આપણે યુરોપીય પદ્ધતિ મૂકી દઈ સાધારણ ગૃહસ્થની માફક જીવન ગાળીએ તો આટલા બધા ખરચની ખોટમાં ઉતરવું ન પડે. છ વર્ષથી અમદાવાદમાં આવી ગુજરાતીઓ સાથેના અનુભવ ઉપરથી એટલુંતો જણાયછે કે અહિનાં સાધારણ સ્થિતિનાં માણસો પણ ઘણાં ગરીબ છે. અમારા દેશમાં જે મજુર વર્ગ છે તેનાં કરતાં પણ એ વધારે ગરીબ છે. અહિં થોડી કમાણીમાંથી પણ તેઓ પાંચ છ માણસોનું ગુજરાન ચલાવી શકે છે. તો આપણે તો બે જ માણસ છીએ? આ એકજ વસ્તુ—દારૂ—તે જ છોડી દો તો આપણું કેટલુંય ખરચ ઓછું થઈ જાય. તેમાં તમે કોઇ રીતે પોતાને કાબુમાં રાખી શકતા નથી."

"એ તો તું જાણે અને બીજો મારો રામ જાણે. એક બાર વર્ષનું છોકરૂંય સમજે પણ હું સમજી શકતો નથી. સમજું છું પણ કરી શકતો નથી. શી રીતે કરવું તે નાનપણથીજ મને કોઇએ શીખવ્યું નથી. ઐશ્વર્યને ખોળે ઉછર્યો છું. માનમાં ને માનમાં સમાજને માથે પગ મૂકી છાતી ફુલાવી ચાલ્યો છું. નિશાળમાં કોલેજમાં વાહવાહની હાથતાળીઓથી ફુલાઈ જતો. ત્યારપછી વિલાયત ગયો. શી મહત્વાકાંક્ષાએ ગયો હતો જાણે છે? દુનીઆના પ્રખ્યાત ચિત્રકારોની પાસે મારૂં સ્થાન થશે—મારૂં, એક ગુજરાતીનું. આખું જગત્ મુગ્ધ બની શોધશે કે હું કઈ જાતિનો, કયા દેશનો, કોણ કુલનો માણસ છું. મારૂં નામ લઈ ગુજરાતીઓ ગર્વ કરશે. મોઢું ઉંચુ રાખી બોલશે કે 'એ તો અમારા દેવ.' ત્યારપછી ત્યાંની હરિફાઈમાં સૌથી પહેલે નંબરે આવ્યો. હું—પ્રતિભાશાળી પ્રખ્યાત ચિત્રક! આજ પૈસા કમાઈ શકતો

નથી. માટે એક દિવસમાં શું બદલાઈ જાઉં ? શા માટે? કોને ખાતર? " કહી મધુકર ખડખડાટ હસી પડયો.

" હું શું તમારે મન કોઈ નહિં ? "

" તું? તું? તું તો મારી બધી કલ્પનાની જીવંત પ્રતિમા. તને પ્રથમ જોઈ હતી, તે સમુદ્ર કિનારા ઉપર, સૂર્ય ત્યારે ડુબ્યો ન હતો. પશ્ચિમમાં વાદળ તને જોઈ જાણે લજ્જાથી લાલ થઇ ગયું હતું, મ્હારી સંમુખ મૂર્તિમંત તું–મારા હૃદયની ઉર્મિઓ પણ જોતજોતામાં રંગાઇ ગઈ, જાણે લાલ વાદળને ખોળે લાલ મોજાં! કેવું અનાલેખ્ય તે દશ્ય ! પ્રફુલ્લ શ્વેતાંગી યૌવનામાં રક્તાંકિત મુખે મારા ઉદ્દામ અંતરનું પ્રતિબિમ્બ ! પૃથ્વી જાણે સૌંદર્ય સાગરમાં ડુબકી મારી રહી હતી ! તું–તું તું ? મારી, કોઇની નહિં.'

" આ બધી જો મારી ખુશામત ન હોય તો કહો કે હું દારૂ ત્યજીશ ", કહી મેરી મધુકરનો હાથ પકડી આશાભરી આંખે તેના તરફ જોઈ રહી.

" ત્યજીશ–જે દીવસે તને ત્યજી શકીશ તે દિવસે. નહિં તો હે હૃદયેશ્વરી આ વિષ છોડવાનું મને કહીશ નહિ." મધુકર ઉન્માદીની માફક હાથમાં પ્યાલી લઇ તેને ઉદ્દેશી બોલવા લાગ્યો.–"હે સુરા! હે વ્યથિતોના આરામ! પરિત્યક્ત નોધારાના આધાર! શાપિતનું આશ્રયસ્થાન! શોકાર્ત્તનાં શાન્તવન! હું કદિ નિમકહરામ થઇ તારો ત્યાગ કરૂં તો પણ તું મારો ત્યાગ ન કરીશ. મરણ સુધી તું મારી સાથે રહેજે." કહી પ્યાલી છાતી સરસી ચાંપી વળી કાઢી. ધારીને જોઈ. વિચારી ફેંકી દીધી. આંખમાં આંસુ આવ્યાં. વળી બબડયો "દુઃખનો દરિઓ ઉલટી ઉઠયો. તેમાં બધુંય ગયું. જાવા દો જાય તેને. શા માટે? આંખોમાં પાણી શા માટે? મનુષ્ય ન થયો માટે ? એમાં શું થયું ? શયતાનતો થયો ને ? બસ–એટલો છું તેટલુંય બસ. શયતાનનો છોકરો તે મનુષ્ય. એક પગલું આગળ છું ત્યારે દુઃખ શા માટે ?

દુઃખ તો એ કે દારૂનું ઘેન ઉતરી જાય-નશો જતો રહે-સ્મૃતિ પાછી આવે-દૂર જાઓ એ બધું" આમ બકતો ઉભો થઇ દોટ કહાડી બારણા બહાર જતો રહ્યો.

તેની આવી સ્થિતિ જોઇ મેરીની આંખમાં આંસુ આવ્યાં. કેટલો મહાન હતો અને અત્યારે કેટલો દુર્બળ થઇ ગયો? ઇશ્વર સાંભર્યો. ઘુંટણે પડી હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે પ્રાર્થના કરી "હે પ્રભુ! હે અનાથના નાથ, જે પતિત છે તેને તમારા સિવાય બીજો કોણ તારે? મારા સ્વામિનું હૃદય બાળક જેવું નિર્મળ છે. તેના ઉપર આપની દયા નહિં ઉતરે?" પ્રાર્થના પૂરી થાય તે પહેલાં મધુકર ગયો તેટલી જ ત્વરાથી પાછો આવી ગભરાએલાની માફક ઉતાવળથી બોલી ઉઠ્યો "મેરી! મેરી! ઘણા માઠા સમાચાર છે. યોગેશ આપણે ત્યાં આવતો હતો તેવામાં રસ્તામાં મોટર નીચે આવી ગયો છે"

"હેં! હેં! ક્યાં? કેવી રીતે?"

"અત્યારે તો આટલા જ ખબર મળ્યા છે. તે ઇસ્પીતાલમાં છે. મારૂં કાર્ડ તેના ખીસ્સામાં હતું તેથી મારૂં ઠેકાણું મળવાથી એક માણસ ખબર આપવા આવ્યો હતો. બધું ઘેન ઉતરી ગયું! હું જાઉં છું."

"ચાલો, હું પણ સાથે આવું" બંને પતિ પત્ની ચાલ્યાં.

યોગેશ મધુકરને ઘેર આવતો હતો. રસ્તામાં મોટરને જતી જોઇ તો અંદર જ્યોતિ જેવું કોઇ બેઠેલું જણાયું. તેને જોવાના લોભે તે મોટર તરફ ગયો અને જાતને સંભાળી શક્યો નહિ! મોટર તેના ઉપર થઈ ચાલી ગઇ! હાંકનાર માણસે તે ઉભી નહિ રાખતાં પકડાવાની બીકે એકદમ હંકારી મૂકી.

યોગેશને માથામાં ઘણું સખત વાગ્યું હતું. તે બેભાન થઇ ગયો, ત્યાંથી તેને દવાખાનામાં લઈ જવામાં આવ્યો.

મધુકરને મેરી આવ્યાં તે પહેલાં તો તેને પાટા વગેરે બાંધી

ખાટલામાં સુવાડયો હતો. ઘેર લવાય તેવી સ્થિતિમાં તે નહોતો. ડૉક્ટરે પણ ઘેર લઇ જવાની ના પાડી. તેથી મેરી અને મધુકર તેને જોઇને પાછાં ફર્યાં.

મધુકર રોજ તેની ખબર કાઢવા જતો. અવારનવાર મેરી પણ જતી. બંને દંપતિ કામ પડયે તેની સેવામાં હાજર રહેતાં.

ધીમે ધીમે યોગેશને ચેતન આવતું ગયું. પંદર દિવસ પછી ડૉક્ટરે તેને ઘેર જવાની રજા આપી. યોગેશ મધુકરને ઘેર આવ્યો.

મધુકરને ઘેર આવ્યાને પણ તેને એક મહિનો થવા આવ્યો. શરીરમાં હજીપણ અશક્તિ હતી. ખાટલો પાથરેલો જ રહેતો. માત્ર થોડીવાર હરવા ફરવાની છૂટ હતી.

અત્યારે તે ખુરશી ઉપર બેઠો હતો. મધુકર તેની પાસે બેઠો હતો. બંને મિત્રો પોતાના ભાગ્યની વાતો કરતા બેઠા હતા. મેરી યોગેશને માટે ફુલ લેવા બજારમાં ગઇ હતી.

મધુકરે ધીમેથી યોગેશને પૂછ્યું–"હવે તો તું સાજો થઇ ગયો, તને પોતાને કેમ લાગે છે ?"

"સારૂં લાગે છે પણ મગજ હજી નબળું છે. કોઇ પણ વિષય વધારે વખત વિચારી શકતો નથી. એ બધું તો ઠીક, પણ તારી પત્ની જેવી તો મેં કોઇ સ્ત્રી જોઇ નથી. કેટલાય દિવસો અને રાતો જાગી મારૂં જતન કર્યું છે. આવું પાત્ર તો આપણે માત્ર કલ્પી જ શકીએ. તમે જો ન હોત તો કોઇ રીતે હું આ આફતમાંથી બચી ન શકત."

"પહેલાં તો તારી હાલત જોઈ મને એમ લાગ્યું કે તું આ-માંથી સાજો નહિ થાય. માથામાં વધારે વાગ્યું હતું. ડૉક્ટરે તો કહ્યું હતું કે મગજ ઠેકાણે નહિ આવે. ચાલો, જેમ થયું તેમ. સાજો થઈ ગયો એટલે બસ."

"ન સાજો થયો હોત તો સારૂં હતું. મગજ ઠેકાણે નઆવ્યું હોત ને બચ્યો હોત તો પણ કંઈ વાંધો નહોતો. સ્મૃતિનો અત્યાચાર ફરીવાર સહન કરવો ન પડત. જીવતો રહ્યો તે ફરીથી દુઃખ પામવા અને સ્મૃતિનો માર સહન કરવા જ."

"હવે જરા વધારે શક્તિ આવે એટલે એક વખત ઘેર જઈ આવજે. ત્યાર પછી ચાકરી બાકરી બધું શોધી કાઢશું. હિંદુઓમાં કહે છે ને—"

"અને તું હિંદુ નહિ?"

"નહિં હિંદુ, નહિં મુસલમાન કે નહિં ખ્રિસ્તિ! એક પ્રેતનું ખોળીયું—એક દીવાનો!"

"ના, તું એક મસ્ત માણસ છે. બુદ્ધિશાળી. જે તને ઓળખી શકતા નથી તે ગમે તેમ બોલી શકે. હું તને ઓળખું છું કે તું કોણ! તે નિશાળમાંથી જ હું તને બરોબર જોતો આવ્યો છું કે તારૂં હૃદય કેવું વિશાળ છે! તું પ્રમાણિક છું. ચોરની માફક છુપાઇને કામ કરતાં મેં તને કોઈ દિવસ જોયો નથી. જે ખાતો તે બધાંનાં દેખતાં જ. કોઈ રોગી, મુસલમાન હોય તોપણ તારે ઘેર લઈ જઈ તેને જમાડતો. દેશનું દુર્ભાગ્ય કે તને ઓળખ્યો નહિં."

"મેં પણ હવે એ બધી બાજી સમેટી લીધી છે. કંઈ કહેવાનું કે કરવાનું રાખ્યું નથી. માત્ર દારૂ દારૂ ને દારૂ જ. જે હોય તે પૂછે કે ભાઈ, દારૂ શું કરવા પીઓ છો? પૂછવું સહેલું છે. ઉત્તર આપવો અઘરો છે."

"હા. એ એક મોટો વિષય છે."

"જીંદગી શું રદ કરી છે? શું નથી કર્યું? દેશને માટે થઈ શું નથી કર્યું? જાત અર્પી, ધર્મ અર્પ્યો—સગાં સંબંધીઓ ત્યજ્યાં. એ બધું શું કરવા? ગુજરાતનું ગૌરવ જગતના ઇતિહાસમાં આંકવા

માટેજ. નહિંતર અહિં એકાદ વકીલ થઈ ન શકત? એકાદ મુનસફ કે ડેપ્યુટી? બાપની મિલ્કત ખાત અને શેઠીઆઓની માફક ગાડી ઘોડા, મોટરો દોડાવતો ગરીબોનાં લોહી ચુસી આનંદ કરતો મોટો ખિતાબી બની ફરત. તેમ કરતાં મને કોણ રોકનાર હતું? પણ બધું ખોયું. એક લતમાં. મોટા થયા પછી પણ તેજ સ્વપ્નમાં લીન થયો. નાનપણથી જ મને ચિત્રકળા ઉપર ભાવ હતો. આખરે ચિત્રકાર થઈ પાછો ફર્યો. ગુજરાતને હજુ સુધી કદિ નહિ મળેલી ખ્યાતિ અપાવવા. પણ 'બોલવે શુરા અને ખરે મોળા' એના જેવી દંભી અને ડોળી પ્રજા અહિંની છે."

"તું તારા એકલાની જ વાત શું કરવા કરે છે? મારાજ જીવનને જોને! શા માટે જન્મ્યો હોઇશ? તારૂં અજાણ્યું તો કાંઈ નથી. મધુકર! ભાઈ! આ બે છબી મારી આંખ આગળથી દૂર કર. તને કહીશ કહીશ એમ કેટલીય વખત ધાર્યું હતું. તેને જોતાં મને મારો ભૂતકાળ સાંભરે છે."

"મેં જ આગ્રહ કરી તારો ફોટો લીધો હતો, તારા લગ્નની ભેટ તરીકે આપીશ એમ ધારીને. તે વિવાહ તો તૂટી ગયો. ભેટ તો મોકલાઈ નહિં. તે દિવસની આ બે છબી અહિંયાં જ પડી રહીછે! ત્યારપછીથી મેં પણ તેને હાથ અડકાડયો નથી."

"ભાંગી નાંખ. તોડી ફોડી ફેંકી દે. હવે એનું પ્રયોજન નથી. નાનપણથી જ વસંત વાયુને હિલ્લોળે મેં પોતાને મૂકી દીધો હતો. ધાર્યું હતું કે રંગીન આકાશની અટારીએ ચઢી વિહાર કરશું. એક દિવસ તોફાન ચઢી આવ્યું. હતો ક્યાં અને પડયો ક્યાં? હું પોતે બળુંછું અને એક શાન્ત જીવનને બાળીને ભસ્મ કરૂં છું, મારી સામું જોઈ ખરા દિલથી 'હાય' કહેનારે કોઈ નથી. પોતાની પાસે પોતે જ ચોર. મરણ પણ આવતું નથી."

"સાજો થઇ જા. પછી દારૂ પી. ગળાસુધી પીજે. એટલે બધું

ભૂલી જઇશ. પશ્ચિમ પાસેથી સૌ કરતાં સારી ચીજ જે મને સાંપડી છે તે આ દારૂ. વિલાયતી શિક્ષા, વિલાયતની સભ્યતા, વિલાયતી વિલાસની તે સગી બ્હેન, એનાથી છૂટી પડેજ નહિ. જે માણસો દેખતાં દારૂ ન પીએ તે પણ વિલાયતી ભાવની અલક્ષ્ય માદકતાથી બેહોંસ થઇ જાય અને સમાજમાં દેખાય મોટા ચારિત્રવાન! સીધે રસ્તે ચાલ્યા માટે અમે પકડાઈ ગયા? લોકો તિરસ્કાર કરે અને બોલે કે 'ગાંડો' છે. પૈસા નહિ એટલે વિલાયતથી પાછા ફરેલા મોટા માણસો પોતાની ટોળીમાં ભેળવે નહિં. દૂરથી જ નાક ચઢાવે. પાસે જઇએ તો બોલે કે 'ગુજરાતનો આદર્શ' અને અમારા હિન્દુ સમાજમાં તો દૂર હોઇએ તો પણ તેમ અને પાસે હોઇએ તો પણ તેમ. ખાવા ન મળે તો મુઠ્ઠી અનાજ ભિક્ષા આપે પણ ગૃહસ્થ તરિકે સમાજમાં રહેવા ન દે. પાસે પુંજી હોય અને કંઇ આપીએ તો બે હાથે લે અને બોલતાં મગરૂર થાય ' કે અમારે તો એક ઘર જેવું છે.' વાહ કેવા ચમત્કારિક વિચાર! "

" તું જો આ દેશમાં ન જન્મતાં વિલાયત જન્મ્યો હોત તો આજ તારી શી કીર્તિ હોત? "

" કીર્તિ ચુલામાં જાય. પેટમાં અનાજ પડે અને જીવતાં રહીએ તેટલુંય બસ છે. ધંધો શીખવા તો માણસો ઠેક ઠેકાણે રખડે છે. જાપાન, અમેરિકા, ઇગ્લાંડ. કોઈ સારૂં કાપડ વણતાં શીખી લાવે, કોઈ સારો સાબુ બનાવતાં શીખી લાવે. કોઇ મોટો સાયંટિસ્ટ બની આવે. કોઇ મોટો એગ્રીકલ્ચરિસ્ટ થઈ આવે. પરંતુ દેશમાં પાછા ફરીને એ શીખ્યાનો અર્થ શું? ગુજરાતમાં તો એ બધું ઉપયોગમાં લઇ શકાય તેવાં સાધનો હોતાં નથી. સાધનમાં માત્ર નોકરી, નોકરી અને નોકરી! તેમાં વળી મારી તો તદ્દન જુદીજ દિશા હતી. તે કળાની કદર કરનાર માણસો પણ આ દેશમાં મળવાં મુસ્કેલ. "

બન્ને મિત્રો વાતોએ ચઢયા હતા. એટલામાં મેરી ફુલ લઇને

આવી. કંઇ મોટેથી વાતચિત થતી જોઈ થોડીવાર બહાર ઉભી રહી સાંભળ્યું. અંદર આવી ધીમેથી તે બોલી, "આતો વાણીની સતત ધારા વહેતી લાગે છે ને? માંદા માણસ પાસે બેસી કેમ આટલું બધું બોલો છો?" કહી મધુકર તરફ ઠપકાની નજરે જોઇ રહી.

"અત્યાર સુધી તમારી નિન્દા કરતા હતા" મધુકર બોલ્યો.

"નિન્દા કરવાનું કાંઈ કારણ? જુઓ યોગેશભાઇ આજ તો તમારે માટે બહુ સારાં સારાં ફુલો લઇ આવી છું. જુઓ આ ગુલાબ તો નડીઆદના દેસાઇની વાડીનું છે! કેવું સુંદર છે!" વાત બદલવા મેરીએ યોગેશ પાસે ફુલ મૂકતાં કહ્યું.

યોગેશે કંઇ જવાબ ન આપ્યો. તેનું મોં ખિન્ન જણાતું હતું. ફુલ જોઈ આજ તેને કંઇ આનંદ ન આવ્યો.

તેની આવી સ્થિતિ જોઇ મેરીએ પૂછ્યું "કેમ આજ મોહું ઉતરી ગયું છે? શું વિચારો છો? આપને મેં કેટલીય વખત કહ્યુંછે કે જ્યાં સુધી તદ્દન આરામ ન થાય ત્યાં સુધી કશાયનો વિચાર ન કરશો. અને તમે પણ" મધુકર તરફ જોઇ તે બોલી "કેવા...છો? બે ચાર આમતેમ વાતો કરી માંદા માણસને આનંદમાં ન રાખી શકોને?"

"તમે તો અસલ ગુજરાતી જેવું જ બોલો છો! તમે અંગ્રેજી બાઇ છો એમ કોઈ ધારી ન શકે." યોગેશ બોલ્યો.

"એ તો સાધનાની સિદ્ધિ છે" મધુકરે કહ્યું. "હું ગુજરાતી એટલે ગુજરાતણ થવા માટે એટલી તો મહેનત કરીછે કે કોઇ કોઇ વખત તો મને પણ શરમાવે એવું ગુજરાતી બોલે છે."

"હું કંઇ તમારી Wife કે Better-half નથી-હું તો તમારી સહધર્મિણી! ભાષા એક ન હોય તો સ્ત્રી પુરૂષ વચ્ચે સો ગાઉનું અંતર રહે. એટલું તો જાણતા નથી!-અને યોગેશ ભાઇ, તમે તો જાણોછોને એ બહુ ગુમાન રાખે છે કે હું મોટો ચિત્રકાર છું! શું મારૂં કપાળ!"

યોગેશ આ આનંદી, દુઃખી છતાં સુખી દંપતિ તરફ ઘડીકવાર મીટી નજરે જોઈ રહ્યો. તેના મનમાં વિચાર આવ્યો. "આ લોકો કેવાં સુખી છે! જ્યોતિ જો મારી પત્ની હોત તો-આ સંસાર સિવાય બીજે ક્યાંઇ સ્વર્ગ છે તેની કલ્પનાએ ન કરવી પડત " યોગેશે નિશ્વાસ મૂક્યો.

" વાતો વાતોમાં બહુ વખત ગયો; તમારે માટે જમવાનું તૈયાર કરી લાવું, " કહી મેરી ઉઠી મધુકરને પણ સાથે આવવા કહ્યું. જતાં ફરી વખત યોગેશ તરફ જોઈ તે બોલી તમે જરા શાન્તિથી સુઈ જાઓ. અમે હમણાં આવીએ છીએ. " દંપતિ ગયાં. યોગેશ એકલો પડયો. મેરી અને મધુકરનો સંસાર સુખી લાગ્યો. તે મનમાંજ બોલ્યો "કેવું સુંદર સ્વપ્ન મૂકતાં ગયાં ? અને સમાજ, સગાં, હાય ! એમાંનું કોઈ આજ સામુ જોનાર પણ ન મળે ?" ખીસ્સામાં હાથ નાંખ્યો. જ્યોતિએ આપેલી છબી બહાર કાઢી ધારી ધારીને જોઇ. વળી ગણગણ્યો-"આ એજ જ્યોતિ અને એજ હું. એને હવે સાથે રાખીને પ્રયોજન શું ? તે મારે કોણ ? છ વર્ષ વીત્યાં. તેના અભાવે હજીસુધી જીવતો તો છુંજ. ત્યારે-ત્યારે શા માટે સ્ત્રી ઉપર આટલો બધો જુલમ કરૂં છું ? ના, હવે નહિં, ગતકાળનાં સ્વપ્નો ભૂલીશ. પ્રભા, શાન્તા, કેટલાય દિવસથી તેમને જોયાં નથી. ત્રણ મહિનાનું ખર્ચ આપ્યું છે. દોઢ માસતો આમજ ચાલ્યો ગયો. નોકરી માટે આવ્યો અને મોટર નીચે આવી ગયો. પણ તે મોટરમાં જાણે જ્યોતિ જ બેઠેલી હતી." પાછી જ્યોતિ યાદ આવી. ગુસ્સામાં હોઠ પીસ્યા, ઇચ્છા વિરૂદ્ધ આગ્રહ ધારી મન ઉપર બળાત્કાર કર્યો. "હજી પણ જ્યોતિ, જ્યોતિ, જ્યોતિ ! દૂર થાઓ એ રાખ. હવે બીજી વખત તેનો વિચાર નહિં કરૂં. કાલેજ ઘેર જઇશ. ભિક્ષાનું રૂણ નહિ ચઢાવું. " ઇચ્છાના પ્રબળ વેગે મનના બળાત્કારને હટાવ્યો. વળી છબી કાઢી જોઈ. હતાશ થએલું હૃદય લાગણીઓના ઉપરા ઉપરી હુમલાથી થાકી લવી ઉઠયું " ઉંઘ ભાંગે તેની સાથેજ સ્વપ્ન પણ કેમ ભૂંસાતું નહિ હોય ? કોણ કહેશે? શા માટે ? આ શું રહસ્ય?' વિચારોનાં વમળમાં ઘુંચવાતો, ગુંગળાતો યુવક માથે કપડું ઓઢી સુતો.

# પ્રકરણ ૭ મું.

## ધુંધવાએલો અગ્નિ.

યોગેશનું મન ઘેર જવા અધીરૂં થઇ રહ્યું હતું પરંતુ શરીરે હજી તદ્દન આરામ ન હોવાથી મધુકર અને મેરી ઘણો આગ્રહ કરી કંઇને કંઇ બહાના નીચે તેને રોકી રાખતા.

એક દિવસ કંઈ કામ પ્રસંગે દંપતી બહાર ગયાં હતા. જવાનો આ ઠીક લાગ છે ધારી યોગેશ પોતે ગયાના સમાચાર એક કાગળમાં લખી, ટેબલ ઉપર મુકી ઘરના નોકરને "હું જાઉ છું" કહી ઘેર જવા નીકળ્યો.

એક પછી એક રસ્તા વટાવતો તે ચાલતો હતો. તેવામાં તેની દ્રષ્ટિ એક ઘરની બારીમાં ઉભેલી યુવતી તરફ ગઈ. તેને જોતાંજ એકાએક તેનાં ચરણની ગતી અટકી પડી. આડી પત્થરની દીવાલો હોય, જાણે તેને ભેદીને પાર નજ જવાતું હોય તેમ હૃદયમાં થતા ધબકારા સાથે તે ત્યાં જ સ્થંભી ગયો. બારીમાં ઉભેલી યુવતી તે જ્યોતિ હતી.

ચાલુ સંસાર ભૂલી ગયો. ગત જીવનનાં સ્મરણો ખડાં થયાં. જ્યોતિને મળવાનું મન થયું. અશકય વસ્તુ બધી શક્ય લાગી. ઘરની ચારે તરફ દ્રષ્ટિ ફરી વળી. ઘરમાં કોઈ પુરૂષ હોય તેવું જણાયું નહિં.

વાડામાંનું ઘટાદાર ઝાડ અને છજા ઉપર થઈ પથરાએલ તેની ડાળીઓ જોઈ. અંધારૂં થવા આવ્યું હતું. શરીરનું બધું બળ એકઠું કરી પરિણામ વિચાર્યા વિના ઝાડની ઘટામાં ભરાયો.

બિહારી રાતે ઘેર રહેતોજ નહિં. રોજ પ્રમાણે આજ પણ તે બહાર ગએલો. જ્યોતિ દરરોજ તે છજાવાળી મેડીમાંજ સુઈ રહેતી.

રાત્રીનો અન્ધાર પડદો જગત ઉપર પડ્યો. ધીમે રહી યોગેશ તે વૃક્ષની ડાળીએથી છજામાં ઉતરી મેડીનું બારણું અધખોલું હતું તે તરફથી જ્યોતિ સુતી હતી તે ઓરડામાં પેઠો.

ગાઢ નિશ્વાસથી ઓરડો ભરેલો લાગ્યો. પળવાર ધ્રુજી ઉઠ્યો. એક પછી એક વિચારો વિજળીની ત્વરાથી આવ જા કરવા લાગ્યા. "જ્યોતિ–પરસ્ત્રી–મનુષ્યત્વને વિસારી ચોરની માફક આવ્યો તો ખરો, પણ હવે ?–ના, પાછું તો નજ જવું. પાસે દીવાસળી તો છે. છ વર્ષથી તેને જોઈ નથી. એક વખત જોઇ લઉં–એક દીવાસળી સળગી રહે આં સુધી." હિંમત ધરી ખીસ્સામાંથી દીવાસળી તો કાઢી પણ સળગાવતાં વળી વિચાર આવ્યો–"દીવાસળી સળગાવું અને એ જાગી જાય તો ? ઘરનાં માણસોને ખબર પડે તો ?–જે થાય તે ખરૂં. પરિણામ વિચારવા નથી આવ્યો. અંધકાર એ જેનું સામ્રાજ્ય છે એવા હે અંધકારના દેવ ! આવો, એક પળ માટે મારા વિવેકનો સંહાર કરો" કહી તેણે દીવાસળી સળગાવી. દૂર પડતા આછા અજવાળામાં જ્યોતિને જોઇ મનમાં બોલ્યો, " આહા ! વિશ્વનો જો કોઈ નિયંતા હો તો મારૂં ચૈતન્ય લુપ્ત કરો. " પ્રકાશ આપતી જ્યોત ઓલવાઇ અને તેની પાછળ અનંત અંધકાર વ્યાપ્યો.

જ્યોતિ ઝબકી જાગી ઉઠી. ગભરાએલા સ્વરે તે બોલી " કોણ ? માસીજી ! માસી !" યોગેશ ધીમેથી બોલ્યો "ચૂપ, બૂમ ન પાડીશ."

" કોણ ? "

" હું યોગેશ. ધીમેથી બોલ."

"યોગેશ!" જ્યોતિ પલંગમાંથી એકદમ નાચે ઉતરી, દીવે સળગાવ્યો, યોગેશ તરફ જોયું, ન ઓળખ્યો. "ના ના એ નહિં. કોણ છો?"

"બીહીશ નહિં. બરાબર ધારીને જો. હવે ઓળખી શકે છે?"

"કોણ? યોગેશ! તું!" આશ્ચર્ય પામતાં જયોતિ બોલી.

"હા. હું યોગેશ. એજ નામ. એજ દેહ. રગોમાં એજ લોહી. છાતીમાં એજ કંપ."

"મને આશ્ચર્ય થાય છે! આવી સ્થિતિમાં તું અહિં આવ્યો શી રીતે? શું કામ આવ્યો? તને એટલીય ખબર ન પડી કે હું પર સ્ત્રી? હમણાંજ અહિંથી–"

"ચાલ્યો જાઉં? હા ચાલ્યો જ જઈશ. પરસ્ત્રી! આવવું એ ઠીક નહિં. ખરી વાત પણ છ વર્ષોનો બંધ એક નિમિષમાં તૂટી પડયો! દુ:ખથી દબાએલ હૃદય–તને જોવાનાં લોભને હું વારી શક્યો નહિં. તને જોઈ. તેજ તું છો. એક દિવસ જાણતો હતો કે તું મારી–આજ પરસ્ત્રી–જાઉં છું. એકવાત–એક ઘડીવાર.–

"જરાક આઘો આવ, બારણું બંધ કરી દે. કોને ખબર કદાચ કોઈ જોઈ જાય. તારી આવી દશા? તને ઓળખી શકાય તેવી આકૃતિ પણ નથી રહી."

"હશે. છ વર્ષથી આ મૂખ જોયું નહતું–છ વર્ષ પહેલાં એક દિવસ ધાર્યું હતું એ મૂખ હવે જોવાશે નહિં. એ દિવસેજ, આ જીવનનો અંત આણત. પણ તેમ કરી શક્યો નહિં, એ જ ઇચ્છાથી કે કદાચ કોઈ દિવસ પણ તને મળી શકીશ. એકવખત પૂછી શકીશ એકાદ વાત–મારા જીવનની કે પછી મારા મૃત્યુની."

"જરા ધીમેથી બોલ. કેમ આટલો ધ્રુજે છે?"

"ધ્રુજુ છું? તેમાં વાંક શો? છ વર્ષોથી આગમાં બળેલે

આવ્યો છું. ત્યારપછી ઇસ્પીતાલમાં–વ્યાધિના દુઃખમાં ઘેર જાઉં છું. કેટલાય દિવસોથી તેમની ખબર મળી નથી–મારી સ્ત્રીની–પુત્રીની. આ પાસેના રસ્તા ઉપરથી જતાં તને જોઇ. આ બારીમાં તું ઉભી હતી–સંધ્યા થયાં પહેલાં જાણે કોઇએ મારા પગમાં બેડી નાંખી હોય તેમ આગળ ચાલીજ શક્યો નહિં. માથામાં કંઈ ઝણઝણાટ થવા લાગ્યો. બધુંય ભૂલી ગયો. એકક્ષણમાં જુનો માંડેલો સંસાર બધોય ભૂલી ગયો. જેટલી શક્તિ હતી તે બધી એકઠી કરી વાડા ફરતો કોટ કુદ્યો. ઝાડમાં સંતાયો. અંધારૂં થતાં ડાળીવાટે છજામાં ઉતરી અહિં આવ્યો. વિચાર્યું આ ઠીક પ્રસંગ છે. એકવાર મળી લઉં."

" ન મળ્યો હોત તો વધારે સારૂં થાત. શું જોવું છે? શું જોવા આવ્યો છું? અને કદાચ આવ્યો તો આવી દીનતા સાથે દીનતાને તું શું કરવા લેતો આવ્યો?"

"ત્યારે બીજું શું લાવું? તે સિવાય બીજું તો કંઇ છે નહિં. તેથી તારૂં આપેલું દાન તને પાછું આપવા આવ્યો છું. તારે પોતાને હાથે તૈયાર કરેલા ઘરને તેં પોતે જ આગ લગાડી બાળી નાંખ્યું અને હવે તેની રાખ જોઇ કંપે છે શા માટે? કોણે મને હીન બનાવ્યો? એટલો બધો હીન કે કુલાંગનાનાં પવિત્ર શૈયાગૃહે ચોરની માફક પ્રવેશ કરતાં પણ આંચકો ન આવે!"

"હરિ! પ્રભુ! વર્તમાન મારા દુર્બળ હૃદય ઉપરથી સરી ન પડે, ભૂતકાળની સ્મૃતિ પાછી નઆવે એટલું બળ આપજે" મનમાંજ તેણે પ્રાર્થના કરી યોગેશને કહ્યું–"તારા મનમાં કંઇ ઓછું નઆણીશ પણ જો તું મારૂં માન ન રાખેતો બીજું શું કહું? તું હમણાંજ અહીંથી ચાલ્યો જા. કોઇ પણ આપણને આવી સ્થિતિમાં જુએ–એમાંય વળી તું? વિધિએજ જ્યારે તારી અને મારી વચ્ચે પહાડ મૂક્યો–તેં પણ લગ્ન કર્યાં, સંસારી થયો–હવે ગત જીવનને સંભારી બળવું એમાં ફળ શું? ધાર કે હું મરી ગઈ. એમ ધાર કે તું મને ઓળખતો જ નહતો. એમ

ધાર કે જે જ્યોતિને તું ઓળખતો તે જ્યોતિની સામે ઉભો રહી તું વાત કરતો નથી. પણ તું ઉભો છું એક ગૃહસ્થની પરણેલી પત્નીની સામે–એક હિન્દુ કુલવધૂનાં પવિત્ર શૈયાગૃહે. તારી કંઇ વાત હું સાંભળવા ઇચ્છતી નથી. હમણાંજ અહિંથી ચાલ્યો જા. શામાટે તું મારૂં સર્વ નાશ કરવા આવ્યો ? હું તને ઓળખતી નથી. ઓળખવો એ ઉચિત નથી. ”

“ મને ઓળખતી નથી ! ઓળખવો એ ઉચિત નથી ! તારા સર્વનાશની તને શંકા છે–સન્માનની–મર્યાદાની. પરંતુ મારૂં બધું સર્વનાશ થયું તેને માટે જવાબદાર કોણ ? તું નહિં ? તું, તારો બાપ, કે આ અધમ પંગુ સમાજ ? મારા સર્વનાશથી કોઇએ કોઇ દિવસ “અરેરે !” એ કર્યું નથી. એક જીવન કે જે ધીમે ધીમે બળીને રાખ થઇ ગયું, તે સમાજે, સંસારે, આત્મીયોએ, બન્ધુ ધર્મીઓએ, કોઇએ તે તો જોયું નહિં ? મને ઓળખતી નથી ! ઓળખવો એ ઉચિત નથી ! પરંતુ જોઇ જો આને તો ઓળખે ને ?” કહી ખીસ્સામાંથી છબી કાઢી જ્યોતિ સામે ધરી.

“ હા, એ તો મારીજ છબી. ”

‘ આ ચિત્ર એક દિવસ સજીવ હતું. એની સાથે કેટલાય દિવસો –કેટલાય દિવસ રમ્યો છું, ફર્યો છું, ગીત ગાયાં છે. હવે એનાં નિશ્વાસ –વાયુ સ્પર્શથી આ દેહ કંટકમય થઇ જાય છે. તે ક્ષણીકના શ્વાસ નથી. એ મુહૂર્તના પ્રતાપ નથી. પળનાં મોહ નથી. દિવસના દિવસો સુધી સંઘરેલો એ અનુરાગ, ધીમે ધીમે વધેલી નભસ્પર્શી વિરાટ અટ્ટાલીકા. ક્રીડાથી લજ્જાના વાને, કૌતકે, કલહે, બાલિકાના નિર્મળ હાસ્યે, યૌવનોન્મુખી કિશોરીનાં સરળ રહસ્યે, માધુર્યનાં ખેંચાણે આ પૃથ્વી એક દિવસ સ્વર્ગ જેવી દેખાતી. કોના વર્તને, કોની ઉપેક્ષાએ, કોની હીનતાએ મારૂં તે સ્વર્ગ આજ નરકમય થઇ ગયું ?”

“ તો પણ તમે પુરૂષ. ”

“પુરૂષ ? પુરૂષ હતો ૭ વર્ષો પહેલાં. આજ નહિં. તું મારી વાતો

સાંભળીને પણ સમજી નહિં શકે. વિફળ પ્રેમથી મ ણસોનું કેટલું બધું અધઃપતન થાય છે તે વિલાસીનાં સોનાનાં પલંગમાં સુતેલાને, તેની કલ્પના લાવવી–એ બધું તારી શક્તિની બહાર છે. તું જે યોગેશને ઓળખતી તે તો ક્યારનોય ખાવા ન મળવાથી ભૂખમરો વેઠી સુકાઇને મરી ગયો. આ જે તારી સન્મુખ ઉભો છે યોગેશ–એ તેનું પ્રેત છે. અશક્તિની હાકલે પોતાનાં સ્ત્રી છોકરાં રઝળતાં મૂકી તે અમદાવાદ આવ્યો, કંઈ નોકરી કરવાના આશયે. એક વખત મોટરનો ધક્કો લાગવાથી બેશુદ્ધ થઈ ઢળી પડ્યો."

" તે તું હતો ? તું ?"

" હા. હું હતો. કેમ ચમકી ગઇ? તારા જેવુંજ કોઈ એમાં બેઠેલું હતું. તારા વિચારો આવવાથી જાતને સંભાળી શક્યો નહિં. એકદમ બેભાન થઈ ગયો. ભાન આવ્યું ત્યારે જોયું તો ઇસ્પીતાલ."

"મોટર ઉભી રાખવાનું મેં ઘણું કહ્યું પણ તેમણે સાંભળ્યું નહિં. હં. ત્યાર પછી?"

" લગભગ પંદર દિવસ ઇસ્પીતાલમાં રહ્યો. ત્યાર પછીના હાલ તો તું જોઇ શકે છે. એક વાત પૂછી જોઇશ એવી તો મારા મનમાં ઘણાં વખતથી ઇચ્છા હતી. તને જોતાંજ એ ધુંધવાએલો અગ્નિ એકદમ સળગી ઉઠી ચારે દિશાઓમાં પ્રસરી રહ્યો. તારા બાપે મને બારણે આવેલાને હાંકી કાઢ્યો. મનમાં હતું કે તને એકવાર એટલું પૂછી જોઇશ કે તું મને ચાહે છે કે નહિં ?–હજી પણ ?"

યોગેશ પ્રશ્નનાં ઉત્તરની આતૂર હૃદયે વાટ જોતો જ્યોતિ સામું જોઇ રહ્યો. જ્યોતિએ પણ તેના સામું જોયું. બંનેની નજર નીચી ગઇ. બંને જણ સ્તબ્ધ થઈ રહ્યાં.

કોઈ સ્ત્રીનો શાન્તિમાં સ્પષ્ટ સંભળાતો ધીમી હલકે અનીલ સાથે ઠેકતો ગીતનો મધુર સ્વર આવી બંનેના અંતરમાં અથડાયો—

હો ભમરારે ! વાડીમારી વેડીશ મા
સુગંધી લેજે ફુલો બોટીશ મા
હો ભમરારે ! વાડી મારી વેડીશ મા

જ્યોતિને હજી વિચારમાંજ ઉભેલી જોઇ યોગેશ બોલ્યો–"નાજ મની લઉં છું. મૃત્યુ થયેતો આ જવ ળા બુઝાશેજ. આ લે તારી છબી પાછી. મારે હવે તેનું કંઈ કામ નથી. હું આ ચાલ્યો" કહી યોગેશે તેનાં તરફ છબી નાંખી જવા માટે પગલું ભર્યું.

"મૃત્યુ જો માણુસને ઇચ્છાધીન હોત" જ્યોતિ મનમાંજ બોલી હોઠ કરડી યોગેશને જતો રોકવા એક પગલું ભર્યું; પણ આગળ ચાલી ન શકી. ત્યાંજ ઉભી રહી તે બોલી "ઉભો રહે."

"શું કહેવું છે" ?

"આ છબી તુજ રાખ. જે એક વખત આપ્યું છે તે પાછું નહિં લઉં. માત્ર આ છબીજ નહિં, એની સાથે એક બીજી ચીજ આપું છું. પણ મારૂં એટલું કહ્યું માનજે કે એ ચીજ તારે અહિં જોવી નહિં. મને પૂછીશ પણ નહિં. એમ ધારજે કે તું મને જે પૂછવા આવ્યો છું તેનો એ ઉત્તર છે. ઘેર જઇને એ જોજે. જરાક ઉભો રહે હું હમણુાંજ આવું છું" કહી તે બીજા ઓરડામાં ગઇ.

યોગેશ વિચાર કરતો ઉભો–"માણુસને કોણે પ્રેમ કરતાં શીખવાડયું હશે? પરમાત્માએ કે શયતાને ? શો એ મોહ ? નિમિષમાં પર્વત પડી સાગર થાય. વળી સાગર સૂકાઇ હીમાલયની સૃષ્ટિ રચાય કોણ હતો ? શું થયો ? ઘૃણાહીન, મર્યાદાહીન, લજ્જાહીન–બધીય. હીનતાના આવરણોથી છાયેલો. હાય! જો પૂર્વજીવન પાછું આવતું હોય!"

થોડીજ વારમાં જ્યોતિ પાછી આવી. લગ્ન થયાં પહેલાં યોગેશે સીતારામ સાથે મોકલાવેલો હાર એક ડાબલીમાં મૂકીને લઇ આવી

હતી–એમ ધારીને કે તેનો કંઈ પણ ઉપયોગ યોગેશ કરી શકશે. યોગેશના હાથમાં ડાબલી મૂકતાં તે બોલી " આની અંદર જે છે તે તારે ઘેર જઈને જોજે. અને એટલી ભિક્ષા માગું છું કે તું હતો તેવો થા. અને ફરીવાર મારી સાથે મેળાપ કરીશ નહિં."

"ભલે તેમ થાઓ." લથડતે પગે યોગેશ બહાર નીકળ્યો. પૂર્વવત ડાળી ઉપર ચઢી થડ પાસે આવવા ગયો. ભગ્ન હૃદય. શરીરનું ચેતન હણાઇ ગયું હતું. નિરાશાની અનેક વ્યથાઓના ભારથી શરીર સાચવીને ઉતરી ન શકવાથી ડાળી ઉપરથી પડી ગયો. અવાજ થયો. વાડામાં સૂતેલા નોકરો જાગી ઉઠયા. "ચોર ચોર" ની બૂમો પાડી "પકડો પકડો" કરતા બધા દોડયા. યોગેશ જેમ તેમ ઉભો થયો, દોડયો. પણ વાડાનો કોટ કુદી શકયો નહિં. "નાઠો નાઠો" એવો અવાજ આવ્યો." "પડી ગયો" "ન નસાયું" "પકડાયો" છેલ્લા સમાચાર પકડાયાના જ્યોતિને કાને પહોંચ્યા. તે ધ્રુજી ઉઠી.

આખો વાડો લોકોથી ભરાઈ ગયો. પોલીસ આવી પહોંચ્યો. તેણે યોગેશનો કબજો લીધો. હાથમાંની ડાબલી લીધી. જોયું, અંદરથી હાર નીકળ્યો. આ બધું જાણે એક પળમાં બની ગયું હોય એવું લાગ્યું.

જ્યોતિએ છજામાં આવી જોયું તો યોગેશને બે માણસોએ પકડી રાખ્યો હતો. કોઇ એને મારતું. કોઇ એનો કાન મચડતું. કોઈ વળી ગાળો દેતું.

યોગેશ અચેતન જેવો ખભા તરફ ડોક નાંખી દઇ અપંગની માફક ઉભો હતો. "હવે શું થશે ? મેંજ એને હાર આપ્યો. એનાં દુઃખનું કારણ હુંજ થઈ. અરે અદૃષ્ટ !" કહેતી આંખે અંધારા આવવાથી બે હાથ આંખે મૂકી ધબ લઈ જ્યોતિ છજામાં પડી.



# પ્રકરણ ૮ મું.



## થાણામાં.



સવારના પહોરમાં ફોજદાર થાણામાં આવ્યો. ટેબલ ઉપર પડેલી નોંધ જોઈ જમાદારને બૂમ પાડી. જમાદાર આવ્યો તેને પૂછ્યું—" કેમ મને રાતના ન બોલાવ્યો ?"

" કંઈ ખાસ જરૂર ન લાગી તેથી આપને તકલીફ ન આપી. કોઇ સારા માણસ જેવો લાગતો ચોર છે. મુદ્દા માલ સાથે પકડાઈ ગયો."

' જાઓ એને લઇ આવો."

જમાદાર ગયો. થોડીજ વારમાંયોગેશને સાથે લઈ હાજર થયો.

ફોજદાર યોગેશ તરફ કરડી નજર નાખી વ્યંગમાં બોલ્યો "કેમ શેઠ! શું નામ ? લક્ષ્મણરાય કે ? કેટલા દિવસથી આ ધંધો આદર્યો છે ? કાચી બુદ્ધિના માણસ તો નથી લાગતા ! એક બે વખતનો અનુભવ લાગે છે! જમાદાર, મુદ્દામાલ શું છે તે લઇ આવો."

જમાદાર તે લેવા ગયો. પાછું યોગેશ તરફ ફરી ફોજદારે પૂછ્યું—"છાનામાના બેસી રહે ચાલવાનું નથી. હું પૂછું છું તેનો ઉત્તર આપ. તારૂં નામ શું ? તારા બાપનું નામ શું ? ક્યાં રહેવું ? ધંધો શો ? બોલ."

બાપનું નામ આપવું પડશે ધારી યોગેશને વજ્રાઘાત થયો. પૂર્વે

સ્થિતિ બધી યાદ આવી–"બાપનું નામ ! પિતાતો સ્વર્ગમાં ગયા. જો આ વાત સ્વર્ગ સુધી પહોંચે તો બાપુ ! તમે કાન આડા હાથ કરજો. તમારો પુત્ર આજ ચોર થયો છે. બાપનું નામ ઉચ્ચાર્યા પહેલાં કેમ મારી જીભ કપાઈ જતી નથી ?"

યોગેશને મુંગો જોઈ ફોજદાર જરા ઘાંટો પાડી બોલ્યા "તારા બાપનું નામ શું ?"

"ચોરી કરી છે. પકડાઇ ગયો. તમારે જોઇએ તે સજા કરો. બીજી કંઇ વાત મને પૂછશો નહિ. પૂછશો તો પણ જવાબ મેળવી નહિં શકો."

"એમ કરવું કંઇ સહેલું નથી. ચોરી વિદ્યામાં સૌથી મોટી વિદ્યાતો એ કે ન પકડાવું. અને કદાચ પકડાઈ ગયા તો ઉત્તરે આપવો પડે અને પત્થરે ભાંગવા પડે."

એટલામાં જમાદાર મુદ્દામાલ લઇ આવ્યો. ફોજદાર ડાબલી ઉઘાડી અંદરથી હાર કાઢી યોગેશ તરફ વ્યંગ કરી બોલ્યો–"બસ, આટલુંજ હાથ લાગ્યું ? બીજું કંઇ ન મળ્યું ? કે બીજા સાથી જોડે બાકીનું મોકલાવી દીધું છે ? આ શું ?" કહી જ્યોતિની છબી હાથમાં લીધી. "વાહ ! સ્ત્રી ઉપર પણ મોહી પડ્યો લાગે છે ને ! છબી પણ સાથે લઇ લીધી ? કેમ ! ગૃહસ્થ, શું નામ ? આ શું બધું ? લક્ષ્મણરાય, બ્રાહ્મણ કે ?"

"લક્ષ્મણરાય નહિ, યોગેશ."

"ક્યાં રહેવું ? બાપનું નામ શું ?"

"બાપુ, શું કરવા એવું પૂછી મને નીચું જોવરાવો છો ? બાપનું નામ અને ઠામ જાણ્યાથી આપને કશો લાભ નથી. ચોર બની પકડાઇ ગયો છું. જે કરવાનું હોય તે કરો. મહેરબાની કરી બીજું કાંઈ મને પૂછશો નહિં."

યોગેશની વાત અને તેની સભ્યતા જોઇ ફોજદારને લાગ્યું કે આ કાંઈ ખરેખર ચોર નથી. કોઇ ગૃહસ્થનું ફરજંદ લાગે છે. આમાં રહસ્ય હશે. શરમનો માર્યો કંઇ બોલી શકતો નથી. તેણે જમાદારને બહાર જવાનું કહ્યું. જમાદાર ગયો ફોજદારે પોતાની ખુરશી યોગેશ પાસે લીધી, અને ધીમેથી વાતો કરવાની ઢબે બોલવા લાગ્યો—"ભાઇ! હકીકત શું છે તે ખુલ્લા દીલથી કહે. આ છબી કોની? ફરીયાદી તો કોઈ મોટો શેઠ બિહારીલાલ લાગે છે. અને આ છબી તેનાં ઘરની કોઈ સ્ત્રીની લાગે છે. તમે આને ઓળખો છો? સાચે સાચું કહેજો. મને આમાં શક જાય છે. તમે કોઇ ગૃહસ્થ લાગો છો. મને ખાત્રી છે કે આપ જુઠું નહિં બોલો. બેસો આ ખુરશી ઉપર બેસો."

યોગેશ ખુરશી ઉપર નહિં બેસતાં ફોજદાર સામું જોઇ રહ્યો. ફોજદાર તેને બેસવાનો આગ્રહ કરતાં બોલ્યો, "શું જુઓ છો? ચોરને બેસવાનું કહું છું માટે આશ્ચર્ય થાય છે? પોલીસમાં કામ કરૂં છું, છતાં અમે સારા માણુસ પાસે સારા જ છીએ. તો પણુ ચોર અને બદમાસો પાસે ઘણી વખત માણુસાઇનો ત્યાગ કર્યા વિના કામ થતું નથી."

યોગેશ ખુરશી ઉપર બેઠો. ફોજદાર તેના વાંસામાં હાથ મૂકી આશ્વાસન આપતા હોય તેવી રીતે બોલવા લાગ્યા—"જુઓ કંઇપણુ છુપાવશો નહિં. ચોરીનો મુદ્દામાલ તમારી પાસેથી મળ્યો છે, એટલે તમારી વિરૂદ્ધ કેસ ઘણો સખત છે. પરંતુ સાચે સાચી હકીકત મને કહેશો તો કાંઇક પણુ થઇ શકશે. અને મામલતદારની પાસે કેસ રજુ કરવામાં પણુ કાંઇક ઓછું કરી શકાશે."

"ભાઈ, શું કહું? આપ કોઈ વિચારશીલ લાગો છો. આપની પાસે હવે છુપું રાખવું એ નકામું છે. અને તેમ કરવાનું કંઈ પ્રયોજન પણુ જણાતું નથી, હું ચોર નથી પણુ ચોર કહી પકડાઇ ગયો છું?"

"આપનું રહેઠાણુ?"

" ખાખરીયા '

" ખાખરીયાના કાળીયારાજાનાં વંશનાં તો નહિં ? તમે—

" જે સ્થિતિમાં હું અહિં આવ્યો છું તે સ્થિતિમાં ઓળખાણ ન આપવી તેજ વધારે સારૂં છે. આપ ખાખરીયાને શી રીતે જાણો ?"

" હું ત્યાંના થાણામાં ઘણા દિવસો રહ્યો છું. ખાખરીયાના કાલિદાસ શેઠને તમે ઓળખોછો ? ગામના બધા લોક તેમને કાળીયા-રાજાને નામે ઓળખતા. "

" હા, ઓળખું છું "

" ઓળખો છો ? ત્યારે શું એ મૃત્યુ પામ્યા ? "

" જી હા તેને આજ પાંચ વર્ષ થયાં. "

" હરિ હરિ ! કાલિદાસ તો ક્યાંઇ થવા નથી. બહુ જ ઉંચા મનના માણસ. એક વખત હું એક બહારવટીયાના કેસમાં એવો તો સપડાઇ ગયો કે જો કાલિદાસભાઇએ મદદ ન કરી હોત તો માર્યો જાત. તે દિવસથી મારે તેમની સાથે ઘાડો પરિચય બંધાયો. તેમને એક પુત્ર હતો. તેનું શું નામ તે કંઇ યાદ નથી. છોકરો પણ ઘણુંખરૂં અમદાવાદમાં જ રહેતો. તમે તેને તો ઓળખતા હશો ?"

" ઓળખું છું. "

" તેનાં લગ્નમાં કંઇક ગોટાળો થયો હતો. એ બધું મને થોડું થોડું સાંભરે છે. આહા ! એક ઠેકાણેથી સગાઇ તૂટી જવાથી તેજ રાત્રે બીજે ક્યાંઇથી કન્યા શોધી કાઢી લગ્ન કરી નાંખ્યા. તે ગૃહસ્થ હમણાં શું કરે છે ? "

" તે અત્યારે તો ગૃહસ્થ નથી. હવે તો તે અતિ હીનમાંનો હીન થઇ ગયો છે. સંસાર માંડયો. પણ સ્ત્રી છોકરાંને ખવરાવવા જેટલી પણ તેનામાં શક્તિ રહી નથી. માથામાં વાગ્યું અને ઇસ્પીતાલમાં ગયો. લાગ મળ્યે કોઇ ગૃહસ્થના ઘરમાં પેસી પરસ્ત્રી સાથે ... ...

" હેં હેં ! "

" હા. તે અત્યારે તો કોઈ ગૃહસ્થના ઘરમાં પેસી ચોરી કરવાથી પકડાઇ જઇ પોલીસને સ્વાધીન છે. "

" ત્યારે આપજ એ કાલિદાસના પુત્ર ? "

" તેમ છે તો ખરૂં. "

" તમે તો મને આભો બનાવી દીધો. આટલી હદ સુધી તમારૂં પતન થયું ? સાંભળ્યું હતું કે તમે તો ખૂબ ભણ્યા છો ? બી. એ. પાસ થયા છો ? "

" એ બધુંય ભુંસાઈ ગયું. "

" હેં હેં હેં ! તમે આ શું કર્યું ? ગૃહસ્થના ઘરમાં જઇ આ હાર, વળી છબી, કેવું સત્યાનાશ ? શું કર્યું ? એની નોંધ પણ લેવાઈ ગઇ. હવે ઉપાય ? પ્રાતઃસ્મરણીય કાલિદાસના પુત્ર થઇ આવું નીચ કામ તમારે શું કરવા કરવું પડ્યું ? આ છબી કોની ? "

" બિહારીલાલની સ્ત્રીની. "

" એની સાથે તમારે—આહાં. ઉભા રહો ઉભા. એની સાથે મને લાગે છે કે તમારે પરિચય હતો. ત્યારે તો આ હાર તમે ચોર્યો નથી. આ હાર જેનો છે તેણેજ તમને એ અને સાથે છબી આપ્યાં હશે ? ત્યારે તો પીનલકોડની કલમ નહિં. પણ લૈલાં મજનુંની અદ્‌ભૂત કલમ ! અરરર, આ તમને શું સુજ્યું ? "

" ભાઈ સાહેબ, શું કહું ? શરમ નથી એટલે હજીપણ જીવતો છું. આપ જે કહો છો તે અક્ષરે અક્ષર સાચું છે. શા માટે કર્યું તે તો કંઇ કહી શકતો નથી, પણ હવે એમ સમજાય છે કે ન કર્યું હોત તો વધારે સારૂં હતું. મન ઉપરનો અંકુશ કાબુમાં ન રહે તો મનુષ્ય દ્વારા બધુંય સંભવે છે. એજ માણસ આજ ગૃહસ્થ હોય તો

કાલ ચોર થાય, લુચ્ચો થાય, વિશ્વાસઘાતક થાય, અને ખુની પણુ થાય. મારી પણુ તેજ સ્થિતિછે. શો એ નિશો ? અતિશય કેરી વસ્તુ પણુ તેની આગળ પાણી જેવી! એક પળમાંતો બધુંય ભુલાવી દીધું' નોકરી માટે અમદાવાદ આવ્યો. ઘેર અસહાય સ્ત્રી અને એક નાની છોકરી. તેની સંભાળ લેનાર પણુ કોઇ નથી. ઘેર જવા નીકળ્યો હતો ત્યાં અચાનક તેને જોઈ. ચેતન હરાયું. જે કરતાં ચોરને પણુ બીક લાગે તે અનાયાસે મારાથી થઇ ગયું. ત્યાર પછી–ત્યાર પછી જેલમાં પુરાયો. તેમાં તો કંઈ કહેવા જેવું નથી. માત્ર જેલમાં શામાટે ? વિપ આપે તોપણુ પી જાઉં. આ સંસાર ઉપર મને તિરસ્કાર આવ્યોછે. તો પણુ એટલી ઇચ્છા છે કે જો બેએક દિવસની રજા મળે તો ઘેર જઈ આવું. તેઓ ખાવા નહિ મળવાથી ભુખે ટળવળતાં હશે અને તે વધારે તો મારે માટેજ–મારે ખાતર. તેમને એ દુઃખમાંથી છોડાવી આવું. ચોર બની ઘરમાં પેસી તેમનું ખૂન કરી પાછો આ તો રહીશ. બસ પછી કંઈ બાકી રહેતું નથી. ”

“ જે કર્યું તે તો અતિ નીચ અને ભયાનક છે. તેના ઉપર વળી પાપ કરી વધારે બોજો ન વ્હોરશો. આ બધું એક જાતની વ્યાધિ છે. યૌવનનાં પ્રારંભમાંથી જ તે માણુસને પકડેછે. ખૂબ કઠણુ સિવાય સોમાંથી એકપણુ તેમાંથી બચવા ન પામે અને ખાસ કરીને દુર્બળ મનનાં માણુસોને તો તેનો અપચો જ થાય. તે ઉપરાંત તેને ઉત્તેજન આપનાર જેટલા અમારા નાટકનાં જન્મદાતા મહાપુરૂષો છે તે. એકાદ સારી કે વ્યવહારની વાત લખી ન જાણે. પણુ કેવળ કાગળ ઉપર કલમથી વિષનો ડોળ ચઢાવે.–બસ પ્રેમ પ્રેમ અને પ્રેમ. અને તે વિષ પાયેલા કાગળને, એ સોનાવર્ણાં જળને હીરાકણીઓથી મઢેલા કળશમાં ભરી સમય અસમયે ગુર્જરવંશના દીકરા, ભવિષ્યની ઉજ્જવલ આશા, અને તેમનાં ઘરની લક્ષ્મી–ઉછરતી કુલવેલીઓ–પીએ. વાતવાતમાં કહેશે કે અમે તો કળા શીખીએ છીએ. શું મારા બાપનું કપાળ

શીખે છે! બહુ મોટી કળા ! લ્યો હવે, આવતો ધક્કો સંભાળો."

"હવે શું સંભાળવાનું છે? જેલમાંજ પૂરો. મારા કૃતકાર્યનું પ્રાયશ્ચિત થશે."

"અને કુટુંબ ભૂખે મરે કે ભિક્ષા માગી પેટ ભરે?"

"તેમજ તો. તે સિવાય બીજો ઉપાય શો?"

"જોઉં મને લાગે છે કે હજી પણ ઉપાય થઈ શકશે. ઘણાંય વર્ષો પોલીસની નોકરી કરવામાં ગાળ્યાં છે. મોટા ઘરનું ખાતું–કેસ હલકો કરી શકાશે તો ખરો. મારી ધારણા પ્રમાણે આ બધું ઘરનું ભોપાળું કોર્ટમાં ખુલ્લું ન થાય તો વધારે સારૂં. બિહારીલાલને જરા દબડાવીશ. જો આટલેથી વારી શકાય તોઠીક"

"એ શી રીતે?"

"શી રીતે કેમ? તમે તો સાચેજ ચોરી કરી નથી?"

"ના."

ત્યારે જેની આ છબી છે તેજ આનો મુખ્ય સાક્ષી. તેણે આ હાર તમને આપ્યો અને તમે લીધો અને તે કંઇ નાની નથી. તેને તે આપવાનો પૂર્ણ અધિકાર છે. એટલે ચોરી તથા ઘરપ્રવેશનો આરોપ તમારા ઉપરથી ઉડી જાય છે. ચારિત્રહીન સ્ત્રી. કોઈ પર-પુરૂષને–તમે બીજી કોઇ રીતે તો તેના સગા થતા નથી–એટલે બસ. કેસ ઉડાવી શકાશે.

"ફોજદાર સાહેબ આપ આ શું બોલો છો? મારી આવી દશા જોઈ તમે એમ ધારી લીધું કે હું હીન થયો છું અને તે આટલી હદ સુધી કે કુલાંગનાની એવી સાક્ષી પુરાવી હું મુક્તિ મેળવું? હું હીન થયો છું. ચોરનું કામ તો મેં કર્યું છે. પણ તેનો શો અપરાધ? તમે એમ ધારો છો કે હું એવી વાત કહીશ એટલે તેઓ કલંકના

ભયે મને છોડી મૂકશે ? મેં જાતેજ નીચું જોવરાવે એવું કામ કર્યું છે એટલે ખરેખર હું એટલો બધો નીચ થઈ ગયો છું કે એક જણ નિરઅપરાધિણી સાધ્વી સ્ત્રીનાં પવિત્ર નામને કલંકની છાપ મારી પોતે છૂટી જાઉં ? ના ભાઈ, હું ગમે તેવો હોઉં, ગમે તે સ્થિતિમાં આપની પાસે કેદ થયો હોઉં તોપણ હું કાલિદાસનો પુત્ર ! આપ મારો એકરાર લખી લ્યો. ખાવા ન મળવાથી અનિચ્છાએ રાતનાં ચોરી કરવા માટે બિહારીલાલનાં ઘરમાં પેસી આ ડાબલી લીધી. "

" અને આ છબી ? "

" તે એની ઉપર પડી હતી. ઉતાવળમાં નાંખી નહિ દેતાં સાથે લઈ લીધી. આપ મારા પિતાને ઓળખતા હતા એવું કહો છો તો તમને મારી એટલી વિનંતિ છે કે આ છબીને ફાડી નાખો. જો જો કુલાંગનાને તિરસ્કાર અને હીનતાને પાત્ર ન કરતા. સમ છે તમને. "

" તમારી સ્ત્રી અને બાળકનું શું થશે. ? "

" બીજું શું થવાનું હતું ? હું આટલા દિવસો જીવતાં છતાં તેઓ શા સુખમાં હતાં ? કોઈ દિવસ ખાવા મળતું તો કોઇ દિવસ ન મળતું. ફોજદાર સાહેબ ! આપને શું કહું ? હું તો મનુષ્યની ચામડીથી મઢેલો પશું છું. " કહી છાતી ઉપર હાથ મૂકી તે બોલ્યો, " આની અંદર બધુંય હતું–મનુષ્યત્વ, દયા, ધર્મ, ઉચ્ચ અભિલાષા, ગર્વ, અભિમાન, દેશ તરફ અનુરાગ–બધું હતું. વ્યર્થતાની આગમાં એ બધુંય બળીને રાખ થઈ ગયું. સ્ત્રી અને બાળક એ બે રહ્યાં. જો પ્રભુ જેવું કોઈ આ જગતમાં હોય તો તેમનો ભાર હું તેના ઉપર મુકતો જાઉંછું. નહિં તો શયતાનનો સંસાર–શયતાન તેમને પણ પોતાને ખેલવાનાં પુતળા બનાવશે, લાવો એ છબી મને આપો. હુંજ એ ફાડી નાંખું. "

" તમારૂં મગજ ઠેકાણે નથી. હું પણ જો તમારા જેવો થાઉં તો

મારાથી આ પોલીસમાં રહી કામ થાય જ નહિ. એ છબી મારી પાસેજ રહેવા ઘો. મુદ્દો આમ સહજમાં ગુમ થવા દેવાય? નિયમ વિરૂદ્ધ? આટલા વખતથી કામ કરતો આવ્યો છું પણ આવું તો આજજ અનુભવ્યું. તમે ચોર હોવા છતાં પણ હું તમારા બાપનો ઓળખીતો છું. ચાલો તમારે માટે નહાવાની ગોઠવણ કરૂં અને તમારા બચાવને માટે પણ કેટલું કરી શકાય છે તે જોઉં."

બંને ઉઠયા. ફોજદાર સાથે ગોગેશ નીચે વદને મુંગેમોઢે ચાલ્યો.



# પ્રકરણ ૯ મું.



## પડદા પાછળ પાપ.



યોગેશની ખાવ પીવાની ગોઠવણ કરી ફોજદાર જાતે બિહારીને ઘેર ગયો. ફોજદારને આવતો જાણી બિહારી સામો લેવા ગયો. તેને પોતાનો કરી લેવા ઘણાં માન સાથે આદરસત્કાર કર્યો. પણ ફોજદારની વાતો કરવાની ઢબ ઉપરથી સહજમાં માની જાય એવો માણસ ન લાગ્યો. યોગેશ સંબંધી થોડી વાતચીત કર્યા પછી ઉઠવાની વખતે જરા દમ ભરાવી તે બોલ્યો કે "યોગેશ ઉપરથી ચોરીનો આરોપ ઉડી જાય છે કારણ કે તમારી સ્ત્રીએજ તેને ડબ્બી તથા હાર આપ્યાં છે."

યોગેશની બાબત બની ગયા પછી બીજે દીવસે બિહારી પરિવાર સાથે ગામ બહાર ખેતરમાં બંગલો હતો ત્યાં રહેવા ગયો. ત્યાં રહેવા જવાનું બહાનું એમ હતું કે 'સ્ત્રીલંપટ થઈ મારાથી ભરવસ્તીમાં શી રીતે ઉંચુ મુખ કરી રાખી ચલાય! મારા મોટા ઘરમાં ફોજદાર અને પોલીસ આવજા કરે તેથી લોકમાં મારી આબરૂ ઘટે.' પણ આ ખોટા બહાના નીચે ખરી હકીકત એ હતી કે પુતળી નામની નાયકા ઉપર તે શીદા થઈ ગયો હતો. આ કામમાં વારેવારે તેની સલાહની જરૂર પડતી. તેથી તેને સાથે રાખી શકાય, મનગમા મોજશોખ મ્હાણી શકાય

અને સમાજની આંખે ઓછા ચઢાય. તેમાં વળી જ્યોતિનું બ્હાનું હાથ આવ્યાથી 'તારે દુઃખે થઈ મારે આમ કરવું પડે છે' કહી પુતળીને બંગલામાં લાવી રાખી.

યોગેશનો કેસ ચાલતાં અગાઉ ફોજદાર બિહારીને ત્યાં ગયો અને કેસ ન માંડવા તેને ઘણું સમજાવ્યો પણ બિહારીએ માન્યું નહિં. છેવટે ફોજદારે કહ્યું કે "તમારી સ્ત્રીનોજ વાંક છે. તેણે જ યોગેશને ઘરમાં બોલાવી છબી અને હાર આપ્યાં છે એટલે ચોરીનો આરોપ તો ઉડી જાય છે. તે ઉપરાંત ઘર પ્રવેશની કલમ પણ તેને લાગુ પડતી નથી કારણ કે તમારી સ્ત્રીએજ તેને ઘરમાં બોલાવ્યો હતો. તમારી સ્ત્રીની સાક્ષીથીજ કેસ ઉડી જશે" કહી રૂઆબથી ચાલ્યો ગયો.

તેના ગયા પછી ક્રોધનો માર્યો રાતોપીળો થતો બિહારી ઉતાવળે પગલે દાદરનાં પગથીયાં ચઢી જ્યોતિ જે ઓરડામાં બેઠી હતી ત્યાં આવી ડોળા કાઢતો તેની સામે ખુરસી ઉપર બેસી બોલ્યો –"આઠ દિવસ ઉંદરના પણ એક દિવસ બિલાડીનો. આ વખતે ઠીક પકડાઇ ગયો. એ ચોર નથી–એ સાલો ચોગટો છે."

"મેં ક્યાં તેની ના કહી છે," ધીમેથી જ્યોતિ બોલી.

"ના પાડવાનું જોર શું? વળી અધુરૂં હતું તે છબી આપી. પાપનો ઘડો કંઈ ફુટ્યા વગર રહે! આ બધી વાતની જો મને પહેલેથી ખબર પડી હોતતો સાલાને પોલીસમાં સોંપતજ શું કરવા? નાહકનાં ફજેત થવા! નાક કાન કાપી વહેતો મૂકત. તે પણ જાણુત કે સિંહના ઘરમાં બકરાથી શી રીતે પેસાય છે. હશે, જે થયું તે થયું હવે સાંભળ. જો હું કહું તેમ કર્યે જા."

"શું?"

"ફોજદાર ધમકી આપી ગયો છે અને કહી ગયો છે કે ચોરી

પ્રમાણુ નહિં થાય કારણ કે તમારી સ્ત્રીએ જ તેને હાર તથા છબી આપ્યાં છે. ચોરીનો આરોપ તો જતો રહે છે. તે ઉપરાંત ઘરપ્રવેશની કલમ પણ લાગુ પડશે કે કેમ તેનો આધાર તમારી સ્ત્રીની ઉપર જ. મેં તો મોઢામોઢ કહ્યું કે ચોરીજ કરી છે. પરંતુ મનમાંતો બરાબર સમજ્યો કે એ છાનોમાનો તને મળવા આવતો હશે. તેની સાથે તારે–"

"ખોટી વાત"

"શી ખોટી વાત? એ યોગેશની સાથે તારૂં સગપણ થયું હતું. મેં તને પહેલી વાર તે નદીનાં કીનારા ઉપર જોઇ ત્યાર પછી કોઇ 'દવે' કરીને ચિત્રકારને ત્યાં તારી છબી જોઈ ત્યારથી જ મેં ધાર્યું કે આ પાકી કેરીને હું પડાવી લઇશ. અને આખરે રસ્તા વચ્ચે ઉભા રહી ધા કરીને મેં લઇ લીધી. આજ ઘણે વર્ષે એ સાલાએ તેનું વેર વાળ્યું. તેંજ તેને કાગળ લખી બોલાવ્યો હશે."

"કોણે કહ્યું?"

"ફોજદાર સાહેબે. એ સાલા યોગટાએ તેને કહ્યું કે આ પ્રમાણે અમારે રોજ જવા આવવાનું થતું."

"ન હોય તો તમે જુઠું બોલો છો, કે પછી ફોજદાર જુઠું બોલતો હશે. તે તો ગરીબ છે. ચોર કહી પકડાઇ ગયો. તેને જેલ મળશે, ભૂખે ટળવળશે પણ આવું બોલી એટલો બધો નીચ તે નહિં થઇ શકે. આવું હડહડતું જુઠું તે બોલે જ નહિં. મને તમારી એ વાતમાં વિશ્વાસ નથી આવતો."

"આતો જો ઇમાનની પુતળી! તે જુઠું બોલે જ નહિં અને હું બોલી શકું. આહ! શું કહું! એનું પણ ઓસડ—

"છુપું શું કરવા રાખો છો? તમે તો શેઠીયા માણસ. તમારી પાસે રૂપીઆ છે. તમે જે કરશો તેની વિરૂદ્ધ કોઇ ઉંચી આંગળીએ નહિં કરે. તમે જે કરો તેમાં તમારી આબરૂ વધે. શું ઓસડ?

આપો–તમે જે આપશો તે હું માથે ચઢાવી લઇશ. જે કરશો તે સર્વે સહન કરીશ, જેવી રીતે આ છ વર્ષોથી કરતી આવી છું."

"એ સાળાને પોલીસને સોંપી ઉલટો હું ફસાયો. સાપે છછુંદર ગળ્યા જેવું થયું. એ ચોર તરિકે પ્રમાણ ન થાય તો લોકોમાં મારે નીચું જોવાનો વખત આવે. મારા ઉંચા કુળમાં, ખાનદાન કુટુંબમાં કલંક! સમાજમાં મારે શું મોઢું લઈ ફરવું? પેટના બળ્યા કહેવું પણ કોને? ફોજદાર પણ દમ ભરાવે છે. કોને ખબર તેની પણ શી ઇચ્છા હશે? આ બાઇ પણ એમ દમ ભરાવ્યે પાછી પાની કરે એવા નથી તો! તેને જેલમાં પુરાવું ત્યારેજ મારૂં નામ બિહારી. જો, તારે સાક્ષી પુરવી પડશે–કોર્ટમાં તારે એમ કહેવાનું કે આ સાળો મારા ઘરમાં પેસી કબાટનું બારણું ભાંગી તેમાંથી ડાબલી લીધી કે જેમાં આ હાર હતો અને આ છબી તેની ઉપર પડી હતી."

"ના, તેમ ન હતું. તેણે એ ચોરીને લીધું નથી. મેં મારે પોતાને હાથે તેને આપ્યું છે. જે હાર મેં આપ્યો છે તે તમારો પણ નથી. મારો પોતાનો છે. અને છબી મેં કઇ તે વખતે આપી નથી. તે તો તેની પાસે હતી જ. હું એવું ખોટું બોલી એક નિરઅપરાધીને જેલમાં પુરાવી નહિં શકું. તેમ કરવાથી મારૂં ગમે તે થાઓ."

"પુરાવી નહિં શકું! ત્યારે લોકો કહેશે કે આ મારી સ્ત્રીનો જાર–એ મારે સહન કરવું પડશે, તે તો સારી રીતે જોઈ શકીશને? કેમ એમજને? મેંજ દૂધ પાઇ કાળી નાગણ ઉછેરી છે. હવે સમજી શકાય છે કે ફોજદારે જે કહ્યું તે તદ્દન સાચું છે. તારી મદદ વિના શી રીતે રાત્રે તે મારા ઘરમાં પેસી શકે? ઠીક ત્યારે–હારની તેણે ચોરી કરી નથી. પરંતુ જ્યારે તે ચોરની માફક મારા ઘરમાં પેઠો તેજ વખતે કેમ તેં ચોર કહી તેને પકડાવી ન દીધો? બૂમ કેમ ન પાડી? ખબર તો છે કે આ હિન્દુનું ઘર, હિન્દુનો સમાજ, અહિંયાં તો એ બધો વિલાયતી પ્રેમ ન ચાલે!"

" કોને ખબર કે આ હિન્દુનો સમાજ છે કે પ્રેતનો. આટલાં વર્ષો થયાં હજી પણ સમજી શકતી નથી. કોઇ સમાજમાં એવું તો જોયું નથી કે મા શત્રુ બની ઉછરતી વયમાંજ દીકરીનો નાશ કરે! બાપ રૂપીઆના લોભે શેઠીયાઓના જોડા સાફ કરવા દીકરીને વેચે! પતિ રાતદિવસ દારૂ પીએ, નીશામાં પત્નીને મારે, દુઃખ દે, ઘરમાં વેશ્યા રાખે, કુલાંગનાની પવિત્ર શૈયાને વેશ્યાનાં અપવિત્ર આચરણોથી દુષિત કરે, અને તેનાજ ભાઇબાંધુ સગાંવહાલાં હસતે મુખે તે જુએ! અને તેજ ઘરમાં ખાઇ પી મોજ માણી જાય! સમાજ તેની વિરૂદ્ધ એક વાત સરખીયે ન ઉચ્ચારે! રૂપીયાની શરમે બધું જોયું ન જોયું કરે–એટલે સુધી કે ઉચ્છિષ્ટભોજી કુતરાંની માફક તેનાં આંગણાની માટી પણ ચાટી જાય! તમે મને મારો, કાપી નાખો, ઘરમાંથી કાઢી મૂકો, પણ એટલું તો નક્કી જાણજો કે હું કદિપણ જુઠું બોલી એક નિર-અપરાધીને જેલમાં મોકલાવી નહિં શકું."

" નાનો બરોબર જ કહેતો હતો, તુંજ વેશ્યા, કુલટા છો."

"સંભાળીને બોલો. નીચની સોબતે તમારી પણ બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે–એટલી બધી નીચ થઇ છે કે પત્નીને વેશ્યા કહેવામાં પણ જરા અચકાતા નથી. તમે મારા પતિ, હું તમારી સ્ત્રી. તમે જેમ ધારો તેમ બોલી શકો છો, તમારી ઇચ્છા પ્રમાણે મારી સાથે વર્તી શકો છો. મારૂં કર્તવ્ય એટલુંજ કે તે બધું મારે સહન કરવું. છ વર્ષોથી સહન કરતી આવી છું, કોઇ દિવસ એક થોડોક પણ હુંકાર કર્યો નથી. મારી આંખ સામે, મારી છાતી ઉપર, પરસ્ત્રી સાથે મજા કરો છો, મારાં લુગડાં ઘરેણાં તેને પહેરાવો છો, છતાં એક નિશ્વાસનો શબ્દ પણ તમારે કાને પડવા નથી દીધો. તમારે ઘેરથી કોઇ દિવસ બાપને ત્યાં પણ જવા ઇચ્છયું નથી–એમ ધારીને કે મારા કર્મફળ હું ભોગવું છું. એક દિવસ તમે સુધરી જશો. મને પોતાની પત્ની તરિકેનાં સન્માનથી સાચવશો. પરંતુ હવે સહ્યું નથી થતું. સહન કરવું એ

ઉચિત પણ નથી. તમને જો એમ ખાત્રી હોય કે હું કુલટા છું તો મારો ત્યાગ કરો. મને મારા બાપને ઘેર પહોંચાડો. મારે હવે અહિં રહેવાની ઇચ્છા નથી."

"એનો છેડો પછી વાળશું. એ બધું જે કરવાનું હશે તે આના પછી કરશું. અત્યારે તો કામની વાત એટલીજ છે કે તારૂં શું? તું સાક્ષી પુરીશ કે નહિં?"

"કેટલી વાર કહું? મેં તો કહ્યું કે જુઠું બોલી મારાથી તેને જેલમાં નહિ મોકલાવાય. મારે જો સાક્ષી આપવી પડશે તો હું સાચું જ બોલીશ. કહીશ કે મેંજ તેને હાર આપ્યો છે. તેણે ચોરીને લીધો નથી. તમે જો કરી શકો તો, કોઇ પણ રીતે તે છૂટી શકતો હોય તો, છોડાવો. તે બિચારો ગરીબ–બહુ ગરીબ છે. તેનાં નિરાધાર સ્ત્રી બાળક ભુખે ટળવળતાં હશે. જીવનમાં ઘણાંય પાપો કર્યાં છે. એકાદ પુન્યનું કામ કરો. તેને છોડાવો. તેનાં સ્ત્રી બાળકનાં આશિર્વાદે તમારૂં ભલું થશે. ખોટો અપવાદ શરદનાં વાદળ જેવો. કેટલા કાળ નભશે! તેમ કરવાથી તમને તો કંઈ નુકશાન નહિં થાય કારણ કે તમે તો મોટા માણસ, પૈસાદાર છો."

"હા ખરી વાત, છોડાવી લાવું, અને તમને એક ભાડાનું ઘર લઈ આપું પછી મજા. હું બેટો દલાલ ખરોને!"

જ્યોતિ આ સાંભળી તેમને સમજાવવું વ્યર્થ છે એમ ધારી નિશ્વાસ નાંખતી ઉભી થઈ. "હે પ્રભુ! દયાળ!" કહેતી બાજુના ઓરડામાં ચાલી ગઇ.

બિહારી જ્યોતિ સાંભળે એમ મોટેથી બબડયો, "આનું વેર વાળું ત્યારે ખરો. એ તો હવે ચોકખેચોકખું સમજાઇ ગયું. ફોજદાર કહી ગયો તે ખોટી વાત નથી. સાળો છાનોમાનો મળતો હશે. તેને જેલમાં ન પુરાવું ત્યાં સુધી આ ઘરનું પાણી હરામ. નાના ઓ નાના! કહી તેણે બુમ મારી.

નાનો ઉપર આવ્યો. આતુરતાથી તેણે પૂછ્યું "કેમ ભાઇ, શું છે? શું કહ્યું?"

"એ તો કોઈ રીતે માનતી નથી."

"પાસેનું સગું ખરૂં ને! સાળી પુતળી આવુંજ કહેતી હતી. કેમ યાદ છે ને? નહિં તો તમે ગમે ત્યાં ફરતા ફરો, તેનાં લુગડાં ઘરેણાં લઇ આવો, મારો, ધમકાવો, છતાં જાણે કાંઈ બનતુંજ ન હોય તેવો ડોળ ઘાલી શાણી ભક્તાણી બની વાંચ્યાં કરે તેનું કારણ આજ સમજાયું ને? તમે બહાર મજા કરો અને ઘરમાં એ મહાલે. જેમ ફાવે તેમ ઉડાડી ઘરની તીજોરી ખાલી કરે. એ બધું જોઇ મારૂં કાળજું તો બળી જતું. તમને કહું કહું એમ થયા કરતું. પણ મારા મનમાંજ એમ આવ્યું કે પાપનો ઘડો એની મેળેજ ફુટશે. થયું પણ તેમજ."

"પણ હવે કંઇ ઉપાય? જે કરે છે તે તો ઘરમાં કરે છે ને? કોઈ બીજો તે જોઈ શકતો નથી ને? પણ જો આ ચોરી પ્રમાણ ન થઈ તો ઘરની અને મારી પૂરી ફજેતી થવાની. લોકોમાં પણ મારાથી ઉંચું મુખ રાખી નહિં ચલાય. સાળાને જેલમાં તો મોકલવો જોઇએ."

"તારી શી ઇચ્છા છે તે કહેને? ફાંસીને લાકડે સુધી પહોંચાડે એવો આ બંદો છે" કહી નાનાએ મુછે તાલ દીધો.

"શા રીતે?"

"જો તારી વહુ મોઢામોઢ સાક્ષી ન પૂરે તો અદાલતમાં તેનો એકરાર લખી લેને?"

"હા, નહિં હોય તો હુંજ એવી ગોઠવણ કરીશ. મામલતદારને અરજી કરીશ કે અમારા મોભા પ્રમાણે અમારે એટલું રાખવું જોઇએ."

"ત્યારે પછી શું? આ સાળી પુતળીને જ લાજ કઢાવી પડદા

ઓથે બેસાડી દેશું. એમ કહીને કે મોટા ઘરનાં વહુવારૂને કોર્ટમાં ઓઝલ જોઇએ. કોને શક જવાનો હતો ? અહિંથી ચાલ બહાર બેસીને પુતળી સાથે એ બધું નક્કી કરીએ."

"હવે બહાર શું કરવા. તેને અહિંજ બોલાવ. ઘરનાં માણસને તો ઓળખી લીધું. હવે કોને ખાતર ? પહેલાં આ બધું પુરૂં થઇ જવા દે. બે દિવસ કંઇ બોલવું નથી, પછી જોઇ લેવાશે. અઠવાડીયામાં બે દિવસ દુઃખ વેઠીને પણ હું એને ખાતર ઘેર જમતો. બસ હવે નહિં જમું. જા પુતળીને અહિંજ બોલાવી લાવ."

નાનો પુતળીને બોલાવવા ગયો. બિહારી બબડતો બેઠો—"સાળો હરામખોર. એ ગોગટો બદમાસ. એનો ક્યાં નેકલાનો વાંક છે ? મારી સ્ત્રીના પણ છાતી કેવી ? મારાજ ઘરમાં મારાજ ઓરડામાં. ગોળીએ ગોળીએ ઉડાડું તોય ક્રોધ ન જાય. ઠીક છે. તેનુંય વેર લઇશ. અને લઉં ત્યારેજ હું મારા બાપનો ખરો બેટો."

પુતળી અને નાનો વાતો કરતા ઓરડામાં આવ્યા. બિહારીની પાસે પડેલી ખુરશીમાં બેસી પુતળી બોલી "કેમ વળી શું કામ પડ્યું ?"

"તારે મારી સ્ત્રી થવું પડશે."

"તે તો થઇછું જ. તમારે માટે તો બધુંય છોડયું. ભાઇ ભાંડુ સાથે પણ બોલવાનું બંધ કર્યું. પ્રેમચંદની ચીઠ્ઠી આવે તે પણ પહેલી તમારા હાથમાં. બંગડીઓ પણ પહેરી. કપાળમાં તમારા નામનો ચાંલ્લો પણ કર્યો. બોલો હવે શું કરવાનું બાકી રહ્યું છે ?"

"કેમ નાનાએ તને નથી કહ્યું ? સાક્ષી પુરવી પડશે."

"નાનો શું કરવા ન કહે ? છેવટે મને પણ જેલમાં પુરવાની પેરવી રચવા માંડી કે શું ? આટલા દિવસો તમારી આજ્ઞામાં રહી તમારા ઉપર પ્રેમ રાખ્યો તેની આ શિક્ષા લાગે છે !"

" તું તો ગાંડી છો. જેલ કંઈ રસ્તામાં નથી પડી. અને તું જઇશ તો હું શું બાકી રહેવાનો હતો ? તું તો મારૂં સર્વસ્વ."

" પણ પહેલાં મારી માને પૂછવું જોઇએ. મા છે ત્યાં સુધી પૂછ્યા વિના કામ ન થાય."

" અરે મૂકને મા વાળી " કહી બિહારી તેનો હાથ પકડી બોલ્યો–" જો કામ પાર પડ્યે એ હજાર શેકડા મુંબઇગિરા. સમજી."

" અરે પુતળી ! પ્રેમ માટે તો લોકો પોતાનો પ્રાણ આપે છે અને તારાથી એટલુંય તેને ખાતર નહિં થાય ? " નાનો આંખથી હા પાડવાનો ઇસારો કરતાં બોલ્યો.

" મેં કોઈ દિવસ તેમની આજ્ઞા ઉથાપી જ નથી. તેમની ઇચ્છા એજ મારે મન હુકમ છે " જાણે વશ થઇ ગઇ હોય તેવો ભાવ કરી પુતળી બોલી.

" હુરરરે ! હુરરરે ! " કરતો બિહારી ખુરશી ઉપરથી કુદ્યો. અને પુતળીનો હાથ ઝાલી ઓરડામાં ઘુમવા લાગ્યો.

નાનો બિહારીને જોતો વિચાર કરતો ઉભો–" ઠીક લગની લાગી છે. હવે આપણું કામ સરે એટલે પત્યું. કારણ કે ભાઇનાં હાંલ્લાં ગગડવાનાં. પછી બંદા અને બંદી પલાયન. "



# પ્રકરણ ૧૦ મું.

## શાન્તા અને સીતારામ.

ઉષા ઉગી હતી. પક્ષીઓ પોતાના માળામાંથી કીલ કીલ
કરતાં પ્રાતઃકાળના સૂર્યને વંદવા જતાં હોય તેમ પૂર્વ દિશામાં ઉડ
હતાં. ઝાડોનાં લીલાંછમ પાંદડા, રહવારનો શીતળ પવન માણસને શાં
અને આનંદ આપતાં. ગામને પાદર એક નાની નદી વહેતી હત
ગળાના બંધ જેના છૂટયા છે એવી ભેંસો પાણી પીવાને તે ત
જતી હતી. માથે પાણી ભરી લાવવાનું બેડું, બગલમાં નાહીને પહે
વાનો સાલ્લો અને હાથમાં લાકડી લઇ તેની માલેકણ ભેંસને હાં
જતી હતી. નદીની આજુબાજુ ખેતરો હતાં. ચારના બોર ઢ
ચીલામાં ચાલતાં ગાડાં, ખેતરમાંથી કોસનો આવતો અવાજ, સ
સાથે ખેડુતનું ગીત, સુસવાટા કરતા પવનની ઝપટ લાગવાથી નાચ
ઓની માફક લળી પડી તાલની ઝુક દેતાં હોય તેવાં ઘઉં ઉગે
ખેતરો, પાસેના ખળામાં ચણુતા મોર, દૂરની ઝાડીમાંથી આવ
બુલબુલનો અવાજ એ બધું માણસને પ્રફુલ્લ બનાવી દે એવું હતું.

ગામને છેડે તરત જણાઇ આવે તેવું માળ વાળું એક ઘર હ
તે માળના વચલા ઓરડાની બારી ઉઘાડી હતી. તેમાં એક :

બેઠેલી હતી. તેના મોઢા ઉપર ચિંતા અને ઉદ્વેગ સ્પષ્ટ જણાઇ આવતાં. તે ઓરડાના ખૂણામાં પાથરેલી પથારીમાં એક પાંચ વર્ષની બાળકી તાવથી પીડાતી ઘેનમાં પડી રહી હતી. તેના ઓશીકે એક પુરૂષ બેઠો હતો. તેઓ બીજાં કોઇ નહિં પણ યોગેશની સ્ત્રી શાન્તા, પુત્રી પ્રભા, અને મિત્ર સીતારામ.

થોડીવારે નિશ્વાસ નાંખતાં સીતારામ તરફ જોઇ શાન્તા બોલી "હવે આમ કેટલા દિવસ ચાલશે? પ્રભાને પણ કંઈ સારૂં થતું નથી. તે પણ આજ બે મહિના થયાં ઘેરથી નીકળ્યા છે. મને તો હવે કંઈ સુજતું નથી."

"એમ તે શી રીતે આવી શકે! પારકાની નોકરી કરવી તે કંઈ સહેલ નથી. રજા મળે ત્યારે અવાયને?" મનવળામણા શબ્દોમાં સીતારામે કહ્યું.

"પણ કાગળ સરખોય ન મળે? ખરચી તો બધી પૂરી થવા આવી. આ દીકરી માંદી. દાકતર વળી દયા કરી ફી લેતો નથી, પણ દવાના પૈસા તો આપવા પડશે ને? ઘરમાંયે સાંભળ્યું છે કે, વધારે વખત નહીં રહેવાય. તેમણે જ મને કહ્યું હતું કે છ મહિનાની મુદત માટેજ છે. શું થશે? હું તો કંઇ વિચારી શકતી નથી. દીકરીને પણ ખોઇ બેસીશ તો તેમને શું મોઢું બતાવીશ? શું કહીશ? અને તે–તે પણ આટલાબધા નિષ્ઠુર થશે? અમારી ખબર નહિં લે? પ્રભાને પણ ભૂલી જશે?" બોલતાં બોલતાં શાન્તા ગળગળી થઈ ગઈ.

"પ્રભા તો ભાઇને પ્રાણ સમાન વ્હાલી છે. તે પ્રભાને ભૂલી જાય એવું બને જ નહિં. મને લાગે છે કે તેમની તબીયત ઠીક નહિં હોય કે પછી કંઇ વિઘ્ન નડયું હોય. નહિં તો એકાદ કાગળ લખીને પણ પ્રભાની ખબર ન પૂછાવે એવું બની શકે જ નહિં."

"બધુંય બની શકે' કહી શાન્તાએ બારી તરફ મોં ફેરવી

આવતાં આંસુ લુંછી નાખ્યાં. પણ જ્યાં આખું શરીર શોક, ચિંત
ભયના તાપથી ઉકળી ઉઠ્યું હતું ત્યાં આંસુઓ રોકવાનો પ્રયત્ન વ્ય
હતો. આંસુ રોકતી રૂંધાતા કંઠે વળી બોલવા લાગી, 'હું જ તેમન
કાળ છું, હું જ તેમના દુઃખનું મૂળ, તેમનું નડતર, બધું હુ જ
માના કોપથી ગામનાં ઘણાંય માણસો મર્યાં પણ મને એકનેજ મો
ન આવ્યું" બોલતાં બોલતાં શાન્તાથી રડી પડાયું.

"ભાભી રડશો નહિ. હું ગમે તેવો ગાંડો ગમાર જેવો હ
મારાથી બધું સહન થાય છે પણ કોઈ રડે તે મારાથી નથી જોવાત
કોઇને રડતાં દેખું તો તરતજ મને મારી મા યાદ આવે છે. મા
મા માંદી પડી મરણના દિવસો ગણતી પથારીવશ હતી. એક દિવ
ઘરમાં કોઇ હતું નહિં તે વખતે તેણે મને પાસે બોલાવી એક ચીંથ
બાંધેલા અઢી રૂપીયા મારા હાથમાં આપી કહ્યું 'બેટા, તને જ્યા
ભુખ લાગે ત્યારે આમાંથી ખાવાનું વેચાતું લઇ ખાજે." મારી
બહુ ગરીબ હતી. આટલું બોલી તેની કાળી આંખોમાંથી બોર બે
જેવડાં આંસુ પડવા લાગ્યાં. હું પણ તેની છાતીમાં મોઢું સંતા
ધ્રુસકે ધ્રુસકે રડ્યો. બે દિવસ પછી મા મરી ગઈ. ત્યારથી કોઇ
પણ રડતાં જોઉં કે તરત જ મને મારી મા યાદ આવે. ભાભી ત
રડશો નહિં. જો ભાઇ કોઇની ખબર નહિં લે અને આ ઘરમાંથ
આપણે નીકળવાનું થશે તો આપણે બધાં તમારા બાપને ઘેર જઈશ
મારે તો આ પણ ઘર અને તે પણ ઘર."

"મેં તેમને એજ કહ્યું હતું પણ તેમણે ના પાડી. જ્યાં સુધ
એ પાછા નહિં આવે ત્યાં સુધી હું તો આ ઘરમાંથી એક ડગલુ
નહિં ભરૂં. નસીબમાં જે માંડ્યું હશે તે થશે."

"ત્યારે ભલે એમ કરો. તમે અહિં રહો. હું એક વખત અમદ
વાદ જઇ તેમની ખબર કાઢી આવું. શરીરે ઠીક ન હોય કે પછી ક

આફત આવી પડી હોય તો તેમનાથી કાગળ પણ ન લખી શકાય. આપણે તો ખબર કાઢવી જોઇએ ને ?"

"મને તો એવું થાય છે કે જો પાંખો હોત તો હમણાં જ શોધી કાઢત કે તે ક્યાં છે ? કેમ છે ? અરે કેમ છે એટલીય ખબર મળે તો તો બીજું કંઈ જોઇતું નથી. તમે એમને એવડા મોટા અમદાવાદ શહેરમાંથી શી રીતે શોધી કાઢશો ? જશો શી રીતે ? ખરચી તો જોઇશે ને ? તે દિવસે ઘડો વેચ્યો. બે રૂપીયા આવ્યા ત્યારે તો પ્રભાને જોવા ડાકટરને બોલાવાયો !"

"ખરચીની ગોઠવણ હું કરીશ !"

"શી રીતે ?"

"જે દિવસે તમે ઘડો વેચ્યો તે દીવસે જ મને તમારી સ્થિતિ સમજાઇ. મનમાં લાગ્યું કે આમ બેઠા બેઠ રહી તમારૂં હોય એ ખાઇ જવું તે ઠીક નહિં. પ્રભાનો તાવ ટળાય, ભાઇની ખબર મેળવાય એનો ઉપાય તો કરવો જ જોઇએ ને ? અને હું પુરૂષ ઘેર બેઠો રહું અને તમે ઘરમાંની ચીજો વેચો તે મારાથી કેમ જોયું જાય ? તે દિવસે તમારી પાસે જે બે દિવસમાં આવવાનો વાયદો કરી ગયો હતો અને કહ્યું કે મારી માશીને મળવા જાઉં છું પણ ગયો હતો મારે ઘેર. મારા બાપ દાદાના વખતનું એક આંબાવાડીયું હતું. આંબામાં 'મીયોર' પેઠા હતા. એવા વનને રાખીને શું કરવું ? એવડા મોટા મોટા આંબા હતા—

"હેં ! હેં ! તેનું શું કર્યું ? કાપી નાંખ્યા ?" અધિરાઇથી શાન્તા બોલી ઉઠી.

"કાપવાની તે ખટપટમાં કોણ પડે ? અમારા ગામના પટેલની કેટલાય દિવસથી તેના ઉપર આંખ હતી, તેને આપી દીધું. અને રૂપીયા સો ગણી લીધા. બસ ! ગામની સાથે છેવટના છેડા છુટકા કરી નાંખ્યા." કહી તે ઉઠ્યો અને એક પેટી ઉઘાડી તેમાંથી રૂપીયાની

પોટલી કાઢી શાન્તાના હાથમાં આપી બોલ્યો, "આને ઠેકાણે મૂકજો, હવે પ્રભા માટે ડાકટરને બોલાવાશે, દવા થશે, અને પેટમાં અનાજ જશે. વળી કેરીની મોસમ ચાલી આવે છે. બીજાના ભાગમાં થોડા આંબા છે. હજી કેરી પાકશે એટલે બધુંય દુઃખ દૂર."

"તમે મને પૂછ્યા વિના આ બધું શું કરી નાંખ્યું ?" દીલગીર થઇ શાન્તા બોલી.

"જે કર્યું છે તેનો હિસાબ ભાઈ લેશે. તમે સ્ત્રી જાત તેમાં ન સમજો."

"તમે વળી કે' દિવસના પુરૂષ થયા ?" હસતાં હસતાં શાન્તા બોલી.

"માણસો સાથે કામ પડવાથી ધીમે ધીમે પુરૂષ થતો આવું છું. સમજ્યાં ભાભી ?"

"ધીમે ધીમે કેમ ભાઇ ! તમે તો ખરેખર પુરૂષ જ છો. જુઓને જેઓ એક ગામના રહીશ, પાડોશી, નાત જાત, એક લોહીનાં સગાં તેઓ તો કોઇ દિવસ બોલાવીને પણ ખબર પૂછતાં નથી. અને એમને જોતાં, એમનાં મોં ઉપરથી તો આપણને એવું જ લાગે કે મનમાં ને મનમાં આપણી સ્થિતિ જોઇ જાણે રાજી ન થતાં હોય ! અને તમે નહિં સગા ને નહિં ગામના. છતાં અમને છાતીએ રાખી રહ્યા છો. જ્યારથી લગ્ન થયાં ત્યારથી આ સાસરીયામાં કોઇએ તમારા જેવી-દીયર કહું તો પણ તમે અને ભાઈ કહું તો પણ તમે-મારી સંભાળ રાખી નથી. દીયર, સાસુ, નણંદ, બાપ, દીકરો જે કહું તે તમે છો. મારા દુઃખે દુઃખી અને મારા સુખે સુખી. જેનું કોઈ નથી તેના તમે છો. તમે તેનો આદર કરો છો, સ્નેહ રાખો છો, મમતા રાખો છે. છેવટે પોતાનું સર્વસ્વ લેશ પણ દુભાયા વિના અમારે ખાતર વેચી પણ નાંખ્યું. ભાઇ તમે 'પુરૂષ' નથી 'મહા પુરૂષ'

છો હું રૂપીઆ લઉં છું. પ્રભા બચશે તો એ તમારી, મારી નહિં. કહી શાન્તાએ પાલવથી અશ્રુ લુછ્યાં.

"અને ભાઇ તો હવામાં ! પ્રભા તો તમારીયે નહિં, અને મારીયે નહિં. એ એના બાપની. પ્રભા બચે એટલે બધુંય. હવે એક કામ કરો. ગમે તેમ કરી થોડા દિવસ એકલાં રહો. હું પ્રભા માટે ડૉક્ટર અને દવાની વ્યવસ્થા કરતો જઇશ. એક વખત અમદાવાદ જઇ આવું, ભાઇની ખબર કાઢી આવું. મારા મનમાં વારે વારે એમજ થયા કરે છે કે એમનાં ઉપર કંઇ આફત આવી પડી હોવી જોઇએ."

દીયર ભોજાઇ વાતો કરતાં હતાં, એવામાં 'કાગળ' કહી ટપાલીએ બૂમ મારી. સીતારામ ઉતાવળે દાદર ઉતરી દોડતો કાગળ લેવા ગયો. શાન્તાએ ટપાલીની બૂમ સાંભળતાં જ મનમાં સંકલ્પ કર્યો–"હે મા મહાલક્ષ્મી! તેમના શુભ સમાચાર હશે તો તમારે પાળે આવી નાળીએર રમતું મૂકીશ. પ્રભા પણ તેમના ગયા પછી એક દિવસ સાજી રહી નથી, બોલતીયે નથી. તેમના શુભ સમાચાર હશે તો અમે સજોડે પ્રભાને પગે લગાડવા આવશું." માતાજીની બાધા રાખી. આશાભરી આંખે દાદર તરફ જોઇ રહી. સીતારામ ગયો તેવીજ ઝડપથી ઉપર આવી શાન્તાને કાગળ આપતાં બોલ્યો "જુઓ જુઓ ભાભી, કાગળ છે. ઝટ લઇને ફોડાય એવો નથી. ઉપર લાખ મારી છેઃ ઝટ લઇને વાંચો અંદર શું લખ્યું છે ?" શાન્તાએ કાગળ ફોડયો. વાંચી સ્તબ્ધ થઇ ગઈ. "આ શો ગજબ? શું થયું? એમ શી રીતે બને!" શાન્તા ગભરાઇ ગઈ. "કોનો કાગળ છે? શું લખ્યું છે? ભાઇનો કાગળ છે? ખુશીમાં છે? કહોને! હાય! હાય! મને કેમ વાંચતા ન આવડયું?" ગાભરા બની સીતારામે ઉપરા ઉપરી પ્રશ્ન પૂછવા માંડયા. છાતીમાં ડુમો ભરાઈ આવવાથી શાન્તા બોલી શકી નહિં. સીતારામ તેમ તેમ હકીકત જાણવા આતુર થવા લાગ્યો. પોતે અભણ હોવાને

લીધે શાન્તાને કાગળ વાંચવો પડયો—તેથી તેની આવી દશા થઇ. પોતા ઉપર ક્રોધ ચઢયો, ક્રોધમાં ને ક્રોધમાં પોતના ગાલ ઉપર બે ત્રણ લપડાક મારી બોલ્યો "હાય! હું શું કરવા ભણ્યો નહિં! શું થયું? હેં ભાભી? ભાઇના કંઈ અશુભ સમાચાર તો નથી ને?"

જેમ તેમ કરી શાન્તા થોડી વારે બોલી "તમારા ઉપર ફોજદારે કાગળ લખ્યો છે."

"શું લખ્યું છે?" આતુરતાથી સીતારામ કાગળ તરફ જોઇ રહ્યો.

શાન્તા વાંચવા લાગીઃ—

"સીતારામભાઇ,

તમારા ભાઈ ચોરીના તહોમત નીચે પોલીસના થાણામાં છે. તમે અહિં આવી તેના મુકરદમાની તજવીજ કરો, ગુન્હો એટલો બધો મોટો છે કે કદાચ જેલ પણ મળે. તમે અહિં આવો તો કંઇક બની શકે" અને નીચે ઠેકાણું છે.

"આમ બનેજ નહિં. આ સાળા કોઈ નીચનું કામ છે" બોલતાં બોલતાં સીતારામથી બેસી જવાયું—"પણ જવું તો જોઇએ."

"અહિંથી ત્યાં પહોંચતાં કેટલા દિવસ થાય?"

"બે દિવસ."

"પહેલામાં પહેલી ગાડીએ પહોંચીએ. હું પણ તમારી સાથેજ આવીશ. પ્રભા માટે દવા અને ખાવાનું સાથે લઈ લેશું. આપણે ક્યાં જઇએ છીએ તે કોઇને કહેશો નહિં."

"ના—તમે પ્રભાને લઇ ઘેર રહો, હું એકલો જ જાઉં. એ જઇને જોવા ધો કે હકીકત કેમ છે, સાચી કે જુઠ્ઠી. કોઇએ કપટથી પણ કાગળ લખ્યો હોય."

"મને ખરૂં લાગે છે. કોઇએ એમને ફસાવ્યા હશે. હું પણ

સાથેજ આવીશ. કોઇ પણ રીતે હવે મારાથી આ ઘરમાં નહિં રહી શકાય. જો જુઠું હશે તો પણ તેમને શોધી શકાશે. જો તમે હા ના કરો તો તમને મારા સમ છે."

"પણ કોઇને પૂછ્યા વિના—

"ના કોઇને પૂછવું નથી. પૂછવા જશું તો ડહાપણ વાપરી શીખામણમાં બે શબ્દો બોલશે કે પછી 'અરરર' કહેશે. ઇશ્વરે જ જવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. હવે બીક શેની ? પ્રભુનું નામ લઈ ઘેરથી નીકળશું. જોઇએ છીએ એ ભીડભંજન આપણી ભીડમાં સહાય થાય છે કે નહિં."

"ભલે ત્યારે" કહી સીતારામ ઉઠયો. પ્રભા માટે દવા લેવા ગયો. શાન્તા સાથે લેવાનો સામાન બાંધવા લાગી.



# પ્રકરણ ૧૧ મું.



## બે દુર્ભાગિનીઓનો મેળાપ.



બપોરનાં ત્રણ વાગ્યાને સુમારે એક બગી બિહારીના બંગલા પાસે આવી અટકી. કોઈ ગૃહસ્થ જેવો માણસ તેમાંથી ઉતર્યો. બંગલામાં આવ્યો. ઓટલા ઉપર બેઠેલા નોકરને પૂછ્યું "શેઠ છે?"

"સુઇ ગયા છે" જવાબ મળ્યો.

"ઠીક" કહી તે નીચેના દીવાનખાનામાં બેઠો.

આવનાર માણસ તે ધીરજલાલ હતો. તેનું અહિં આવવાનું કારણ આપણે તપાસીએ.

બિહારી રંડીબાજ હતો. સ્થાવર મિલકત સિવાયનું બધું તેણે મોજશોખ તથા નાચરંગ અને ખુશામતીઆમાં ઉડાવી દીધું હતું. અને બાકી રહેલું પુતળી–મિથ્યા પ્રેમનાં નખરાંઓથી, નાનો–બિહારીના દરેક કામનો જમણો હાથ બની, પડાવી લેવાની તજવીજમાં હતાં ને બંનેની એકગાંઠ હતી. રોજ રાતનાં તેમની નિશાચર મંડળી જામતી અને જાણે તેના ભયથી લક્ષ્મી તે ઘરને ત્યાગી ગઈ હતી. છૂટાં નાણાં પૂરાં થતાં બિહારીએ હાથ આવી શકી તે ચીજો પણ ઠેકાણે કરી

અને બીજો ઇલાજ ન રહ્યો ત્યારે દેવું કરવા મંડ્યો. પણ ધીરનારની ધીરજને કોઈ બેહદ બનાવી ન શકે. માગનારાના તગાદા સખ્ત થવા લાગ્યા. નોટીસો પણ આવી. બેશરમ બિહારી તેમાંથી બચવાનાં પ્રયત્નમાં રહેતો. જ્યારે કોઈ રસ્તો રહ્યો નહિં ત્યારે નાનાની સલાહથી સાસુને સમજાવી. સાસુએ ધાર્યું કે આમ કરવાથી જમાઇ ઉપર હાથ રહેશે. તેથી કંકાસ કરીને પણ ધીરજલાલને જામીન બનાવ્યો. બિહારીની તરત વેળાની આફત દૂર થઈ.

આવી સ્થિતિ આવી જવા છતાં પણ બિહારીએ પોતાની કુટેવો જારીજ રાખી. દેવું પતાવવાની તો તેનાં મનમાં જરાય ચિન્તા ન-હતી. જુના લેણદાર આવતા બંધ થયા એટલે નવા કરવા માંડ્યા. ગરજ સરી એટલે સસરાને પણ મળતો નહિં. તેના તરફથી નાનો કોઈ કોઇ વખત મળવા જતો અને બેચાર ગોળ ચટાડવા જેવી વાતો કરી આવતો. "આ કાગળનો વેપાર કર્યો છે એમાં પચીસ ટકા નફો છે. કોલસાનો કર્યો છે એમાં પચ્ચાસ ટકા છે વગેરે વગેરે. એ નફો બધો ભેગો થતાં દેવું તો તેનું અડધું પણ નથી."

બિહારીએ કરેલા વેપારનો નફો આવે નહિં અને ધીરજલાલથી તેનું દેવું ભરાય નહિં. છેવટે છાની રીતે ખબર કાઢયાથી જણાયું કે વેપાર જેવું તો કંઇ છેજ નહિં, અને નાનાની એ સંબંધી વાતો તે માત્ર મોઢાનીજ છે.

હવે ધીરજલાલે કરેલી ભૂલ જોઇ. જમાઇરાજના જામીન થઇ પોતાને માથે કેટલું મોટું જોખમ વ્હોરી લીધું છે તે સમજાયું. તેણે વિચાર્યું કે બિહારીની સ્થાવર મિલ્કતનો અમુક અંશ વેચી તેનું કરજ ફેડી બાકીમાંથી ગુજરાન ચાલી શકે તેવી વ્યવસ્થા કરવી. આથી વકીલની સલાહ લઇ તેના તરફથી સહી કરી શકે (પાવર ઓફ એટર્ની) એવા લખાણ નીચે બિહારીની સહી કરાવવા માટે આવ્યો હતો.

કલાક ઉપર કલાક વીત્યો પણ શેઠ ઉઠયાના ખબર ન આવ્યા. આખરે ધીરજલાલે કંટાળી બહાર બેઠેલા નોકરને પૂછ્યું "તારા શેઠ તે કયારે ઉઠશે ?"

ઘડીયાળ તરફ આંગળી બતાવી નોકરે કહ્યું "આ સામે મૂક્યું છે એમાં ટન ટન ટન એમ છ વખત થશે ત્યારે શેઠ ઉઠશે."

"રોજ છ વાગે ઉઠે છે ? ત્યારે સૂવે છે કયારે ?"

"અરે સૂવાની વાત તો ઘેર ગઇ પણ સવારના પાંચ વાગે તો એમનું ખાવાનું પુરૂં થાય" પોતાના શેઠ બહુ મોટા માણસ છે એવી સામાના મનમાં ખાત્રી કરાવવાના હેતુથી નોકર બોલ્યો.

"આશ્ચર્ય! ત્યારે રાતે એ શું કરે ?"

"સાચી વાત કરૂં તો ભાઇ હું તો અમદાવાદ આવીને બધું ભારે ભારે દેખું છું. અહિં તો શેઠ ઉઠશે એવા કાગળ પતર લઇ પાયખાને જશે."

"કાગળો લઇ પાયખાને જશે ?" આશ્ચર્ય પામતાં ધીરજ-લાલે પૂછ્યું.

"હા. પાયખાનામાં જઇને બીડી પીશે, વાંચશે, પછી નહાશે. ખૂબ અંતર લગાડશે. લુગડાં પે'રશે."

"પછી ?"

"પછી બધા બેસવા આવશે. નાયકા નાચ કરશે. મહેતાજી દારૂ પીશે. બીજા એક ખાન કરીને આવે છે તે પાન બનાવશે. ખાઈ પી, બધા ફરવા માંડશે. કોઇ બસ બોલવાજ માંડશે અને કોઇકિ તો મુંગા મુંગા ચત્તાપાટ પડયા રે'શે."

"રામ રામ. ત્યારે તો ભૂતાવળ જાગતું હશે." હવે આમ કેટલો વખત બેસી રહેવું ? હું જ ઉઠાડું એમ વિચારી નોકરને કહ્યું–"ઉપર કોણ છે ? તું મારી સાથે ચાલ. હું તેમને ઉઠાડીશ."

"મને માફ કરો સાબ. શેઠ મારા ઉપર ગુસ્સે થાય. એવી રીતે જવાનો હુકમ નથી."

"કેમ શા માટે? ઉપર બીજું કોણ છે?"

"શેઠ છે. શેઠાણી છે."

"શેઠાણી!" ધીરજલાલ વિચારમાં પડ્યો. ત્યારે શું જ્યોતિ ઉપરજ છે? નહિંતર બીજી કોણ શેઠાણી? હવે ઉપર જવામાં અડચણ નથી ધારી નોકરને કહ્યું તારા ઉપર શેઠ ગુસ્સે નહિં થાય. તું મારી સાથે ચાલ નહિંતર ઉપર જઇ ખબર આપ કે હું આવ્યો છું. તું અહિંયા નવો રહ્યો લાગે છે એટલે ઓળખતો નથી, હું કોણ તે તું જાણે છે? હું શેઠાણીનો બાપ–

"હેં હેં" કરી નવાઈ પામતો નોકર હાથજોડી કરગરી પડ્યો, "મને માફ કરો, સાબ! શેઠાણી મારા ઉપર ગુસ્સે થશે. તમારે પગે લાગુ બાપજી! માફ કરો!"

"એમા તારો શો વાંક? તું તો મને ઓળખતો નથી."

"શેઠાણી સાંભળશે કે એમના જનમદાતાનું મેં અપમાન કર્યું તો મને નોકરીમાંથી કાઢી મેલશે."

"ના, ના. નોકરીમાંથી નહિં કાઢે. તું ચાલ."

"શેઠજી, આપતો મોટા ભાગ્યવંતા છો, નહિંતો આવી દીકરીઓ તમારે ઘેર ન હોય. ઘણાંયની દીકરીઓ અહિં આવે છે, પણ આપની દીકરીનાં ઘરેણાં, લુગડાં અને નાચ તો બધાય વખાણે છે. શેઠ તો એમને કેટલોય પ્રેમ કરે છે. આપ એના બાપ થતા હો તો તેમને કહેજો કે મને બક્ષિસ આપે."

ધીરજલાલ નોકરનું બોલવું ન સમજી શક્યો. તે ગુંચવાડામાં પડ્યો કે "આ શું બકે છે? ત્યારે ઉપર છે તે જ્યોતિ નહિં?"

ધીરજલાલને વિચારમાં ઉભેલા જોઇ નોકરને શંકા ગઇ. તે બોલ્યો. "શેઠ હું ખબર આપી આવું છું કે શેઠાણીનાં બાપ આવ્યા છે. આપ ખરેખરા શેઠાણીના બાપ છો કે કોઈ દલાલ છો?"

"પાજી! હરામખોર! શું બકે છે તેનું કંઇ ભાન છે? જેવા શેઠ તેવા નોકરને?" બોલતાં બોલતાં ગુસ્સામાં આવી જઇ નોકરને એક બે થપડાક લગાવી દીધી.

આતો કોઈ ગાંડો માણસ છે એમ નોકરને લાગ્યું. તેણે બૂમો પાડવા માંડી "ભૈયાજી-ભૈયા-મને મારે છે બચાવો."

ધીરજલાલે ક્રોધ ચઢવાથી બીજી બે ત્રણ લગાવી દીધી. નોકરે પણ બૂમો મારવાનું જારી રાખ્યું. "આ શેની બૂમ? ચોર આવ્યો કે શું?" એમ ધારી પુતળી અને બિહારી ઉપરથી દોડતાં નીચે ઉતરી આવ્યાં. તેમને જોઇ નોકર બોલી ઉઠયો–"શેઠાણીનો બાપ દારૂ પીને આવ્યો છે, મને મારે છે."

"કોણ? કોણ?" ધીરજલાલ તરફ જોઈ બિહારી ચમકયો.

"એવો વળી કોણ છે કે મારો બાપ બની આવ્યો છે" કહેતી પુતળી પણ બહાર આવી. પુતળીને જોઈ નોકર તેને પગે પડી બોલ્યો "શેઠાણીબા, તમારા બાપે મારા હાડકાં ભાંગી નાખ્યાં."

"ભારે ગોટાળો થયો" બિહારી ગુંચવાયો અને પુતળીને જવા ઇશારો કર્યો. પુતળી અંદર જઇ બારણા પાછળ ભરાઇ હવે શું થાય છે તે જોવા લાગી. નોકર બહાર બેઠો.

બિહારી ધીરજલાલ તરફ જોઇ જાણે તેમને અત્યાર સુધી ઓળખ્યા નહતા એવો ડોળ ઘાલી બોલ્યો "કોણ? કોણ–આપ–આપ–આમ અચાનક ખબર આપ્યા વિના?"

"જે થયું તે સારૂં થયું છે. યોગ્ય શિક્ષા થઇ છે. મોટું ઘર જોઇ, પૈસાદાર વર જોઇ જમાઇ કર્યો. અધર્મથી કર્યો નહિં, સમા-

જની દરકાર રાખી નહિં, આગળ પાછળ જોયું નહિં તેનું ફળ મળ્યું છે." તેને કાલિદાસ સાંભર્યો "કાલિદાસ! તું તો સ્વર્ગમાં છે પણ દુ:ખી થઇશ નહિં. તું સાચો બ્રાહ્મણ હતો તારો શાપ ફળશે. નહિં-તર જ્યોતિ આટલા વર્ષો થયાં વિધવા કેમ ન થઇ?"

સસરાનો ક્રોધ શાન્ત પાડવા બિહારી બોલ્યોઃ "આપ કંઈ-પણ ખબર આપ્યા વિના આવ્યા તેથી આમ બનવા પામ્યું."

"સારૂં જ થયું છે નિર્લજ! બદમાસ! હજીપણ મારી આંખ સામે ઉભો રહી મારી સાથે બોલી શકે છે? લોકો દારૂ પીએ, વેશ્યા રાખે. પરંતુ પોતાનું ભદ્રાસન–જે ભદ્રાસનની ચારે બાજુએ તારા પિતા પિતામહના આત્મા પોતાના વંશજ પાસેથી એક ચાંગળુ પાણીની આશાએ ચાતકની માફક જોઇ રહ્યાં છે, જે ભદ્રાસન તારી સતી લક્ષ્મી મા, દાદી, કાકીની ચરણરજથી તીર્થ જેવું પવિત્ર બની રહ્યું છે તે આ ભદ્રાસન–તારા કુલદેવતાનું હંમેશની પૂજાનું મંદિર–તું આ વેશ્યા રાખી કલંકિત કરે છે! તારા માથા ઉપર આકાશ કેમ તૂટી પડતું નથી! જ્યોતિ મરી કેમ ન ગઇ! હું પણ ગાંડો શું કામ ન થઇ ગયો!"

"થશો ધીમે ધીમે થશો." બિહારી મનમાં બોલ્યો.

"મોટા માણસ જોઇ દીકરી આપી જાણ્યું કે સુખમાં રહેશે. સ્ત્રીની શીખામણથી કર્ત્તવ્ય ભૂલ્યો. તેનાં ફળ હવે ચાખવાનો વખત આવ્યો. સાંભળ, નરાધમ! તારો જામીન થવાથી આજ હું દેણદાર થઇ બેઠો છું. તું જો તારી સ્થાવર મિલ્કત વેચી પૈસા નહિં ભરે તો મારે ભિખારી થવાનો વખત આવશે. હજી પણ તારી મિલ્કત વેચી બાર આના તરિકે દેવું પતાવી શકીશ. તેમ કરીશ તો હું પણ બચીશ અને તારે પણ ખાવા પૂરતું રહેશે. વકીલની સલાહ લઈ એટલા માટે જ હું આવ્યો છું. જો ભવિષ્યમાં તારૂં શુભ ઇચ્છતો

હો. તો કાલે જ એને ઘેર જજે. હું પણ તને ત્યાં મળીશ." કહેતો ગુસ્સામાં ને ગુસ્સામાં ધીરજલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

તે ગયો. ગાડીમાં બેઠો અને તેની ગાડી આંખ આગળથી દૂર થઇ ત્યાં સુધી બિહારી તેને જોતો બડબડતો ઉભો. "મોટું લેકચર આપી ગયો. મોટા શેઠ છીએ; મિલ્કત શી રીતે બચાવવી એ અમને નહિં આવડતું હોય કે એની સલાહથી કામ કરવું પડશે! શું કરવા જામીન થયો હતો? કોણે કહ્યું હતું? કાગળનો દર ઘટી ગયો નહિં-તર લાભ થાત તો કંઈ નહોતું! ઘરમાં સ્ત્રી રાખી એમાં તે શું મોટું થઈ ગયું? મારી સ્ત્રી તે પણ સ્ત્રી અને વેશ્યા પણ સ્ત્રી. એમાં તફાવત શો? જરા આકાર ફેર. કોઈ મગસનાં ચોસલાં હોય અને કોઇ લાડવા હોય. તર્ક કરવો છે? આવી જા. લૉજીક અમને શું નહિં આવડતું હોય?" બીડીના ધુમાડા સિવાય વિચારના ધુમાડા આગળ ન ચાલ્યા. બહાર બેઠેલા નોકરને બૂમ મારી કહ્યું "ભીખીઆ! ઉપરથી બીડી લઇ આવ."

"મારો શો વાંક? હું શી રીતે ઓળખું? ઘણાં માણસો આવે છે. બધા વીંટી અને સોનાના અછોડા પહેરી દલાલી કરે છે," આવું બોલતો બોલતો ભીખો દાદર ઉપર ચઢ્યો. બિહારી પણ તેની પાછળ જ ધબધબ કરતો ગયો અને કોચ ઉપર લાંબો થઇ પડ્યો. પુતળી તેના પગ ખોળામાં મૂકી કોચને બીજે છેડે બેઠી. બંને જણ ધીરજલાલની મશ્કરી કરવા લાગ્યાં. થોડીવાર પછી નાનો અને બીજા મિત્રો આવી પહોંચ્યા. બંનેએ બનેલો બનાવ રસપૂર્વક અથઇતિ કહી સંભળાવ્યો. બીજાને આમાં રસ ન આવ્યો. "ચાલ ભાઇ ચાલ! નકામા ટાયલાં કરતો. રાત થોડી અને વેશ ઝાઝા" કહી એક જણ ઉઠ્યો અને નરઘાંને તાલમાં લાવવા બેઠો.

બીજાએ ઉઠી સારંગી લીધી.

"અરે ભાઇ! પહેલાં સૂરા દેવીનું તો આવાહન કરો!" ત્રીજો બોલ્યો.

"અરે, જમાલીયો ક્યાં ગયો? કબાટમાંથી આજે જ આવેલા શીશા કાઢ" બિહારીયે હુકમ કર્યો.

જમાલે શીશા અને પ્યાલીઓથી ભરી એક તાસ બધાની વચમાં લાવીને મૂકયો.

નાનો પ્યાલીઓ ભરવા મંડયો અને પુતળી બધાને આપવા લાગી.

"જય મંગલમ સૂરા દેવીઅમ" કહી પહેલાએ પ્યાલી ખાલી કરી.

બીજાએ પુતળીની જે બોલાવી પ્યાલી ખાલી કરી.

ત્રીજાએ બિહારીની જે બોલાવી. નાનો અને પુતળી સામસામું જોઇ હસ્યાં.

"હં! પુતળી! હવે છોડ!" બિહારી બોલ્યો "એવું તો ગા કે બસ—'રોતે રોતે ગુજર ગઈ જવાની'—કહી રાગ તાણ્યો.

"ના ના એમ નહિં," નાનાએ કહ્યું, "પેલું ગા 'પ્રેમની પ્યાસ ન છીપી આ જીંદગીમાં.'"

"નાના શેઠ! પ્રેમની પ્યાસ કોઈ દિવસેય છીપતી હશે? આપ તો મોટા ઝવેરી છો એટલુંય જાણતા નથી?" પુતળીએ કહ્યું.

"જાણું છું બાઇજાન! ઝવેરી તો ખરોજને! નહિંતર આ વખતે તારી માને શોધતો ફરૂં?" નાનાએ કહ્યું.

"મર મૂર્ખા!" પુતળીએ તેને ધક્કો માર્યો.

"આ શું? નાના" બિહારી બોલી ઉઠયો.

"નકામી વાર લગાડે છે. ગાવા દે એને. તારૂં જીવન સંગીત-

મય નથી. બરોબર ગાયન ગાવાની વખતે જ નકામો બબડાટ કર્યા કરે છે. ગા પુતળી એવું તો ગા—

"એવું તો ગા—"નાનો વચમાં બોલ્યો કે જેના ભાવમાં દારૂ, ભાષામાં ડોલન, ઝંકાર વિલાયતી અને મૂર્છના—

"અરે ભાઇ! અમે તો શુદ્ધ ગુજરાતી, અમારે વિલાયતી ન જોઇએ" પહેલો બોલ્યો.

"પણ આ તો વિલાયતી જ જોઇએ" બીજો બોલ્યો.

"અમે તો ભાઇ દેશી અને વિલાયતી ભેગું કરી મોડરેટના જેવો રસ્તો પકડશું. વચલા રસ્તે ચાલશું." ત્રીજાએ કહ્યું.

"પુતળી તું ગીત નહિં ગાય ત્યાં સુધી કોઇ છાનું નહિં રહે. ાના! તું સુર આપ."

"અરે નાનીયો બેટો સુર આપવામાં શું સમજે. ગધેડા જેવો છે. કુંભારનાં ઢફણાં ખાવામાંજ સમજે. લાવ ભાઇ! આ તરફ હારમોનીયમ હડસેલ" વાજું પાસે લઇ વગાડવા અને સાથે સાથે ગાવા લાગ્યો. સા...રી...ગ...પ...ધ...રે...રે...રે......દારૂ પીધાનો શો ચડવાથી સ્વર તૂટ્યો અને લાંબો થઇ જમીન ઉપર ઢળી પડ્યો.

નાનો આ બધા ઉપર નજર ફેરવતો પોતા પાસે હારમોનીયમ તાં મનમાં બોલ્યો:—"આમ કેટલા દિવસ ચાલવાનું છે? દેવાળું ફુંકવાની તો વાર નથી. હવે અહિંથી ઉડી બીજી ડાળીએ બેસવું પડશે.—"હં. ચાલો બાઈ સાહેબ" કહી સુર આપ્યો.

"જરા નીચો સુર આપો. ગળું બેસી ગયું છે."

"હાય! હાય!"

"કાલ બપ્પોરે મારે ઘેર આંટો મારવા જવું છે. તું મારી સાથે આવીશ ને? મારૂં માથું ખાવા!" બધા સાંભળે તેમ પુતળીયે પૂછ્યું.

"મારા અંતરની વાતો તને કેમ કરી કહું,
નિત્ય નવી નવી વેદનાઓ એકલી હું સહું"

નાનાએ ગીતમાં જ ઉત્તર આપ્યો.

"નાનો પણ પાગલ થઈ ગયો લાગે છે; લાવ હું જ હારમોનીયમ વગાડીશ." કહી બિહારીએ હારમોનિયમ પોતા તરફ ખેંચ્યું. નાનાએ પકડી રાખ્યું. "ના, ના, હું જ વગાડીશ. ગા પુતળી ગા."

પુતળીએ આલાપ સાથે ગીત શરૂ કર્યું.

"સાંવરી સુરત જડ ગઈ
હમારે નૈનમેં,
રાત દિન પલ પલ ખટકત હૈ
મન ન ધરત કછુ ધીર,
હમારે નૈનમેં."

ભૂતાવળ ખરેખરૂં જામ્યું હતું. જમાઈરાજ તો અહિં આનંદમાં બિરાજતા હતા. પણ સસરાજી તેમનું વર્તન અને પુત્રીનું દુઃખ જોઇ પોતાની બુદ્ધિને ધિક્કારતા લમણે હાથ દઈ કોણી ટેબલ ઉપર ટેકવી વિચાર કરતા દીવાનખાનામાં બેઠા હતા. એટલામાં બારણું પછાડતી પગના ધમધમ અવાજ કરતી પનોતિ અંદર આવી તેની સામે નીચે જાજમ ઉપર પલાંઠી વાળી બેઠી. છીકણીની ડાબલી ઉઘાડી અંદરથી ચપટી ભરી બોલી "કેમ પછી શું કરી આવ્યા?"

"તારૂં કપાળ" ગુસ્સામાં જ ધીરજલાલ બોલ્યો; "જમાઇને લીધે ભીખારી થયો. તું જા તારા બાપને ઘેર, અને હું જઇશ કાશીએ. ઘણાંય સદાવ્રત ચાલતાં હશે. તેમાં જઈ નામ નોંધાવીશ."

"હાય! હાય! એટલું બધું શું થયું?" છીકણી સુંઘતા પનોતી બોલી.

"બીજું શું થવાનું હતું! જમાઈ તો શેઠીઓ કહેવાય. દેવું પતા-

વતાંયે રોટલા ખાવા જેટલું બચત. પણ તેમ કરવા એ ખુશી નથી. મારૂં તો સર્વસ્વ જાય છે. પગાર મોટો પણ જમા ખરચ બે સરખું ઉતરતું. મિલ્કતમાં તો ઘર અને થોડી જમીન. નોકરી તો જામીન થયા ત્યારથી ગયા જેવી જ છે. બાકી ખાતે મીંડું."

"શું કરવા જામીન થયા હતા? કોણે કહ્યું 'તું? આગવું ને આગવું ડહાપણ વાપરે અને પછી મારા નામનો છેડો વાળે," પનોતિએ ભવાં ચઢાવી કહ્યું.

"એટલામાં બધું ભૂલી ગઇ? જામીન થયા હોત તો પણ આવી દશા ન થાત. જો કાલિદાસ સાથે છેતરપીંડી ન રમ્યા હોત, તારી વાત ન સાંભળી હોત— મોટા શેઠને જમાઇ કરવા ન નાચ્યો હોત—તો. મોટા માણસને જમાઇ કરવાથી પાંચમાં પૂછાતા થઈશું, સારાં સગાં મળશે એમ ધારી ધર્મ ન જોયો, સમાજની દરકાર રાખી નહિં, હિતાહિત ન વિચાર્યું તેનાંજ ફળ ભોગવવાનો વખત આવે છે. શરૂઆત થઈ ચૂકી છે. કયાં એનો અંત આવશે તેજ જોવાનું છે." કહેતો ધારજલાલ ઉઠ્યો અને દીવાનખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યો.

'કાલિદાસ–જાન' એ પ્રસંગ યાદ આવ્યો. ફરતો ફરતો અટકી જઇ બારીમાંથી આકાશ તરફ જોઈ પનોતિ સાંભળે તેમ અજાણતાં બોલાઈ જવાયું "કાલિદાસ! તું ખરેખર સાચો બ્રાહ્મણ અને હું ચંડાળ, બાયલો, પૈસાદારનો ખરીદેલો ગુલામ. તારો શાપ ફળશે–ફળશે જ."

પનોતિ પૂરૂં સમજી નહિં પણ 'બાયલો–ગુલામ' એવા શબ્દો કાને પડયા. જાણ્યું કે મારા બાપને ગાળો દે છે. તેનાથી ન સંખાયું. જરા ઉંચો સુર ચઢાવી તે બોલીઃ "બહુ ધમપછાડા કરવા માંડયાને? બાયલો ગુલામ એવું બોલી મારા બાપને શું કરવા બદનામ કરો છો? આટલું બધું ગુમાન હતું તો મોટે ઘેર પ્રરણ્યા'તા શું કરવા?

મહિનો આપી ભણાવ્યા, ઘર મંડાવી આપ્યું એનોજ બધોજ વાંક! નિમકહરામ બીજા કોને કહેવાય ?"

"ભૂલ્યો, મહામાયા! ભૂલ્યો. ભૂલી ગયો કે તું મારો ધણી અને હું તારી સ્ત્રી! તારી પાસે એવું બોલવું એ વ્યાજબી નહિં. મારીજ હઠથી–મેંજ પીઠી ચોળેલી દીકરી પૈસાનાં લોભે એક વાંદરાને પરણાવી બઇને? પાજીને! હરામખોર બદમાસ! ઘરમાં વેશ્યા રાખે, મારે કુટે તો પણ ગરીબ ગાય જેવી દીકરી પીયર પણ આવવા ન ઇચ્છે. તારી હઠથી, તારી સલાહથી આઘુંપાછું જોયા વિના દીકરીને કુવામાં હડસેલી બાપ થઈ કસાઇનું કામ કર્યું," કરેલાં કામથી પરતાતો ધીરજલાલ ખુરશી ઉપર બેઠો.

આ સાંભળી પનોતિ તાડુકી ઉઠી: "તે જે કર્યું હોય તે! એમાં મને શું સંભળાવો છો! માબાપ તો પૈસાદાર જોઇ પરણાવે. સુખીદુઃખી તો તેનાં જેવા નસીબ. એમાં મારો શો વાંક? હું તો સ્ત્રી જાત. મેં તો કહ્યું પણ તમે માન્યું શું કરવા? આટલું બધું જોર કોના ઉપર? હું તો કોઇનું એક આટલુંય સાંખું એવી નથી. ભીખ માગવી પડે તો માગજો. એમાં મને શું સંભળાવો છો? ઘણું જીવો મારો ભાઈ! કે એનાં જીવતાં મારા પેટની ચિન્તા તો નથી ને! એક તો તાવથી જીવ જાય છે અને ઉપરથી ઝાળ. હાય! હાય! હવે કેમ જીવાશે" કહી પનોતિએ ઠુઠવો મૂકયો.

વાહ વાહ! આદર્શ અબળા! ગુર્જરી સંસારની મહિમાવતી! શી પતિભક્તિ! તારા જેવી કેટલીક હશે! ઘેરેઘેર તારા જેવી જ કેમ ન પાકી જેથી ગુજરાતને વહેલું બાળી સ્મશાન કરી શકાત!

પનોતિએ રંગતાણી રીતસર રોવા માંડયું. ધીરજલાલ ખુરશી ઉપરથી ઉઠયો, માથે પાઘડી મુકી, કોટ પહેરતાં બોલ્યો: "આપને ઘેર જવું હોય તો જા. સાસરાનું અન્ન મને નહિં પચે. હું આ બધું વેચી

સાટી દેવામાં ભરી દઇશ. આટલી ઉંમરે મારાથી જેલમાં નહિં જવાય" કહેતો બહાર જવા નીચે ઉતર્યો.

તેના ગયા પછી પનોતિએ રોવું બંધ કર્યું. છીકણીની ચપટી લઇ સુંઘી ડાબલી ખીસ્સામાં મૂકતાં બડબડીઃ "જાણે હુંજ એનો કાળ હોઉંની! આટલું બધું ધીંગાણું મારી પાસે શું કરવા?" ઉઠી પથારીમાં જઇ સૂતી. જ્યોતિના વિચારો આવ્યા. "દીકરીએ દુઃખ શું તે દીઠુંય નથી. જમાઇનું બધું જશે તો એ કોને બારણે જઇ ઉભી રહેશે? નસીબમાં શું આવુંજ લખ્યું હશે? નાનજાતમાં શું મોઢું લઈ ફરીશું? કાલેજ એને અહિં બોલાવી બધી વાત પૂછી જોઇશ." એવા વિચારો ઘડતી આખરે નિદ્રાવશ થઇ.

બીજે દિવસે સવારમાં ઉઠતાં જ તેણે નોકરને બોલાવી કહ્યું:—"જો બ્હેનને સાસરે જઇ તેમને કહેજે કે બહુ જરૂરનું કામ છે તેથી બા તમને બોલાવે છે."

"ઠીક" કહી નોકર ગયો.

બપ્પોરના જ્યોતિ આવી. માતાને હિંચકે ઉંઘતી જોઇ, ન ઉઠાડી. આજ ઘણે દિવસે તે પીયર આવી હતી. ફરીને ઘર જોવા લાગી. બધું અવ્યવસ્થિત હતું. પોતે અભ્યાસ કરતી હતી તે ઓરડો આવ્યો. કોને ખબર કેમ તેને ઓરડામાં બેસવાનું મન થયુંઃ બેઠી. યોગેશ યાદ આવ્યો. "અહિં બેસી મને એ ભણાવતો. નવી નવી વાતો કહેતો. એ ઉત્સાહ! એ જોમ! એ આનંદ! એ યોગેશ ક્યાં અને થાણામાં નજરકેદ રહેલો હમણાંનો યોગેશ ક્યાં! એની એવી સ્થિતિનું કારણ હું" આંખમાં આંસુ આવ્યાં. ભૂતકાળનાં એની સાથે ગાળેલા પ્રસંગો યાદ આવ્યા. સ્મૃતિની રવાઇએ અંતર વલોવાયું. હૃદયની બંધ ગોળીમાં ઉઠતા ઉછળતા આવેગની અસર સહન ન થઇ. ખુરશીની પીઠ પર માથું નાંખી દીધું. અશક્તની માફક આંખો અર્ધી બંધ થઈ ગઇ. કંઇ સ્પષ્ટ ન થાય તેવું સ્વપ્ન આવ્યું. 'ચંદ્ર સોળે કળાએ

ખીલ્યો હતો. એક ચંડોળ પક્ષી ઝાડની ઘટામાંથી ફડફડાટ કરતું ઉડ્યું. તેની પાછળ બીજું પણ રોતું ઉડ્યું. બધો પ્રકાશ, બધી શીતળતા, બધી શાન્તિ જાણે તેઓ પોતાને માટેજ મેળવી લેવા ચંદ્રની નિકટ પહોંચવા ઇચ્છતાં હોય તેમ ઘણે દૂર ઉંચે ઉડ્યાં. આકૃતિઓ ફેરવાઇ ગઈ. ઉડતાં પંખી દેવ દેવી જેવાં બની ગયાં. શ્વેતવર્ણ, શ્વેતવસ્ત્ર, શ્વેતચાંદની. એ અત્યંત પ્રકાશના તેજના મહાસાગરમાં પહોંચેલા પાસેનું સુખાનું એક બિન્દુ જગતમાં સેવા શાન્તિ અને પ્રેમ પાથરવા જ્યોતિ માનવબાળ માટે માગતી હોય તેમ યાચકની માફક તેમને જોતી ઉભી હતી. પુરૂષ તેને પકડવા મથતો પણ પહોંચી નહોતો શકતો. અચાનક પૃથ્વી ભરીને પડઘો પડ્યો 'દૂર–દૂર–હજી કેટલે?' 'ત્યાં'ના ધીમા ઝણઝણાટે એ પડઘાનો અંત દિગંતોમાં સમાઇ ગયો. જ્યોતિ ઝબકી જાગી. 'ત્યાં' ના પડઘા તેના અંતઃકરણમાં રહી ગયા. એટલામાં નોકરે આવી કહ્યું કે "તમને કોઈ બાઈ મળવા આવ્યાં છે."

"બહાર બેસાર અને કહે કે આવું છું.–અહિં મને કોણ મળવા આવ્યું હશે? હશે કોઈ" કંઈ બહારથી સ્વસ્થતા દેખાડતી અંતરમાં પીડાતા સ્મરણોથી ઘેરાએલી, જ્યોતિ બહાર આવી. આથમતા સૂર્યનો છેલ્લો પ્રકાશ ઝીલતી, નમી ગએલી કમલિનીનાં જેવી બિડાયલા પોયણાં જેવી આંખો જમીન ઉપર ઢાળી મરણને અભાવે જીવતી હોય તેવી, માથું જમણી તરફ ઢાળી, શરીરને હાથથી ઢંકવી એક સુન્દરીને બેઠેલી જોઇ. તેને જોતાં જ્યોતિ કંઇક ચમકી મનમાં બોલી, "આ એજ હતભાગિની હશે તો? એને માટે મારાથી શું થઇ શકશે?"

"આવો" જ્યોતિએ કહ્યું.

ચારે બાજુ વેરાન વનના અંધકારમાં નિરાશ, દિશાશુન્ય જેવા ભટકતાને અચાનક કોઇ માણસનો શબ્દ સાંભળી આશાનાં અંકુર ફુટી તે તરફ જવાની પ્રેરણા થાય તેમ જ્યોતિનાં મુખમાંનાં શબ્દો કાને પડવાથી, નિરાશા અને દુઃખના આવરણોથી છવાએલી, મરણને

કાંઠે પહોંચવા ઇચ્છતી, જગતને જાણે છેલ્લી જ વખત જોવું હોય તેમ શાન્તાએ પૃથ્વી ઉપરથી આંખો ઉચકી જ્યોતિ તરફ જોયું.

અચાનક રાત્રિના ઘનઘોર આકાશમાં વીજળી ઝબુકી ભૂલા પડેલા પાન્થને કેડી નજરે પડે, રણમાં રઝળતા તૃષાતુર માણસને પરબ દેખાય, દાવાગ્નિમાં સળગતાને ચંદ્ર તારા એ બધી પેલે પારની દુનીયાંને માણસ મરણ પછીની શાન્તિ દેખતું હોય તેથી મનમાં જે થાય તેવું જ્યોતિને જોતાં શાન્તાને થયું. કોઇ દેવીના પ્રભાવથી આસુરી માયા લુપ્ત થઇ શાન્તિ અને શિતળતા વ્યાપે અને એ શાન્તિમાં અનેક વ્યથિત રાતોના ઉજાગરા વેઠયા પછી આવેલી ઉંઘથી જીવને જે આરામ મળે તેવો આરામ જ્યોતિને જોતાં શાન્તાના મનમાં થયો. શંકાને સ્થાને શ્રદ્ધા જન્મી. અચાનક તેના મનમાં વિશ્વાસની લાગણી આવી, અને લાગ્યું કે અહિંથી જરૂર મદદ મળશે જ. જે હેતુસર તે આવી હતી તે બીજી કંઇપણ વાત કાઢયા વિના તરત કહેવા લાગી: "તમે તો મને નહિં ઓળખતા હો. તમારા ઘરમાં ચોરી કરવાના તહોમતથી કેદી થએલાની હું પત્ની છું. મારૂં નામ શાન્તા. ફોજદાર સાહેબનો પત્ર આવ્યો તે વખતે જ જાણે આકાશ તૂટી પડયું હોય તેમ લાગ્યું. હું, મારી નાનકડી છોકરી, ધર્મબંધુ સીતારામ બેબાકળાં થઇ અહિં આલ્યાં આવ્યાં. ફોજદાર સાહેબની સલાહથી જ હું અહિં તમને મળવા આવી છું. મારો પતિ તમારા પ્રેમમાં ઘેલો હતો તે વાત હું જાણું છું. તમારો તેની સાથેનો પરિચય અને તમારી ઉચ્ચતાને લીધે તેમ બને તે સંભવિત છે. તમને મળવા–જોવા એ કોઇપણ ભોગે તૈયાર થાય, પણ ચોરી કરવાનો વિચાર સરખો કરે એ મને કોઇરીતે સમજાતું નથી; છતાં કમભાગ્યે એ આરોપી ઠર્યા છે. ફોજદાર સાહેબને પણ એમજ લાગે છે. છતાં જે માલ–તમારી મિલ્કત–તેના હાથમાં હતી ત્યારે પકડાયા તેથી એ માલ એમના હાથમાં ક્યાંથી આવ્યો તેનો ખરો ખુલાસો ન થાય ત્યાં સુધી છુટવાની બીજી બારી નથી. એ જેલમાં જશે તેથી અમારૂં તો

થવાનું હશે તે થશે. મરેલાંને મરણનો ભય હોય નહિં. પણ અમે મરતાં છતાં અમારા કુળ ઉપર ચોર હોવાનું આળ રહે એ બહુ જ દુઃખ કરે છે. તમે ધારો તો મને મદદ કરી શકો તેમ છો."

જ્યોતિએ આ હૃદય પીડતી વાત બદલાવવા પ્રશ્ન કર્યો, "તમારી દીકરીને સાથે ન લાવ્યાં?"

"લાવીશ એમ તો થયું હતું પણ તેને તાવ આવે છે, મેલેરીઆમાંથી એકાંતરીઓ થઈ ગયો છે, તેથી સીતારામભાઇને તેની પાસે બેસારી અહિં આવી છું." શાન્તાએ પ્રશ્નનો ઉત્તર પતાવી ચાલુ વાત શરૂ રાખી: "એકલી, વળી સ્ત્રી જાત–એટલે ફોજદાર સાહેબે પોતાના કોઇ મિત્રની ગાડી મંગાવી આપી. ગાડીવાળાને જ તમારા સસરાનું ઠેકાણું કહ્યું હતું. મારી તો બધી વાત તમે સાંભળી. હવે તમને સારૂં લાગે તેમ કરો. એ જેલમાં જશે તો જીવતા પાછા નહિં ફરે. તમે અને તમારા પતિ જો મન ઉપર લ્યો તો તેમને છોડાવી શકો છો. નહિંતર બીજી રીતે છુટવાની આશા નથી."

શાન્તાની દયામણી સ્થિતિ, ક્રોધને બદલે શાન્ત શ્રદ્ધાના સ્વરે આવતા તેના શબ્દો, પતિનો પ્રેમ અન્યત્ર હોવાની પાકી ખબર હોવા છતાં પતિ પ્રત્યે ભાવ, દરિદ્ર થઈ ગઈ છતાં કુલની કીર્તિ જાળવવાની તેની ચિંતા, પોતાને લીધે જ અનેક નિરપરાધિ મનુષ્ય બાંધવોની ઉભી થઈ પડેલી પીડાને લીધે જ્યોતિના મનમાં કંઇના કંઇ સંવેદનો આવી ગયાં. શાન્તાના શબ્દે શબ્દે તેનું દુઃખદ ભાન તીક્ષણ થતું જતું હતું. "શું કરૂં? બધુંય સમજું છું. પણ કંઇ ઉપાય નથી જડતો," થોડીવાર રહીને નિરાશ સ્વરે તેણે કહ્યું અને નિસાસો નાંખ્યો. વળી બોલી, "જે સ્થિતિમાં તમારા પતિ પકડાઇ ગયા છે તે જોઇને તો સૌ કોઇને ક્રોધ ચડે. મારા પતિને પણ વિશેષ ક્રોધનું કારણ એજ. જો હું એ બાબતમાં વચ્ચે પડું તો પણ દુઃખ? શું જોઇને વચ્ચે પડું? તેઓ શું ધારે? દુનિયાં શું કલ્પે? શું બોલે?" આટલું કહી વળી તે ચુપ થઈ ગઈ.

"હું બધું સમજું છું. તમારી સ્થિતિ અતિ વિષમ છે, પણ એથી એક આખા કુળનો સદંતર નાશ થશે. મારા પતિ જેલમાં જશે, અમે બધાં મરી જશું, પણ અમારાં કુળપરનું કલંક નિરંતર રહી જશે. સાચું હોય તો ઠીક, પણ આતો ભયંકર અસત્ય છે. મોટા માણસો આબરૂ બચાવવા સત્યને છૂપાવે અને દરિદ્ર અસહાય જરાક ભૂલતાં માણસનું નખોદ કાઢી નાખે તેવી આ સ્થિતિ છે. જરા મારો તો વિચાર કરો. ઉંઘતી હતી ત્યાં ઉઠાડીને કહ્યું કે તારાં લગ્ન છે. કંસાર જમ્યાં તે વખતેજ લાગ્યું કે આમાં ઘી સાકર ભળેલાં નથી, વિષજ છે. ત્યાર પછીનાં વર્ષોમાં તો કેટલુંય ઉલટ પાલટ થઇ ગયું. સસરાજી ગુજરી ગયા. બાકી રહેલી પુંજી દેવામાં ઘસડાઇ ગઇ. પણ મારા પતિમાં મેં શું જોયું ? તેમનું મન કોઈ એક એવાં આકર્ષણથી ખેંચાયેલું રહેતું કે તેમનામાં કોઇ કાર્ય માટે ઉત્સાહ ન મળે. સુખ દુઃખના પ્રસંગોની અસર પણ જાણે તેમને બહુ ન લાગતી. વ્યવહારનું કંઈ કામ કરે તે પણ પુતળાંની માફક. સદાએ ચિન્તાથી ઘેરાએલા. મારા તરફ બેદરકારી બતાવે છે એવું પણ નથી, પરંતુ તેમનું મન જ પોતાના હાથમાં નહિં ત્યાં તેમને શું દોષ દેવાય? તેમની ઇચ્છા, તેમને જે કંઈ થોડાં ઘણાં હતાં તે અમારે માટેજ એ હું જાણું છું. તેથી તેમણે પરાણે મારો ત્રણ મણનો બોજો પોતાની પીઠ ઉપર રહેવા દીધો. જ્યાં સુધી બળ હોય ત્યાં સુધી વહેવોજ જોઇએ. કેટલું દુઃખ થતું હશે તે હું સમજું છું—જાણું છું. પણ સ્ત્રી જાત—શું કરૂં ? અમારા બોજાને લીધે અમદાવાદ નોકરી માટે આવ્યા. તેમને આટલો બધો મતિભ્રમ થશે તે તો હું વિચારી જ ન શકી. એ બધું તો અહિં આવ્યા પછી જ સાંભળ્યું. સાંભળ્યા પહેલાંજ મરી ગઇ હોત તો સારૂં થાત. પણ શી રીતે ? ખોળે દીકરી રહી. પેટનું શુળ—મરી પણ ન શકી, જીવવા પણ ઇચ્છતી નથી. મારે તો બંને બાજુ દુઃખ" બોલતાં બોલતાં શાન્તાથી રડી પડાયું.

"શું કહું? શી રીતે શાન્ત પાડું? કોને માટે દુઃખી થાઉં? એને માટે કે મારે માટે? બંનેમાંથી કોણ વધારે અભાગી? હું કે એ? મારા પતિને સમજાવવાનું કહે છે, પણ તેને તો ખબરે નથી કે તેમનો મારા ઉપર કેટલો સદ્ભાવ છે! આવી સ્ત્રી મળવા છતાં યોગેશ સુખી નથી? મનુષ્યનું મન શું આટલું બધું દુર્બળ હશે? મેં જો તે રીતે હાર પાછો ન આપ્યો હોત તો આટલું બધું થવા ન પામત. ગમે તે રીતે જોઉં તો એની દુર્દશાનું કારણ હું જ! તે બળે છે, તેની પત્ની બળે છે, તેની પુત્રી બિમારી ભોગવે છે, અને હું પત્થરની માફક બેઠી બેઠી જોયા કરૂં છું. એકવાર પ્રયત્ન કરીશ. તેમને હાથે પગે લાગી કરગરીશ, જો કોઇ રીતે તે મારૂં કહ્યું માને અને યોગેશ બચે"—અંતરમાં ચાલતા ધમસાણને દબાવી કૃત્રિમ શાન્તિ ધારણ કરી જ્યોતિ બોલી: "બળ્યાં ઝળ્યાં માણસને બહારથી ઓળખવાનો ઉપાયજ નથી. તમે જે કહ્યું તેના જેવું સાચું મર્માન્તિક દુઃખ બીજું શું હોઈ શકે? ઇશ્વરે તમારે માટે કહેવાનો રસ્તો પણ રાખ્યો છે. તમે મોં બોલી એટલું પણ બીજાંને જણાવી શકો છો. ઘણાંય એવા હશે કે જેઓને તેટલું પણ કહેવાનું સ્થળ નહિં હોય. તમને શું સમજાવું! થોડા પરિચયમાંથી જ સમજાય છે કે તમે બહુ બુદ્ધિવાળાં છો. આદર્શ હિન્દુ સ્ત્રી છો! તમારા જેવી ગુણવતી સ્ત્રી મળવા છતાં તમારા પતિ સુખી ન થયા તે તમારૂં મન્દભાગ્ય. ઉપરાંત તમારા પતિનું પણ દુર્ભાગ્ય. પણ–"

શાન્તા વચ્ચે બોલી ઉઠી: "દીવાના પ્રકાશથી ઘરનું અન્ધારૂં દૂર થાય; પણ મનનું થાય નહિં. તેવી રીતે જ મારૂં છે. હું દીવાનો પ્રકાશ છું તેમના ઘરમાં. તેમના મનમાં તો મારે સ્થાન નથી જ. તમને જ્યાં સુધી જોયાં નહતાં ત્યાં સુધી તમારા વિષે કંઇનું કંઈ ધારતી. પરંતુ આજ તમને જોઇને એમ થાય છે કે શરદ્પુનમનાં ચંદ્ર પ્રકાશથી જેને પૂર્ણ શાન્તિ અને તૃપ્તિ મળી છે તે દીવાના પ્રકાશને વળગી શકે?" કહી શાન્તા જ્યોતિ તરફ જોઇ રહી.

શાન્તાના શબ્દે જ્યોતિનું હૈયું ઉથલપાથલ કરી નાખ્યું. શાન્તાની ઉદારતાએ તેને શરમાવી. કંઈપણ નિશ્ચય ઉપર આવી ન શકી. રડી હૈયું ખાલી કરવાનું મન થયું. વળી વિચાર આવ્યો, "કોને માટે રડું? યોગેશ માટે? શાન્તા માટે? મારે માટે? કે મારા પતિની, મારા માબાપની, મારા કુળની આબરૂ માટે? સગાં માટે રડાય, પણ દુઃખી સ્નેહીઓ માટે આંખમાંથી આંસુ પડાતાં હશે? સમાજથી તે સંખાશે? પણ નિરપરાધિની શાન્તા તેણે શું ગુન્હો કર્યો? નાની બાળકી બાપ વિના ઝુરે—તેણે શાં પાપ કર્યાં? હાર આપી જેલમાં મોકલનાર, આ નિરપરાધિની સતીને દુભાવનાર, બાળકીને છતે બાપે નબાપી કરનાર—એ બધાનું કારણ તો હું." શું બોલવું તે ખબર ન પડી. શરદનું વાદળું ચંદ્રને છુપાવી ન શકે તેમ અંતરનાં એ વિચારો પ્રત્યક્ષ ન થતા હોય તેમ છૂપા પણ ન રહેતા હોય તેમ અસ્વસ્થ ચિત્તે તે બોલી: "ઠીક છે. જોઈશ. પ્રયત્ન કરીશ—જો મારા સ્વામિને સમજાવી શકીશ તો પ્રયત્ન કરીશ—થશે કે નહિં તે કહી શકતી નથી. એક તરફ મારા પતિની આબરૂ અને બીજી બાજુ નિરપરાધિની તમે—તમારી આ સ્થિતિ. મારે પણ બંને બાજુ દુઃખ."

"ના બ્હેન! જોઈશ નહિં. કરીશ જ એમ કહો. આ પ્રસંગે મને ભીક્ષા માગતાં શીખવ્યું. તમારી પાસે હું દીન ભીખારણ બનીને આવી છું. અન્નપૂર્ણાને આંગણે આવી છતાં મારૂં પાત્ર શું નહિં ભરાય? મારે ખાતર નહિં તો મારી બાળકી પ્રભાને ખાતર; અરે! ઈશ્વરને ખાતર એમને બચાવો."

જ્યોતિનું હૈયું બહુ વલોવાયું. આંખમાં આંસુ આવ્યાં. "શું કરૂં? સાચું બોલતાં તો અપકીર્તિ થાય! સમાજમાં શું કહેવાય? લોકો મારો દાખલો આપી વાતો કરે. મારૂં કુળ! માબાપ! મોં ઉંચુ રાખી સમાજમાં ચાલી પણ ન શકે. આતો એક તરફનો વિચાર. પણ આનો? યોગેશનો? એક જણનું તો ખૂન કર્યું અને

બીજાં બેનાં થતાં મારી આંખે જોઉં? એક કુટુંબનો ઉચ્છેદ અને તે મારા હાથથી જ! રે! ન્યાય! જેનું ખૂન થયું તેને જેલ મળે અને હું ખુની ઠંડે કલેજે તે જોયા કરૂં? અન્યાયની નીચે ન્યાય છૂપો રહે તે ઉઘાડો પાડવો મારા હાથમાં નહિં? સાચું બોલું તો ન્યાય મળે પણ અપકીર્તિ? ના, સાચું બોલતાં અપકીર્તિ ભલે થતી. મારે કીર્તિ નથી જોઇતી–

'કીર્તિને સુખ માનનાર સુખથી કીર્તિ મેળવો,
કીર્તિમાં મુજને ન કાંઈ સુખ છે ના લોભ કીર્તિ તણો'

પણ– જગત શું કહેશે? સૌ આંગળી કરી મને બતાવશે! પુરૂષો મારા ભણતર ને વગોવશે. સ્ત્રીઓ મારી સ્થિતિનો ખ્યાલ કર્યા વિના મારા સતીત્વને નિંદશે. પણ સત્ય શું છે તે જાણવાની તરખડમાં નહિં ઉતરે. રે સમાજ! સાચું બોલતાં તારી માની લીધેલી નીતિમાં હું નાપાસ થઇશ, હલકી પડીશ. પણ તેથી શું? તારી નીતિની પોલાણ બખોલમાં હજારો સત્ય ભલે સબડયા કરે, પણ મારાથી તેમ નહિં થાય–

'પોલું છે જગ ને નકી જગતની પોલીજ કીર્તિ દિસે,
પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે.'

એવી પોલી કીર્તિ મારે નથી જોઇતી. ખરી હકીકત જે છે તે ભલે બહાર આવે.

'એ પોલાણુ ત્યજી જનાર કદિ એ કીર્તિ ન પામી શકે,
લોકોની અપકીર્તિમાં હૃદયની સાચીજ કીર્તિ વસે;
એવી કીર્તિ તણું મહત્વ કદિ એ લોકો ન જોઈ શકે,
દેખે નેત્ર ભલે પરંતુ ગ્રહણે ના સૂર્ય ઝાંખો પડે.'

જગત્ ભલે ન જાણે, હું શુદ્ધ છું. મારા એ બળ ઉપર આ જગતમાં જીવતાં સુધી ઝઝુમીશ, પણ જુઠું બોલી–

'તુચ્છ એ કીર્તિને માટે ના ના ખૂન થવા દઉં'

સહીશ એ ડાઘો–

સાચુંજ બોલીશ, વિચાર તો કરી રાખ્યો હતો પણ આજે નિશ્ચય કરૂં છું; તેમ કરતાં મારૂં ગમે તે થાઓ. મારા નામ ઉપર કલંકની છાપ દુનિયાની નજરે ભલે દેખાતી પણ એજ હવે પછીના મારા જીવનનું બળ થશે," મનમાંજ નિશ્ચય કરી તેણે શાન્તાને કહ્યું:

"જા બ્હેન, જો મારે સાક્ષી પુરવી પડશે તો હું સાચુંજ બોલીશ–કહીશ કે એ હાર મેં આપ્યો છે."

જ્યોતિના! શબ્દોમાં શાન્તાને વિશ્વાસ આવ્યો અને મનમાં ધીરજ આવી, "ભલે જાઉં છું" કહી ઉઠી. ચાલતાં તે બોલી, "જો કંઈ સારૂં થશે તો ઘેર જતાં પહેલાં એક વખત મળી જઈશ, નહિંતર આ છેલ્લો મેળાપ છે. તમને મળવાની મારા મનમાં ઘણા વખતથી ઇચ્છા હતી કે કોઇ વખત મેળાપ પણ થશે, પરંતુ આવી રીતે મળાશે તે તો સ્વપ્નેય નહોતું ધાર્યું."

શાન્તા નીચે ઉતરી.

"ગાડી છે કે?" જ્યોતિયે પૂછ્યું.

"હા" કહી શાન્તા ગઈ.

એટલામાં પનોતિ ઉઠી. તેની સાથે અડધોએક કલાક વાત કરી, "બહુ મોડું થઈ ગયું." કહી જ્યોતિ ઘેર જવા ઉઠી. બહાર આવી જોયું તો પોતાની ગાડી ન દીઠી. કોઇ બીજાની ગાડી ઉભી હતી. ગાડીવાનને પૂછતાં માલુમ પડ્યું કે જેમાં શાન્તા આવી હતી તે એ ગાડી હતી. કંઇક ગોટાળો થયો ધારી એ જ ગાડીમાં બેસી, ગાડીવાનને ઠેકાણું કહી પોતાને બંગલે ઉપડી.

બિહારીને પરણાવ્યા પછી તુરત જ ગજી ગુજરી ગઈ હતી

એટલે ગંગા ઘરમાં ઘરડી ગણાતી. રોટલાની લાલચે તે ત્યાં પડી રહી બિહારીના હુકમો ઉઠાવતી. સૌ એને 'જી' કહી બોલાવતાં. અત્યારે તે બંગલામાં એકલી બેઠી બેઠી કામ કરતી હતી. બિહારીએ તેને પૂછ્યું "હમણાં થોડા વખત પહેલાં અહિં કોણ સ્ત્રી આવી હતી?" "એતો તારી વહુનું નામ પૂછતી આવી હતી. કે'તી'તી કે હું ખાખરીએથી એમને ખાસ મળવા માટે જ આવી છું. વહુ તો પીયર ગયાં છે. એટલે એ ઘરનું ઠેકાણું આપ્યું" જીએ કહ્યું. 'ઠીક' કહી બિહારી દીવાનખાનામાં જઈ આમ તેમ આંટા મારતો વિચારવા લાગ્યો: "ખાખરીએથી કોણ આવ્યું હશે? કાલ મુકર્દમો છે. આજ પુતળીની સાક્ષી તો અપાઈ ગઈ. જેલમાં પડે એટલે પત્યું! અને બાયડી–સાળી કેવી બદમાસ! આ બધી છોકરીઓને ભણતાં શીખવાડયું એનું જ આ ફળ. કાલનો દિવસ જાય એટલે ઘરમાંથી કહાડીજ મૂકું. જેથી એનું કાળું મોઢું ફરીવાર જોવું ન પડે."

એટલામાં દોડતાં દોડતાં 'જી'એ આવી કહ્યું: "પેલી સ્ત્રી આવી છે. આપણી જ ગાડીમાં!"

"ત્યારે વહુ પણ સાથે હશે" બિહારી બોલ્યો.

"ના ના, એ એકલી જ છે?"

"એનો અર્થ શો? જા એને બહારના ઓરડામાં બેસાડ."

'જી' ગઈ. બિહારી વિચારવા લાગ્યો:—"કોણ હશે? કોઇ ડીટેક્ટીવ તો નહિં હોય? આમ કરી ખરી હકીકત તો નહિં જાણી લેવી હોય? ફોજદાર સાહેબ પણ બહુ કહ્યા કરે છે. એ એનું જ કારસ્તાન. હું પણ મારા બાપનો ખરો બેટો છું. જોઉં તો ખરો એ ડીટેક્ટીવ!" બિહારી બહાર આવ્યો. શાન્તાને જોતાં જ વિકારીને વિકાર ઉત્પન્ન થયો. "વાહ! વાહ! પરી જ ઉતરી આવી છે ને! ખોટું શું! સાથી થશે" કહી તેની સામે આવી ઉભો રહ્યો. શાન્તા

એને જોઇ ભડકી " હાય! હાય! હવે શું થશે? ક્યાં જવું હતું ને ક્યાં આવી?"

" તમે કોણ છો? " બિહારી બોલ્યોઃ " મારી ગાડીમાં મારે ત્યાં આવવાનું પ્રયોજન શું?"

" ઉત્તર આપ્યા વિના કેમ ચાલે? એકલી–પરપુરૂષ સાથે વાત પણ શી રીતે કરાય? આ વળી શી આફત આવી પડી?" મનમાં વિચારતી ગભરાએલી શાન્તા આમ તેમ ઓરડામાં નજર ફેરવવા લાગી.

બિહારીને લાગ્યું કે આ ઓરડાની તપાસ કરે છે. તે ક્રોધ કરી મોટેથી બોલ્યો " કોણ તું? મારે ત્યાં શું કરવા આવી છો? ઉત્તર આપ્યા વિના અહિંથી જવાનું નથી? જલદી બોલ. કોણ છો?" શાન્તાએ ઉત્તર ન આપ્યો. 'જી'–'જી' કહી 'જી'ને બૂમ મારી.

" 'જી'નું કંઈ કામ નથી. હું કંઈ વાઘ કે દીપડો નથી કે તને ખાઈ જઈશ. કોણ તું?"

" હું બિહારીલાલની પત્નીને મળવા આવી હતી." શાન્તાએ નીચી દ્રષ્ટિએ જવાબ આપ્યો. "અહિં તે ન મળવાથી તેમને પીયર ગઈ. પાછા ફરતી વખતે સરતચૂકથી એમની ગાડીમાં બેસી જવાથી અહિં આવી ચઢી. આપ મહેરબાની કરી ભાડાની ગાડી મંગાવી આપો. જેથી હું મારે ઘેર જાઉં."

" તારૂં ગામ કયું?"

" ખાખરીયા."

" ખાખરીયા? અને મારી સ્રીને મળવા આવી હતી?" બિહારી ડોળા કાઢતો બોલ્યો.

" ત્યારે તમે જ બિહારીલાલ?"

" હા ' મગરૂરીમાં તેણે જવાબ આપ્યો.

" આપનો આમ અચાનક મેળાપ થશે એવું તો ધાર્યું જ ન હતું. શા અપરાધે આપે મારા પતિને ચોર કહી પકડાવી દીધા ? "

" તારો પતિ ? ત્યારે તું યોગેશની સ્ત્રી ? "

" હા. બીજો કંઈ ઉપાય ન હોવાથી હું તમારી પત્નીને મળવા આવી હતી. જો કોઈપણ રીતે મારા પતિને બચાવી શકાય–એ ઉદ્દેશ્યે. તમારી પત્ની સાથે મેળાપ થયો. તેમણે કહ્યું કે મારા પતિને બચાવવા તે તેમનાથી બનતું કરશે. હું પણ આપને હાથે પગે લાગી કહું છું કે આપ તેમના ઉપરનો આરોપ પાછો ખેંચી લઈ અમને ત્રણ જણાંને જીવતદાન આપો. " શાન્તા ધડકતે હૃદયે બોલી.

" ઠીક. હવે સમજાયું " કહી બિહારીએ થોડીવાર મુંગા રહી વિચાર્યું. " એ યોગેશની બાયડી–દગલબાજી–દગલબાજી જ. એ ફોજદારનું જ કારસ્તાન. યોગેશની સલાહથી એણે આને એ જાણવા જ મોકલેલી કે મારી સ્ત્રી સાક્ષી આપશે કે નહિં. બસ–માથા સાટે માથું. ઠીક વેર લેવાશે. જો–ના–એને મૂકું જ નહિ. એતો એમજ." જરા ખુંખારો કરી તે બોલ્યો: " તારા ધણીએ શું કર્યું છે તેની ખબર છે ? "

" સાંભળ્યું છે " શાન્તાએ નીચી નજરે જ જવાબ આપ્યો.

" તારો ધણી મારી સ્ત્રીનો જાર છે, અને એટલે સુધી એની હિંમત કે મારા જ ઘરમાં–એ સાળો ચોર–લંપટ-બદમાસ તેનું ખુન કરૂં તોપણ દાઝ ન હોલાય. " ક્રોધમાં બિહારીએ મુઠ્ઠી વાળી.

" હું અહિં પતિનિન્દા સાંભળવા નથી આવી, ભિક્ષા માગવા આવી છું " શાન્તા ધીમેથી બોલી: " કંઈક ભૂલથી તેમણે આવું નીચું કામ કર્યું. આપ તેમને બચાવો. નહિંતર આ જગતમાં ઉભા રહેવાનું પણ અમારે સ્થાન નહિં રહે."

" ન રહે એમાં મારે શું? તમારે અને અમારે શું લાગેવળગે? જેણે મારી સ્રીને કલંકિત કરી છે—જેલની શિક્ષા તો એને માટે બસ નથી. તું બેસ. હમણાં હું આવું છું " કહી બિહારી દોડતો બીજા ઓરડામાં ગયો.

શાન્તા ચોતરફ બહાર નીકળવાનો રસ્તો શોધવા લાગી. "શું કરૂં? ક્યાં જાઉં? શું કરતાં શું થયું? અહિં ક્યાંથી આવી ચઢી? અહિંથી નીકળવાનો ઉપાય? જ્યોતિ સાથેની વાતોથી ચિત્ત ઠેકાણે ન રહ્યું. ભાનભૂલી આ ગાડીમાં બેસી સત્યાનાશ વાળ્યું. અને આતો ગાંડો—વાતવાતમાં બોલે તો જાણે લંપટ જેવું. બંગલામાં કોઇ સ્રી પણ જણાતી નથી. બૂમ મારૂં તો કોણ સાંભળશે? 'જી' હતી તે પણ ક્યાં ભરાઇ ગઈ? માંદી દીકરીને એકલી ન મુકાય તેથી સીતારામને પણ સાથે ન લીધો. હવે શું થાય?"

એટલામાં બિહારી હાથમાં શીશો લઈ બડબડતો આવ્યોઃ "બસ, હાથમાં શિકાર આવ્યો છે. વેર લેવાનો ઠીક પ્રસંગ મળી ગયો. હવે લજ્જા શેની? ભય કોનો? ધર્મ? તે સાળાને તો ધર્મ હતો નહિં જ્યારે મારી સ્રી સાથે સંગતી કરતો ત્યારે?" શીશામાંથી પ્યાલામાં દારૂ કાઢ્યો. મોઢે માંડી ગટગટાવી ગયો. "જેટલું મનુષ્યત્વ હોય તે હે સુરા! તારા ગરમ શ્વાસે સુકાઇને ઝરી પડજો" કહી શાન્તા તરફ જોઇ મોટેથી બોલ્યોઃ "સુન્દરી".

"સાવધાન" કહી શાન્તા ઉભી થઈઃ "તમે કોની સાથે વાત કરોછો તે ભૂલી જતા નહિં. યાદ રાખો કે હું એક કુલાંગના છું."

"મારી સ્રી પણ કુલાંગના કહેવાય છે. ગામની બધી સ્રીઓ કુલાંગના કહેવાય છે. પરંતુ સમય—સુયોગ મળે, જ્યારે કોઇનો ભય ન હોય ત્યારે ઘણું જીવો અમારી મદ મસ્તી. મોટી મોટી સતીઓ પણ તેના હાથમાંથી છટકી ન શકે. અત્યારે—આ એકાન્ત ઓરડો, વળી તારી અસહાય અવસ્થા, જો તને મારી બેલવાની પુતળી

બનાવી આમોદ કરૂં-અને તે વાત કાલ તારો ધણી જેલમાં જતાં પહેલાં મારા મુખેથી સાંભળે-એમ થાય-બસ-હા હા-બીક લાગે છે? કેમ આધી જાય છે?" કહી દારૂના બે ત્રણ પ્યાલા પી ગયો. છેલ્લો પ્યાલો હાથમાં રાખી શીશો નાખી દઈ તે પ્યાલો શાન્તા તરફ ધરી બોલ્યો: "લે. મજા કર, જેટલા દિવસ કરી શકાય તેટલા દિવસ વિલાસ ભોગવ. ત્યારપછી એક દિવસ મરવાનું તો છેજ. બસ-ત્યારે તો સૌની સરખી સ્થિતિ. મારી સ્ત્રી છાની રીતે ભોગવતી. મેં પણ કંઈ બાકી રાખ્યું નથી. તું વળી રહી જાય એ શા કામનું? આવ, મજા કરીએ. પછી તને રાત્રે તારે ઘેર પહોંચાડી દઈશ."

"તું કોને શું કહી રહ્યો છે તેનું કંઈ ભાન છે? માણસ છો કે પશુ?" શાન્તાએ તિરસ્કારભરી દ્રષ્ટિ તેના તરફ ફેંકી કહ્યું.

"તેથીય અધમ!" હસતો હસતો બિહારી બોલ્યો:—"નહિં તો દારૂ પીઉં? ઘરમાં જ વેશ્યાને રાખું? તને આવી વાત કહેવાનું સાહસ ખેડું? બાયડીના કટકા કર્યા વિના હજી સુધી ઘરમાં રાખી છે તે એમ રાખું?"

શાન્તાને કયાં જવું એની ખબર પડી નહિં. બંગલો અજાણ્યો બહાર નીકળવા જતાં બીજે ક્યાંઇ ભરાઇ જવાય તો? એના કરતાં અહિં બારી છે તેમાંથી નીચે તો પડાશે ધારી બારી પાસે જઇ ઉભી. દયામણા સ્વરે તેણે કહ્યું:—"હું તમને પગે પડું છું. મને જવા દો. હું એક અસહાય અબળા-મારી ઉપર અત્યાચાર કરો છો તે ધર્મ નહિં સાંખે. એટલું તો સંભારો કે એક અબળાએ જ આપને જન્મ આપ્યો છે. એમ ધારો કે આપની પુત્રી જ આપની સામે ઉભી રહી દયાની યાચના કરે છે. એમ જ ધારી લ્યો કે હું બીજું કોઇ નહિં પણ આપની અનાથ માતા-બ્હેન-પુત્રી છું."

"જો જગતમાં બધાય એમ માનતા હોત તો હું પણ એમ જ માનત. એમાં મને કંઇ વાંધો નહતો. પણ અત્યારે હું શું કરવા

એટલું બધું સાંકડું મન રાખું ? આમાં તો મને કેટલો બધો લાભ છે. જો સાંભળ-તને શરમ લાગે છે ? બીક લાગે છે ? શેની શરમ ? અને પાપતો ત્યારે કે જ્યારે કોઇ જોઈ જાય, બહાર જઇ બધાને કહે-વાતો થાય. નહિંતર 'પાપ' શબ્દથી ગભરાવાનું શું છે ? પાપ અને પૂન્ય એ બધું પોતાના સુખને માટે જ હોય છે" કહી કટાક્ષ કરી બિહારી હસ્યો.

" હે પ્રભુ એવાં તે શાં મહાપાપ કર્યાં હશે કે તેની આ શિક્ષા ? અહિં શું એવું કોઈ નહિં હોય કે જે મને આ આફતમાંથી ઉગારે," કહી શાન્તાએ નિશ્વાસ મૂક્યો.

" પ્રભુ ? ખૂબ જોરથી બૂમ મારી બોલાવજે. જો કાન હશે તો સાંભળશે અને આવશે. તારી રક્ષા કરશે. જો ન આવે તો પછી મારો વાંક નહિં ! બોલાવ ! બોલાવ ! થોડો વખત આપું છું. બોલાવ." કહી બિહારી ખુરશી ઉપર બેઠો.

એને બેઠો જોઈ શાન્તાને કંઇ ધીરજ આવી. તે બોલી: "ભાઇ ! તમે પુરૂષ, સંસારી, કુટુંબી થઇ ઘર માંડી સમાજમાં રહો છો, વળી શેઠ છો. આશ્રિતોનું રક્ષણ કરવું એ આપનો ધર્મ છે. તેમને દુઃખ આપવું તે નહિં. ભલે મારા પતિ જેલમાં જતા. તેમને વધારે શિક્ષા કરાવવી હોય તો કરાવજો, છોકરી ભલે ભૂખે ટળવળી મરી જતી. હું પણ ભિક્ષા માગતી ભલે ઘેર ઘેર ભટકતી. એનું મને કંઇ દુખ નથી. મહેરબાની કરી મને અહિંથી જાવા ઘો. બહુ પૂન્ય થશે."

" હાથમાં આવેલું ન જવા દેવું એ શાસ્ત્રમાં કહ્યું છે. જો રાજી ખુશીથી સંમત નહિં થાય તો મારી પાસે એક એવી દવા છે કે જે તારા ઉપર નાખવાથી તરત જ બેશુદ્ધ થઈ જઇશ. પછી-પછી કોણ તારા ધર્મની રક્ષા કરવા આવશે ? નકામો વખત ખરાબ કરે છે, તેના કરતાં આવ. દારૂ પી, મજા કર. પછી જોયું જશે.

આવ." કહી બિહારી ઉભો થયો. શાન્તા બારી ઉપર ચઢવા ગઈ.
"એમ છે ? ત્યારે તો શીશી જ લેવાદે" કહી ટેબલ ઉપરથી શીશી લીધી. "હજી પણ સમજ. આ દવા શરીર ઉપર પડી કે થયું–બેભાન" કહી શીશી બતાવી. તેની તરફ દોડ્યો. શાન્તાથી બે એક કદમ દૂર હશે એટલામાં જ કોઇનો ગંભીર દ્રઢ સ્વર સંભળાયો; "ખબરદાર! જો એક પગલું પણ આગળ ભર્યું છે તો પતિ હત્યા કરવામાં પણ મને આંચકો નહિં આવે." બિહારીએ પાછું વાળી જોયું તો હાથમંની પીસ્તોલ તેના તરફ તાકીને ઉભેલી જ્યોતિને જોઈ. શાન્તા "માડી! માડી!" કરતી દોડી આવી જ્યોતિના પગમાં પડી. જ્યોતિ ક્રોધથી કંપતા અવાજે બિહારી તરફ જોઇ બોલી. "આ હું શું જોઉં છું ? જ્યારે સ્ત્રીનું સતીત્વ ભયમાં આવી પડે ત્યારે તે સ્ત્રીજ સંહારિણી મૂર્ત્તિ ધારણ કરી વિપન્ન સતીત્વની રક્ષા નહિં કરે તો પૃથ્વીનો પ્રલય થશે. નામર્દ! પુરૂષ કહી જાતને ઓળખાવો છો ?—

"ઉઠ. બ્હેન! ઉઠ. બહાર તારી ગાડી ઉભી છે. હું તે જ ગાડીમાં આવી છું. તું જા. જે ધર્મને રસ્તે છે તેનો સહાયક ઇશ્વર છે."

શાન્તા ઉભી થઇ બોલી "તમને શું કહું ?"

"કંઈ કહેવાની જરૂર નથી. આ પાપસ્થળ તારે ઉભા રહેવા યોગ્ય નથી–એક ઘડી પણ. જા બ્હેન! તારા પતિ મુક્ત થાઓ અને તમે સુખમાં રહો. જો બની શકે તો આ શરમભરી વાત કોઇને કહીશ નહિં" કહી જ્યોતી શાન્તાને રસ્તો બતાવી તેની ગાડી બંગલા બહાર ગઈ તે જોઈ પાછી દીવાનખાનામાં આવી.

ક્રોધ અને નશાથી લાલચોળ બનેલો બિહારી બોલ્યો:—"આજ જો તારા કટકે કટકા કરી ન નાખું તો મારૂં નામ બિહારી નહિં. હરામજાદી—"

"લ્યો! આ રહી પીસ્તોલ. આ છાતી પણ ધરૂં છું. ગોળીથી

ઠાર કરો. તમે પણ છુટા અને હું પણ છુટું. હવે સહન નથી થતું. હરિ! હરિ! લંપટ, વ્યભિચારી, કામાસક્ત તેઓ લગ્ન શા માટે કરતા હશે? શું કરવા તેઓ ગૃહસ્થાશ્રમ માંડતા હશે? લોકોની આંખમાં ધૂળ નાંખી, સમાજને છેતરી હસ્તે મૂખે તેઓ નારી હત્યા કરે અને બીજા તેને આશરો આપે! લ્યો પીસ્તોલ, લ્યો. શા માટે ઉભા રહ્યા છો? મારી નાખો. મારા બાપનું પ્રાયશ્ચિત થશે" કહી જ્યોતિએ પીસ્તોલ બિહારીના પગ પાસે મૂકી આંખો મીચી ગોળી વાગવાની રાહ જોતી સ્થિર ઉભી. ગોળી ન વાગી. થોડી વારે આંખ ઉઘાડી જોયું તો બિહારી ન મળે.



# પ્રકરણ ૧૨ મું.



## નાશની શરૂઆત.



યોગેશનો મુકર્દમો આજ પૂરો થયો. તેને ત્રણ માસની સખત કેદની સજા થઈ.

આજ સૌનાં મોઢાં ઉતરી ગયાં હતાં. શાન્તા અંદરના ઓરડામાં પ્રભાની પથારી પાસે લમણે હાથ દઈ બેઠી હતી. સંસાર એને સ્મશાન સમાન લાગ્યો. તેના હૃદયમાં કોઈ લાગણી જાગે એટલું બળ પણ અત્યારે રહ્યું નહોતું. સીતારામ, મધુકર અને ફોજદાર બહારના ઓરડામાં બેઠા હતા. બધું શાન્ત હતું. તે શાન્તિને ભાંગતો મધુકર બોલ્યોઃ "યોગેશ જીવતો પાછો આવે એવું મને નથી લાગતું."

"યોગેશે હાથે કરીને કેસ ખરાબ કર્યો. એણે પોતેજ કહ્યું કે મેં ચોરી કરી છે. તે ઉપર જ્યોતિની સાક્ષી. કાયદા પ્રમાણે તો બરાબર શિક્ષા થઈ છે," ફોજદારે કહ્યું.

"એ હાર કંઇ બિહારીનો નહોતો," સીતારામ બોલ્યોઃ "લગ્ન પહેલાં યોગેશભાઇએ મોકલાવેલો. હું જ એ આપી આવેલો. ભાભીએતો એમ કહ્યું હતું કે જ્યોતિ જો સાક્ષી પુરશે તો જુઠું નહિં બોલે. પણ હવે સમજાય છે કે જેવો બિહારી બદમાસ છે

તેની જ્યોતિ જુઠ્ઠી છે. અને કાયદો– હા ! હા ! ભાઇને જેલ મળી તેનું મને દુઃખ નથી. તે ગૃહસ્થના ઘરમાં પેસવા જ શું કરવા જાય? પણ મારા સતી સીતા જેવાં ભાભી સાક્ષાત જગદંબા, તેના ઉપર આવી રીતે બળાત્કાર? એવું તો થાય છે કે જો કોઈ દીવસ સામો મળે તો સાળાનું માથું ભાંગી શરીરના ટુકડે ટુકડા કરી નાંખું–ત્યારે શાન્તિ વળશે."

"અમે આટલા બધાં જીવતાં છતાં એ બિહારી અમારી આંખમાં ધૂળ નાખે એ સહન નથી થતું. કોર્ટમાં એને વિષે હવે કંઇ થઈ શકે કે નહિં?" મધુકર બોલ્યો.

"કંઈ ન થઇ શકે. કારણ કે એમાં પણ સાક્ષી જોઇએ. કાયદા પ્રમાણે તો કંઈ ન થાય."

"ફોજદાર સાહેબ," સીતારામ બોલ્યો: "એને ગળે ચીપ દઈ મારી નાંખું તો તો તમારો કાયદો મને ફાંસીએ ચઢાવેને? સાળાનું ખૂન કરી ફાંસીએ જઇશ. એકવાર સામો મળવા દો. પછી વલે."

"ભાઈ, શાન્તાને પૂછી જુઓ કે જ્યાં સુધી યોગેશ પાછા ન ફરે ત્યાં સુધી મારે ઘેર રહેશે કે કેમ?" મધુકરે કહ્યું.

"તમારે ત્યાં શી રીતે રહે? તમે તો મડમ પરણ્યા છો. અમે વટલાઇએ. પૂછી આવું જો દેશમાં જવા ઇચ્છતાં હોય તો" કહી સીતારામ અંદર પૂછવા ગયો.

તેના ગયા પછી મધુકર બોલ્યો: "ફોજદાર સાહેબ! મને તો એજ વિચાર આવે છે કે એક આખા કુટુંબનો નાશ થયો. એક શિક્ષિત, કુલિન જુવાન, માત્ર શંકા પડતી ચાલચલગતને લીધે, સામાજીક મૃત્યુ પામ્યો. એને માટે જવાબદાર કોણ? યોગેશ પોતે નહિં?"

"એમાં યોગેશનો શો વાંક?"

"ડૉક્ટરે પ્રથમથી કહ્યું હતું કે આનું મગજ ઠેકાણે નથી.

નહિંતર આવો ચરિત્રવાન, ઉચ્ચ શિક્ષિત, વળી સંસારના જખમ સહેવાથી તેનામાં દુઃખ ખમવાની શક્તિ પણ ઘણી હતી. આવી સ્થિતિમાં કોઈના ઘરમાં એ પેસવાનું સાહસ કેમ કરે? જો એવું નહોય તો ખરેખર હતભાગ્ય, મારા કરતાં પણ."

" એમ સંભવે ખરૂં. શારીરિક મોટા આઘાત ઉપર માનસિક આઘાત પણ જો હોય-જો કે હું શરીર વિજ્ઞાન ભણ્યો નથી પણ મને લાગે છે કે-તો મગજ ચસકે ખરૂં. નહિં તો માણસો કેમ ગાંડા થઈ જતા હશે? એ રીતે જોઇએ તો માત્ર યોગેશભાઇ જ જવાબદાર છે એમ નથી. પણ તેને માટે જવાબદાર વર્તમાન સમાજ અને વર્તમાન શિક્ષણ. નવ વર્ષના છોકરાના હાથમાં એજ આપી આપણે ગોખાવીએ છીએ કે ' પ્રેમ ' અને ' પાત્ર! ' જેમ જેમ મોટા થાય તેમ તેમ સાથે સાથે એવું પણ શીખતા જાય કે ' તારામૈત્રક! ' ' મુગ્ધ પ્રેમ! ' પછી ગોખલામાં પારેવાં ઘુઘુ કરવા મંડી જાય! માફ કરજો. જેમ તેમ બોલાઈ જવાય છે."

" કંઇ નહિં. અત્યાર સુધી મારી જીંદગી મને મહાન પ્રહેલિકા રૂપ હતી, પણ હવે તો યોગેશ ઘણો આગળ વધી ગયો! બોલો તમે શું કહો છો? મારા મતે મત મળે છે કે નહિં."

" જુઓ અમે તો ગામડીયા રહ્યા. બુદ્ધિ શુદ્ધિ રહી થોડી. તમારા મતને મળતો થઇશ કે કેમ તે તો કોણ જાણે. પણ મને લાગે છે કે યોગેશના આવા અધઃપતન માટે જવાબદાર યોગેશભાઇના બાપ, ધીરજલાલ અને આપણો હિન્દુ પણ નહિં અને મુસલમાન પણ નહિં એવો દંભી સમાજ. જો પૂરો હિન્દુ હોત તો યોગેશની આવી દશા ન થાત. નવ વર્ષની છોકરી સાથે નાનપણમાંથીજ લગ્ન થયાં હોત તો આવી રીતે સ્નેહ બંધાવાનો પ્રસંગ મળત કે નહિં તે શંકા છે. ધીરજલાલ પણ તોરણેથી વરને પાછો કાઢવાનું સાહસ ન કરત, જો સમાજનાં હિતની તેને બીક હોત તો. ત્યારપછી શિક્ષણ–

જેમાં નહિં ધર્મ કે સંયમનું ઠેકાણું—પણ ઉછૃંખલતા તો હોયજ. બ્રહ્મચર્યને ઠેકાણે કામચર્ય. મગજ તો તેજ દિવસે ચસક્યું હોત જે દિવસે કાલિદાસે દબાણ કરી છોકરાની મરજી વિરૂદ્ધ લગ્ન કર્યાં. મારા મનમાં તો એટલે સુધી છે કે આ વિલાયતી પ્રેમ આવવાથી આખો દેશ ઉલટપાલટ થઇ ગયો છે. જે દેશનું અનુકરણ આપણે કરવા શીખ્યા એ બધું એમના દેશમાં જ શોભે. કારણકે રમણી અને ધરણી એ વીરને જ ભોગ્ય છે. જેઓને ખાવા મુઠ્ઠીભર અનાજ મળતું નથી, પહેરવા વસ્ત્ર નથી, ચિત્તા એ જ જેનું શાન્તિનું સ્થળછે તેઓને માટે આ બધું નથી, પછી ગુજરાતી હો કે ગમે તે હો. પહેલાં કમાવા શીખવું જોઇએ. ત્યાર પછી એ આશા નિરાશાનાં રૂદન શોભે."

"જે થવાનું હતું તે તો થઈ ગયું. હવે શાન્તા શું કહે છે તે જોઇએ. દેશમાં જાય તેજ સારૂં છે."

એટલામાં સીતારામ આવ્યો. "તેતો દેશમાં જવાની ના પાડેછે' તેણે કહ્યું. તેની પાછળ જ શાન્તા આવી. તે બોલી "તમે તો મ્હારા પિતાતુલ્ય છો—અને તમે—એમની પાસેથી સાંભળ્યું છે કે—બાલસ્નેહી, ભાઈ સમાન છો. તમે બંનેએ એમને માટે જે કર્યુંછે તેવું તો તેમના ભાઇ કે બાપ જીવતા હોત તોપણ ન કરત. જ્ઞાતિની બીકે હું તમારે ત્યાં રહેવા ઇચ્છતી નથી એવું નથી. તમારી અને તમારાં પત્નીની કાળજીથી જ મારા પતિ ઇસ્પીતાલમાંથી પાછા આવ્યા છે. તમારી જ્ઞાત એ જ અમારી જ્ઞાત. એમને એવી બીક નથી તો પછી અમારે પણ શા માટે રાખવી જોઇએ ? મારે તો તમારે ત્યાં પણ નહિં, દેશમાં પણ નહિં, કોઇ સ્નેહી સગાંને ત્યાં પણ નથી રહેવું. જ્યાંસુધી તેઓ પાછા નહિં ફરે ત્યાં સુધી ત્રણ મહિના કોઇ તીર્થસ્થાનમાં કે મંદિરમાં દીકરીને લઈ દિવસો કાઢીશ. સીતારામભાઇ અમારી સંભાળ રાખશે. તમે અમને કાશીએ જવાની સગવડ કરી આપો. તે સિવાય બીજું કંઇ જોઇતું નથી."

" ભાભી, જાત્રાએ જ જવું હોયતો સગવડ શી કરવાની હતી? બ્રાહ્મણના દીકરાને ભિક્ષા માગતાં શરમ નહિં આવે" સીતારામે કહ્યું.

" ના, તેમ ન થાય. તમે મને બાપ કહી બોલાવ્યો. હું તમારો પોતાજ થાઉં. જમાઈ પરદેશ ગયા હોય તો દીકરી પીયર જ રહે. તમે મારે ત્યાં રહો" બોલતાં બોલતાં ફોજદાર ગળગળો થઈ ગયો. મધુકરે પણ કહ્યું કે "તમને સાથે લઇ આવવાનું મેરીએ મને કહ્યું છે. જો તમે નહિં આવો તો તે મારા ઉપર બહુ ગુસ્સે થશે. તે પોતે જ તમને તેડવા આવવાનાં હતાં પણ ઠીક ન હોવાથી આવી શક્યાં નહિં."

" તેમને કહેજો કે પતિ ઘેર ન હોવાથી તેમના સુખને માટે હું તીર્થમાં તપ કરવા જાઉં છું. જો નસીબમાં લખ્યું હશે તો તેમના છૂટયા પછી તમારે ત્યાં અને ફોજદાર સાહેબને ત્યાં મારી માને મળવા આવીશ. નહિં તો રામ રામ." કહી શાન્તા પાછી જઇ પ્રભાની પથારી પાસે બેઠી. પ્રભા સાજી થઇ હતી. માત્ર અશક્ત બહુ હતી.

" આજ રાત્રે જ જઈશું" સીતારામ બોલ્યો.

"ભલે ત્યારે કંઇ વ્યવસ્થા કરીએ" કહી ફોજદાર મધુકર ઉઠયા.

તેજ રાત્રે ના પાડવા છતાં ફોજદારે ટીકીટ કઢાવી આપી. તેઓ કાશીએ પહોંચ્યા અને એક ધર્મશાળામાં ઉતારો લીધો.

ગરીબનું નસીબ ગરીબ જ હોય છે દાવાનળ સળગે તે તો ચોતરફ જ ફેલાય. એ આગ જલદી હોલવાય નહિં. એમાં સપડાએ-લાનો તો મર્યે જ છૂટકો. શાન્તાને ચારે દિશામાં દાવાનળ સળગ્યો.

એક ઘેલી થઇ ગયા જેવી, આંખો બેબાકળી બનેલી આમતેમ જોતી, માણસોની ભીડ તરફ દોડી જતી, તેને ઠેલા મારતી, કંઈક શોધતી, વળી ત્યાંથી દોડતી દોડતી ગંગાને તીરે જોતી, આઘે જ્યાં

સુધી પહોંચે ત્યાં સુધી નજર ફેંકતી, શરીરનું જેને ભાન નથી એવી સ્ત્રી 'એ બ્હેન! એ બ્હેન!' કરતી તેને શોધતી જનસમુહમાં ઘુમી રહી છે. તે સ્ત્રી બીજી કોઇ નહિં પણ શાન્તા હતી. પ્રભાને કાંડે બેસારી તે ગંગામાં સ્નાન કરવા ગઇ હતી, પાછી આવી અને જોયું તો પ્રભા ન મળે! તેને તે શોધતી હતી. "હે પ્રભુ! આ શું કર્યું? મારી દૂધભરી દીકરી! કયાં એને ખોઇ બેઠી? કોણ મને શોધી લાવી આપે? મારે હવે શું કરવું? કોને ખાતર જીવવું?" કહી રડવા માંડયું. જતાં આવતાં માણસો તેને જોઇ દયા ખાતાં. કોઇ વળી પૂછતાં પણ 'અરરર' કહી સૌ પોતાને રસ્તે પડતાં.

સીતારામ પણ પ્રભાને શોધતો આમતેમ હાંફળો ફાંફળો ફરતો હતો. ચારે બાજુએ ફરી વળ્યો. કયાંઇથી ખબર ન મળ્યા. "જેને પૃછીએ તે તો જવાબે ન વાળે અને ચાલ્યાં જાય. આવું આપણા ગામમાં તો કદીય જોયું નથી." કહેતો સીતારામ શાન્તા પાસે આવ્યો. ત્યાં થઇને એક સ્ત્રી જતી હતી. તેનો પણ છોકરો મરી ગયો હતો. સમદુઃખીયું જોઇ તે પાસે આવી દિલાસો દેવા લાગી. "શું થયું? કોણ મરી ગયું? મારો પણ સુમન! દાકતરે કહ્યું કે મુદતીયો તાવ છે. રતન જેવો દીકરો આઠ દીવસમાં હરાઈ ગયો. એ મરતાં મને પણ મારી" કહી આંખમાં ઝળઝળીયાં આવ્યાં.

"અરે બ્હેન! કોઇ મરી નથી ગયું, ખોવાઈ ગયું છે. મારી દીકરી પ્રભાને અહિં બેસારી ગંગામાં ન્હાવા ગઇ કે શી વાર લાગવાની છે! મારા દીયર પણ પૂજાપાઠ કરતા હતા. પાછી ફરીને જોયું તો પ્રભા ન મળે. સવારથી તે અત્યાર સુધી શોધી શોધીને મર્યાં પણ પત્તો ન મળ્યો. ગલીએ ગલી જોઇ વળી.' કહી શાન્તા વધારે ને વધારે રોવા લાગી.

"મર્યું નથી? ખોવાયું છે? ત્યારે તો પોલીસને ખબર આપો, થાણામાં જઇને કહો. પોલીસના માણસો તેને શોધી કાઢશે, શોધ,

બ્હેન, શોધ, મળશે. મારા સુમનને તો હું સદાનો ખોઇ બેઠી છું. ઓ ભાઇ, ઓ ભાઇ," કરતી તે પણ ચાલી ગઇ.

'ભાભી ચાલો ત્યારે તેમ કરીએ. તમને ધર્મશાળામાં મૂકી આવી, થાણામાં લખાવી આવું. અને પોલીસના ઉપરીને પણ ખબર આપી આવું. આમ રડયાથી કંઇ નહિં વળે." સીતારામે કહ્યું.

"ના, મારે હવે કયાંઇ નથી જવું. હું તો ગંગામાં જઈ પડીશ. ઓ પ્રભા! બ્હેનડી! હું તો મરવા આવી હતી કે તને ખોવા? મને કોઇ જેલ પાસે લઈ જાઓ. તેના દરવાજા આગળ ઉભા રહી મોટેથી પોકારીશ, રડીશ કે પ્રભા નથી; પ્રભા ખોવાઈ ગઇ છે; પ્રભાને કોઈ ચોરી લઇ ગયું છે, અને અમે ભીખ માગતાં રસ્તામાં રઝળીએ છીએ." બોલી શાન્તા ધ્રુસકે ધ્રુસકે રોવા લાગી.

"ભાભી, ઉઠો વાર ન કરો. જેલની ભીંતો તો પત્થરની હોય છે, બહારના અવાજ અંદર પહોંચી ન શકે" કહી સીતારામે શાન્તાને ઉભી કરી.

મનમાં જ બોલતી રડતી રડતી તે ઉભી થઈ, "તેમનું હૃદય પણ પત્થર જેવું છે. મારૂં રૂદન એક દિવસ પણ તેમના અંતઃકરણ સુધી પહોંચી શક્યું નથી."

બંને ચાલ્યાં.

બિહારીએ ધાર્યું હતું તેમ થયું. યોગેશને જેલ મળ્યાને આજ આઠેક દિવસ થયા. હવે જ્યોતિની તેને ગરજ રહી નહિં. 'આજે એને કાઢી મુકીશ' એમ બકતો નિશામાં ચકચૂર થએલો બિહારી અંદરના ઓરડામાં જ્યાં જ્યોતિ બેઠી હતી ત્યાં ગયો. લાલ આંખો કરી બોલ્યો, "ખુની સ્ત્રીને હું ઘરમાં રાખી શકતો નથી. તું મારા ઘરમાંથી ચાલી જા."

"કયાં જાઉં?"

" તારે જ્યાં જવું હોય ત્યાં. તારા બાપને ઘેર, મર."

" એના કરતાં તો મને મારી શા માટે ન નાખી?"

"હં! તને મારીને મારે ફાંસીએ જવું? એમજ ને? કેવી સેતાની બુદ્ધિ છે!"

" ભલે ત્યારે જાઉં છું. તમારા નોકરને કહો કે ભાડાની ગાડી લાવી ઘે."

" હં! હાંકીને જ કાઢત પણ મારા ઘરમાંથી કોઇને એમ કાઢવું એ મારૂંજ ખરાબ દેખાય. પહેરે લુગડે જવાનું છે. એક પાઇનું એ સોનું સાથે નથી લઈ જવાનું."

" એમ જ જઇશ. એક પાઇ પણ સાથે નહિં લઇ જાઉં. ઘરેણાં તો બધાં લઇ લીધાં છે. આ એક બે છે તે લ્યો" કહી ગળામાંથી એક છેડો ને કાનમાંથી લવંગીયાં કાઢી આપ્યાં. આ ચુડી નહિં આપું. તમારી પાસેથી એની ભિક્ષા માગી લઉં છું, જોકે એ મારા પિયરની છે છતાં મારા મરી ગયા પછી તે તમને પાછી સોંપવાનું કહેતી જઇશ."

" અચ્છા અચ્છા ભલે. ચુડી દેખાડી પતિભક્તિ બતાવવી છે? લખતાં વાંચતાં શીખવાથી કેટલાંય નવાં ઢંગ શીખાય છે. હવે લાગે છે કે કોઇ મૂર્ખ અભણની સાથે લગ્ન થયાં હોત તો સારૂં થાત. આટલું બધું સહન કરવું ન પડત. કુટુંબ પડે ચુલામાં. વાત વાતમાં આટલી બધી ફીસીયારી કોને માટે? ભણેલી ગણેલી જોઇ લગ્ન કર્યાં, એમ ધારીને કે હવે બહાર નહિં જવું પડે. હારમોનીઅમ વગાડશે, ગીત ગાશે ને યારોની મિજલસ અહિં જ જામશે. એ તો ઘેર ગયું પણ આ તો સત્યનું પુછડું! શું કરૂં! પુતળી સાળીએ સમ દીધા છે કે મારશો નહિં. નહિં તો ચાબુકથી જ વિદાય કરત. મારી જ પીસ્તોલ લઈ મને જ ગોળી મારવા જાય? મોટા મોટા ડોળા શું કાઢે છે—જા—દૂર થા." કહેતો બિહારી ચાલ્યો ગયો.

"શું કરૂં ? ક્યાં જાઉં ? આત્મ હત્યાથી તો પાપ થાય. જીવનભાર વહન કરવા કરતાં એ મોટું હશે ? કયે રસ્તે જાઉં ? જીવવું પણ કોને ખાતર ? આ ઘરમાંથી તો અંજળ ઉઠ્યું–મારી ઇચ્છાથી નહિં–તેમના બળાત્કારથી. મેં તો નિશ્ચય જ કર્યો હતો કે આ મારા પતિનું ઘર હું નહિં છોડું. વિના વાંકે બળજોરી કરી કાઢી મુકી. શું કરૂં ?" આવા વિચાર કરતી જ્યોતિ ઉભી હતી. એવામાં કોઇએ 'બ્હેન, ઓ બ્હેન' કહી બુમ પાડી. તેણે બારીએ આવી જોયું તો ધીરજલાલ હતા. ' કોણ, બાપુ !" કહી તે નીચે ઉતરી.

"કેમ અત્યારે ? આમ અચાનક ?"

"તારી માએ મારી સાથે કજીઓ કરીને મરવા માટે અફીણ ખાધું. દાક્તર પ્રયત્ન તો કરે છે જો કોઇ રીતે પણ બચે તો. આશા ઓછી છે. હું તો બેબાકળો થઇ દોડતો તને તેડવા આવ્યો, જો મરણ પહેલાં થોડું ભાન હોય ને તારૂં મોઢું જોતી જાય કે જેથી પરભવમાં પણ તેને તે સુખ યાદ આવે કે તારૂં કેવું સત્યાનાશ એણે વાળ્યું છે? ચાલ, જલદી કર. આ વાડીમાં ફરીવાર પગ નહિં મુકું એવા સમ લીધા હતા. આજ એક દિવસને માટે એ ભાંગવા પડયા."

"હેં ! હેં ! ખરેખર ? ચાલો, હું પણ સદાને માટે આ ઘર ત્યાગ કરૂં છું. એમણે આજ જ મને એમના ઘરમાંથી હાંકી કાઢી છે."

"કાઢી મૂકી ? ઠીક થયું ! ઠીક જ થયું ! તારી મા જાય છે દીકરીને રસ્તાની ભીખારણ કરીને. હવે વિચારવાનું કંઇ નથી. બ્રાહ્મણ વંશમાં પાકેલો એ કુલાંગાર–મારાથી તો આત્મહત્યા નહિં થાય! દીકરીનો હાથ પકડી રસ્તામાં ભીખ માગતો ભમીશ, પણ જીવીશ' કહી જ્યોતિનો હાથ પકડી ધીરજલાલ રસ્તે પડયો.

ઘેર પહોંચતાં સુધીમાં જ્યોતિને અનેક વિચારો આવ્યા: "રે માતા બની પોતાના ઐહિક સ્વાર્થ માટે થઇ મારૂં શરીર પૈસાદારને

ઘેર વેચ્યું. પતિને નહિં પણ પૈસાને પરણાવી. અને એ પૈસા જગતની આસુરીમાયા આજ મારા આત્માને ઢાંકી દઈ, પોતાના સંપૂર્ણ બળથી, પ્રેમને સ્થાને મોહ, હૃદયદેવને સ્થાને કામદેવ અને અનુકંપા-સ્થાને અવિશ્વાસ સ્થાપી એ પૈસાદારના ઘરમાં પૂર્ણ વિજયવતી થઇ ફરે છે. મારાથી એનો એ મહાન ખડક ન તૂટયો, પણ તેની રચેલી ત્રણ જાળોથી તો બચીછું જ. જેને પરિણામે આજ મારે એનાં સામ્રાજ્યનું ઘર ત્યાગ કરવાનો વખત આવ્યો. તારૂં એ પૈસાના મોહમાં પડી વાવેલું બીજ દુર્ભાગ્યનું કેવું મોટું ઝાડ થઇ પડયું તે જોવા પણ ન રહી ? ના–પણ એમાં તારો શો વાંક ? મારી ઉપર તો તારે કંઇ વેર ન હતું. આ દુનિયામાં મને જન્મ આપી નિરાંતે ખાધું નહિં હોય, પૂરી નિંદ્રા લીધી નહિં હોય, કામ કરતાં પણ મને રડતી સાંભળી બ્હાવરી બની દોડી હોઇશ. માંદા થતાં ઘણી રાતો ચિંતા અને વ્યથામાં ગાળી હશે. હજારો હુલા-મણાનાં શબ્દો ઉચ્ચારી તારા હૈયામાં મને હુલાવી હશે. મોંઘાં લાડ લડાવ્યાં હશે. રે ! ઘણી વખત કુટુંબ પ્રત્યેની ફરજ પણ મારા પ્રેમમાં વિસરી હોઇશ. એવી રીતે ઉછરેલી તારી મોંઘી પુત્રી તો તારા કાળનું કારણ બની નહિં હોય ? તારી ઇચ્છા તો મને સુખમાં રાખવાની–જોવાની હતી. પણ મારૂંજ જ્યાં મન્દ ભાગ્ય–જે ડાળીએ ઉડી જઇ બેસું તેજ ડાળી કપાય, ત્યાં તું શું કરે ? તને શો દોષ દેવો ? તેંજ મને જગતમાં જન્મ આપ્યો અને આખરે તેમાંથી જવાનો માર્ગ પણ તુંજ બતાવીશ ? ”

જ્યોતિ અને ધીરજલાલ ઘરમાં આવ્યાં. માતાનું માથું ખોળામાં લઈ જ્યોતિ બેઠી. પનોતિથી કંઈ બોલાતું નહતું. તેની આંખો જ્યોતિની આંખો સામે ચોટી રહી. હંસલો ઉડી ગયો અને પીંજર ખાલી પડયું.



# પ્રકરણ ૧૩ મું.

## મેળાપ અને મૃત્યુ.

લક્ષ્મીનો પ્રભાવ કંઇ જુદો જ હોય છે. બુદ્ધિ વિનાનો માણસ પણ પાંચમાં પૂજ્ય બની રહે છે તે તેના પ્રભાવથી જ. લક્ષ્મી પોતાને બારણે હજારોને બોલાવી લાવે છે, અને એ સૌ ઉપર પોતાની હકુમત ચલાવે છે. માણસને વશ માણસ નથી પણ પૈસાને વશ માણસ છે. નૈસર્ગિક બધી પ્રતિભાઓ જો દુનિયામાં કામે લગાડવી હોય તો તેને પણ પહેલાં એ લક્ષ્મીની પ્રતિભા પાસે નમવું પડે.

જે મધુકર અત્યારે અજાચક વ્રત પાળી અનાહારે દિવસો કાઢતો, તેજ મધુકર જ્યારે ધનવાન હતો ત્યારે તેને ત્યાં બધું હતું. સ્નેહીઓથી બંગલા ભરેલા રહેતા. બોલાવ્યા વિના કોઇને બારણે જાય તો નિરાભિમાની કહેવાતો. પૈસાને ઠેકાણે રૂપીઓ ખરચે તો ઉદાર કહેવાતો. હસીને કોઇને લપડાક લગાવે ત્યારે પ્રેમી કહેવાતો, ગાડી ઉભી રાખી કોઈ ભીખારી ઉપર પૈસો ફેંકે ત્યારે દયાળુ કહેવાતો. કોઇને તેની બાજુમાં બેસવાનું મળે તો બેસનાર માણસ પોતાને ધન્ય સમજતો. કોઇને ત્યાં જમવા જતાં જમાડનારની છાતી અભિમાનથી ગજગજ ઉછળતી. ખીસ્સામાં કોઈ દિવસ પૈસા ખૂટે તો પાંચ માગતાં પચ્ચીસ મળતા. કોઇ દિવસ પગે ચાલી ફરવા

નીકળ્યો હોય તો તેને લેવા માટે મારતે ઘોડે જવાવાળા શેઠીઆઓ પણ પોતાનું વાહન ઉભુ રખાવી તેને બેસવા માટે આજીજી કરતા. આજેય મધુકર તો એનો એજ હતો પણ પૈસા વિનાનો. રે ગુજ-રાત ! પૈસાના પુજારી ! તારા હૃદયમાં ધન વૈભવજ ઉછાળા લાવી શકે છે. મન બુદ્ધિની દરિદ્ર મહત્તાની કદર કરતાં તને આવડે નહિં. ધનના હિસાબ રોજ રોજ રાખે છે. દેશનું જડ કરતાં વધારે ઉંચુ ધન કેમ વેડફાઈ જાય છે તેનો જરાક તો વિચાર કર !

આજ ઘણા વખતથી મધુકરના ઘર ઉપર લક્ષ્મીની અવકૃપા ઉતરી છે. લક્ષ્મીનો પ્રકાશ ત્યાં ન હોવાથી જગત જાણે તેને જોઈ શકતું નહોતું. ઝાંખા પડી ગએલાં ચિત્રો તેના ઘરની ભીંત ઉપર લટકતાં હતાં. કોઇનો કાચ તુટેલો તો કોઈ ચિત્રનું ચોકઠું ભાંગી ગએલું; કોઈ તો એ કાચ અને ચોકઠાં વિનાનાં ખીલીથી કાંણાં પાડી દોરા નાખી ભીંતમાં ભરાવેલાં હતાં. અર્થ પૂજક ગુજરાત તો ઢોલ વગાડતું આંગણે આવે તેનાજ ફાળામાં હજારો રૂપિઆ ભરી આપે. ઇંટો ઉપર ઇંટો ચઢાવવામાંજ પોતાનું ગૌરવ ગણે. બીજા પ્રાંતોએ કદી નહિં આપેલા એટલા પૈસા તેના શરીર ઉપરથી ઘસડાઈ જતા. છતાં તેના હૃદયનું ખરૂં નૈસર્ગિક ધન તો એક ખૂણામાં પડયું સડતું હતું ! કોઇને તેની પરવા હતી નહિં. એવા ગુજરાતને તારે ઉત્તમ ચિત્રકારોના દેશની ગણત્રીમાં આંગળીને ટેરવે લાવવું હતું ને ? ખરેખર ! તું મૂર્ખ નહિ પણ દીવાનો તો હોવોજ જોઇએ !

મધુકરની સ્ત્રી મેરીને દમનો વ્યાધિ થયો હતો. હવાફેર કે દવાની સારી વ્યવસ્થા ન મળવાથી ઉત્તરોત્તર વધતોજ જતો. મધુકર ખુરશીમાં તેના શરીર વિષે વિચાર કરતો પડયો હતો. મેરીના સામું જોઇ તે બોલ્યોઃ "તારૂં શરીર દિવસે દિવસે ઘસાતું જાય છે. પાસે પૈસા પણ નથી જેથી હું તને તારે દેશ મોકલી શકું. શરીરમાં ટીપુંયે લોહી રહ્યું નથી. આંખમાં પીળાશ આવી ગઈ છે. અનાહારેજ આ

બધો અનર્થ થયો. હજી પણ મારૂં કહ્યું માન. તારા દેશમાંતો છૂટા-છેડાનો રિવાજ છે. હું તને બહુ ખુશી સાથે રજા આપું છું. કોઇ તારી જાતિનો સારો યુવક જોઇ લગ્ન કરી સુખી થા.''

" આજ તમે મને આવી વાત કહેવાની હિંમત કરી શકો છો, કારણ કે હું યુરોપીય સ્ત્રી છું. જો હું હિન્દુ સ્ત્રી હોત તો આવું બોલી તમે મારૂં અપમાન કરી ન શકત. આજ મેં જાણ્યું કે હું ખરેખર અભાગી છું. અનાહારની જ્વાળા આના કરતાં ઓછી હોય છે. પારકા પોતાનાં ન થાય એની આજેજ ખબર પડી. હા પ્રભુ!''—કહેતાં તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. તે બે હાથ આંખે મૂકી રડવા લાગી.

" શું કામ રડે છે ?" કહેતો મધુકર તેની પાસે આવી બોલ્યો, " તેં કેમ એમ માની લીધું કે આ મેં તારૂં અપમાન કરવા ખાતર કહ્યું. આજ છ વર્ષોથી તે સમજાવી નથી શક્યો તે આજ કેમ સમજાવી શકીશ ? સ્ત્રીને પોષવાની જેનામાં શક્તિ ન હોય એ શા માટે લગ્ન કરતા હશે ? મારે તો જીવતાંય સુખ નહિં અને મરતાં પણ નહિં. તને જોઇને મારા અંતરમાં દાવાગ્નિ સળગે છે. એ આગ બુઝાવવા માટે રાત દિવસ તેના ઉપર મદ ઢોળું છું. શી જ્વાળા—શો એ મોહ—એ પ્રેમ. મારી દશા નાનાં બાળક જેવી થઇ છે. રસ્તો જડતો નથી. ક્યાં જાઉં ? શું કરૂં ? તું મારી વાતથી માઠું ન લગાડ. તારૂં અપમાન કરવા નહિં, પણ તારૂં દુ:ખ મને અસહ્ય લાગવાથી મારાથી બોલી જવાય છે."

" ત્યારે આજથી મારે ગળે હાથ મૂકી સોગન લ્યો કે ફરીવાર હું તને આવી વાત નહિં કહું.''

" લે, હાથ મૂકું છું. કંઈ નહિં કહું. માત્ર જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી દારૂ પીશ. '

" એ તો મારૂં જેવું નસીબ. તમે એ ખરાબ ટેવ પણ છોડી ન

શક્યા ! દેશમાં તમારો સત્કાર ન થયો. તેના ઉપર વેર વાળવા જતાં પોતાના જીવનનેજ નષ્ટ કર્યું. મેં તો ઘણું કહ્યું હતું મારા દેશમાં રહેવાનું. અમારા દેશનો સમાજ વિદેશીની સાથે સહજમાં હળીભળી ન શકે પણ તેઓ પ્રતિભાની પૂજા કરતાં જાણે છે. જેમાં તે પ્રતિભા જુએ, પછી તે વિદેશી હોય કે સ્વદેશી, કાળું હોય કે ધોળું, પણ તેને યોગ્ય આદર આપતાં તેઓ જરાપણ અચકાતા નથી."

"ચૂલામાં પડયું એ સ્વદેશ ને વિદેશ. ઇચ્છાયે કે અનિચ્છાયે આ જીવનને ઘસડયું છે. હવે લાગે છે કે ઝાઝું ઘસડવું નહિં પડે. જતાં જતાં તને સુખી જોઇ તારૂં હસતું મુખ જોઇ જવા ભાગ્યશાળી થયો હોત–

"હું તો કંઈ દુઃખી નથી. કોણ કહે છે કે હું દુઃખી છું ? સંસારમાં રહીએ તો સુખદુઃખ ભોગવવું જ પડે. આપણે ભાગે દુઃખ આવ્યું છે. પણ તે બહારનું દુઃખ છે. તમે તો મને ચાહો છો ? પછી વિશેષ બીજું શું જોઇએ ? હા, એક જ દુઃખ છે કે તમારા દેશનાં લોકોએ તમને ઓળખ્યા નહિં."

એમની બળીઝળી વાતો હજુ પૂરી નથી થઈ એવામાં બહારથી 'મધુકર, મધુકર' કહેતો કોઇનો સાદ સંભળાયો. "યોગેશ જેવો ઘાંટો લાગે છે" કહેતો મધુકર ઉભો થયો, ત્યાં જ "માફ કરજો. અંગ્રેજી રીતભાત જાળવી ન શક્યો અને ઘરમાં આવતો રહ્યો તેથી" આવનાર માણસ યોગેશે કહ્યું.

"કોણ ? યોગેશભાઈ ? આવી દશા !" તેને જોઈ થતા મર્માન્તિક દુઃખથી મેરીએ પોતાનું માથું ખુરશીની પીઠ ઉપર નાખી દીધું અને આંખો મીંચી.

"કોણ ? યોગેશ ? આવ આવ. બેસ." મધુકરે ખુરશી લાવી આપી બેસવા આગ્રહ કર્યો.

" હું તો બેસું છું. પણ તારી પત્નીને શું થયું? મારી બીક લાગે છે?" યોગેશ ઉભો રહી બોલ્યો.

" ના ના, બીક શેની? તું બેસ. કેમ આટલા બધા ફાટેલાં કપડાં? ત્રણ મહિનામાં હજી સાત દિવસ તો બાકી છે? હું તો રોજ દિવસો ગણ્યા કરતો. તું શી રીતે વહેલો આવ્યો?"

" મારી વર્તણૂંકને લીધે સાતદિવસ માફ કર્યા. જે લુગડાં પહેરીને ગયા હોઇએ એ જ કપડે પાછા ફરવાનો જેલનો નિયમ છે. આટલા બધાં મેલાં અને ફાટેલે કપડે રસ્તામાં થોડું ચાલ્યાપછી શરમ આવવા લાગી. જતા આવતા બધા માણસોની દ્રષ્ટિ મ રા ઉપર પડતી. હું મોટા ઘરનો છોકરો, બી.એ. પાસ થએલો, જગતપૂજ્ય બ્રાહ્મણનું લોહી મારી નસોમાં વહે છે–એવો હું, મારાથી એ બધું સહન ન થયું. હજીપણ માન મર્યાદા રહ્યાંછે. ગાડી ભાડે કરી તારે ત્યાં આવ્યો. ભાડું નહિં મળે તો ગાડીવાળો બુમ પાડશે. આઠ આના ઠરાવ્યા છે. તેટલાથી રાજી થયો છે પણ પાસે તો ફુટી બદામે નથી."

મધુકરે મેરી તરફ જોયું. તે તેનો આશય સમજી ગઇ. " ઓ પ્રભુ!" કહી ઉંડો નિશ્વાસ નાખી બે હાથે મોઢું ઢાંકી દીધું.

" એમને શું થયું?" યોગેશે પૂછ્યું.

" કોને ખબર."

" કંઇ વ્યાધિ છે?"

" હા."

" કયો?"

" દરિદ્ર પતિની પત્ની થવાથી, એ વ્યાધિ! ભાઇ, અત્યારે શું કહું? એ બધી વાતો પછી કરીશું. પહેલાં ગાડીવાળાને ભાડું આપી આવું." કહી ખીસ્સામાં હાથ નાખ્યો. પાસે તો એક પૈસો પણ નહોતો. જમે પાસુ તો ખાલી પડ્યું હતું. મેરીની આંગળી તરફ નજર

ગઈ. તેના હાથમાં લગ્ન વખતે આપેલી વીંટી જોઈ. એ વેચવાનું અથવા તો કોઇને ત્યાં મૂકી રૂપીઆ લેવાનો વિચાર કર્યો. કંઇ બહાનું કાઢી મેરી પાસે ગયો અને નીચા વળી તેની આંગળીમાંથી વીંટી કાઢી.

મેરી ઝબકયાની માફક બોલી ઉઠી, "કેમ ?"

"કંઈ નહિં. એતો વીંટી લીધી. ગાડીભાડું આપી આવું અને આજને માટે જમવાની ગોઠવણ કરતો આવું. ખાસ કરીને યોગેશ માટે."

"ભલે."

વીંટી લઇ મધુકર ગયો. યોગેશ તરફ જોઇ મેરી બોલીઃ "યોગેશભાઇ, તમે અંદર જઇ કપડાં બદલી આવો. આ કપડાંમાં તો તમે બહુ ખરાબ લાગો છો."

યોગેશની તેમ કરવાની ઇચ્છા નહોતી છતાં ના પડાઇ નહિં. તે અંદર ગયો.

તેના ગયા પછી મેરી વિચાર કરતી બેઠી. "દુઃખ ઉપર દુઃખ વધે છે પણ ઘટતું નથી. અમારે તો દુઃખ પામવાનું કારણ પણ છે. પણ યોગેશભાઇને શું ? વિના દોષે જેલ જઇ આવ્યા. હજી પણ એમનાં દુર્ભાગ્યની વાત જાણતા નથી, કે કયાં પત્ની ને કયાં બાળક. એ ખબર સાંભળી તેમને કેટલું દુઃખ થશે ? શી રીતે સહન કરશે ? અને મારા પતિના દુઃખનું કારણ પણ હું એમને ભારરૂપ છું એજ છે. આજ બે દિવસથી તો ઘરમાં એક ફુટી બદામ પણ નથી. દિવસે દિવસે દારિદ્ર વધતું જાય છે પણ ઘટતું નથી. ઉત્સાહ નહિં, ઉદ્યમ નહિં, શાન્તિ નહિં. મારા મૃત્યુથી એમનું સારૂં થશે ? હું જ એમનો અવળો ગ્રહ હોઇશ તો ? એમ જ હોય તો મને મરણ શે નહિં આવતું હોય ? હવે સહન નથી થતું. આજ મને મારાં ભાઇ બ્હેન, મા બધાં યાદ આવે છે, મારો—"

" હજી મધુકર આવ્યો નથી ? " યોગેશે બહાર આવી પૂછ્યું. તેના સવાલે મેરીએ વિચારમાંથી જાગી કહ્યું " ના. "

" તમને ઠીક નથી ? "

" ના, દમ થયો છે. "

" મધુકર હજી આવ્યો નહિં. મારા ઘરના કંઇ ખબર જાણો છો ? "

" અધીરા કેમ થાઓ છો ? એ આવશે એટલે કહેશે. "

" ગાડીભાડું આપતાં કેટલી વાર ? "

" કંઇ બીજા કામે ગયા હશે. "

" પ્રભા કેમ છે ? કંઇ ખબર છે ? "

" પ્રભા ? તમારી દીકરી ? " મેરીને શું બોલવું તેની ખબર ન પડી.

" હા. "

" મજામાં છે. "

એટલામાં મધુકર આવ્યો. યોગેશ સામું જોઈ તે બોલ્યો, " હોટેલમાં ખબર આપવા ગયો હતો. હવે તું નાહી લે."

"મારા માટે આટલી બધી મહેનત શું કરવા ? જેલના રોટલાં ત્રણ મહિના સુધી ખાધા છે. હવે ભૂખ પણ બહુ નથી લાગતી. જુઓ ખાધા પીધામાં મોડું થઈ જાય એવું મારે નથી કરવું. તું મને દસેક રૂપીઆ આપ. હું અત્યારેજ ઘર તરફ રવાના થાઉં. ઘણા દિવસો થયા તેના ખબર મળ્યા નથી. "

" ઘરના ખબર ! અરે હતભાગ્ય ! " કહી મધુકર પેટમાંજ નિશ્વાસને સમાવી બોલ્યો, "એ બધું થઇ રહેશે, પહેલાં તું નાહી ખાઈ પી બે ઘડી વિશ્રામ લઈ શાન્ત થા. "

"શાન્ત થઈશું મરશું ત્યારે—એકદમ શાન્ત ! પ્રભાને જોવા માટે મન બહુ અધીરૂં થઇ ગયું છે. કેટલાય દિવસથી તેને જોઇ નથી."

"લોકો કહે છે કે દારૂ પીએ છે! તે શું રાજી ખુશીથી પીતા હોઇશું? હવે શું કરવા છુપાવવું જોઇએ? જો ભાઈ, આ શીશી. બાયડીના હાથની વીંટી વેચી ગાડીભાડું આપ્યું. એક શીશી બ્રાન્ડી લાવ્યો, અને થોડાક પૈસા છે એમાંથી કેટલા દિવસ જશે? સ્થિતિ તો તું જુએ છે. પત્ની મૃત્યુ શય્યા ઉપર! પતિ ગાંડો! અને ભાઈ જેલમાંથી પાછો ફરેલો ગૃહસ્થ!"

"આ શું કરો છો? તમારે તો બધી વાતની ઉતાવળ. યોગેશ ભાઇને જરા નિરાંતે બેસવા તો દો" મેરીએ ઠપકો આપતાં કહ્યું.

"એ બધું હવે મારાથી અસાધ્ય છે. ભદ્રતા–મીઠો વ્યવહાર–એ કપટતાનું આવરણ, લુચ્ચાઇનું ખોળીયું, એનો વિશ્વાસ હવે નથી રહ્યો. યોગેશ, બાપુ, સાંભળ્યા પહેલાં દારૂ પી. જેમ હું પીઉં છું તેમ. બસ, મજાનું વાહ વાહ! છાતીમાં જોર આવશે. આંખમાંનાં આંસુ સુકાશે અને જવાળાનો એકદમ અંત."

"હેં? શું? શું થયું છે? મારી સ્ત્રી–બાળક—"

"મેં તો તેમને ઘણું કહ્યું મારે ત્યાં રહેવાનું, પણ વિલાયત જઇ આવેલો એટલે તેઓ રહ્યાં નહિ અને કાશીએ ગયાં. ત્યારપછી સાંભળ્યું કે ગંગાતટ ઉપર તારી કન્યાની ચોરી થઇ ને તારી સ્ત્રી તારે માટે અને તારી કન્યાના શુભાર્થે અપવાસ કરી દેહ પાડવા હરદ્વાર તરફ ગઈ છે. ત્યારપછી શું થયું એ કંઇ ખબર નથી. ખબર કાઢી પણ નથી, કોણ કાઢે? ઘરમાં અનાહારે મૃત્યુને અભાવે જીવતી મારી સ્ત્રી અને હું તો એક પશુ જેવો: કેવળ દારૂ દારૂ ને દારૂ. જો સાંત્વના જોઇતી હોય તો ચાલ, મારી માફક દારૂ પી."

"ચાલો જે બી વાવ્યું હતું તેનું ઝાડ આવું જ થવું જોઇએ. સાંત્વના શા માટે! પણ પ્રભા મરી ગઇ હોત તો સારૂં હતું. અને મારી સ્ત્રી મારે માટે બળી આપવા ગઇ? મારે માટે શા સારૂ? કોઇ

વખત પણ તેને 'મ્હારી' તરીકે તો ઓળખી નથી, જોઈ નથી. વિધવા થઇ હોત તો સારૂં હતું!"

મેરી ધીરજ આપવા બોલી—

"યોગેશભાઇ! તમને વધારે શું કહેવું! તમે તો વિદ્વાન છો, સમજુ છો, દુઃખમાં આટલું બધું વ્યગ્ર થવું તમને શોભે નહિં—"

"યોગેશ; એ બધું કંઇ સાંભળીશ નહિં, દારૂ પી. આવ આજ આપણે બંને હતભાગ્ય, સમાજદ્રોહી, મનુષ્યદ્રોહી, દેશદ્રોહી બની દુનિયાની બધીય નીતિ નિયમો, એ બધી સાંકળોને ભાંગી તોડી ફોડી ભૂમિસાત્ કરી આપણા ઉપર જેણે અત્યાચાર કર્યા છે તેઓની ઉપર વેર લઇએ. કોણે આપણું જીવન આમ અસહ્ય કરી મૂક્યું છે? આ દેશના સમાજે, અહિંનાં શિક્ષણે, અહિંના માણસોએ!"

"તમે બંને આટલા બધા તરલ છો, ત્યારે તો તમારે સંસાર જ માંડવો નહોતો જોઇતો," મેરીએ કહ્યું.

"ભાઈ મધુકર, જો સ્ત્રી અને બાળક બંનેનો મેળાપ થશે તો તો ફરીવાર મળીશ નહિંતો જાણજે કે હું જીવતો નથી." કહી યોગેશ જવા માટે ઉભો થયો.

"ના ના એમ થાય નહિં. ઘડીકવાર બેસો. આરામ લ્યો." કહી મેરી તેને રોકવા ઉભી થઇ.

"હવે તો ચિતામાં સુઈ સદાનો આરામ લઇશ. અત્યારે આરામ લેવાનો વખત નથી." કહી યોગેશ ઉઠયો, બારણું ઉઘાડી રસ્તે પડયો.

"વાહ વાહ જગત્! તો પણ માણસો કહે છે કે પ્રભુ છે. જગતતંત્ર કોઈ મહાનિયમને આધારે ચાલે છે એ બધી જુઠી વાત—છેતરપીંડી—માણસોને સમજાવી વશ રાખવાને એ બધી વાતો ઘડી કાઢેલી. હવે આ સંસારમાં જીવવાની જરૂર નથી. તું મર, હું મરૂં. યોગેશ મરે. તેની સ્ત્રીકન્યા પણ મરે. ખરેખર આપણે માટે આ જગત્ નથી."

રાત્રિનો અંધાર પડદો આ દુઃખી દંપતી ઉપર પડયો. જગત્ તેની સોડમાં શાન્ત બની સુતું. હજારોના ઉન્હા નિશ્વાસ ઘડીક વારને માટે ભુલાવનારૂં એ સુષુપ્તિનું સ્થાન, એમની ઉપર આજ ઉપકારક બની રહ્યું હતું.

યોગેશ તેજ રાત્રે ગાડીમાં બેઠો. રખડતો, આથડતો, કુટાતો, આખરે તે હરદ્વાર પહોંચ્યો. મુસાફરીમાં શું બન્યું તેનો શાન્તા અને પ્રભાના વિચારથી ઘેરાએલા મનને ખ્યાલ ન રહ્યો. તેઓ કયાં છે તેની શોધમાં શહેર અને શહેરની બહાર કંઇપણ આશ્રય શોધ્યા વિના તે ફરતો હતો. એક ભાંગીતૂટી ઝુંપડી કે જેનાં છાપરામાંથી પાણી ગળતું હોવાથી જમીન ભીની થઇ ગઈ છે, ભીંતમાં પાણી ઉતરવાથી ભીંતો પણ ભીની છે, ભાંગ્યાતૂટયા જાળીયાંમાંથી વાછટ અને પવનના સુસવાટા આવી રહ્યા છે, એક ખૂણાનાં ગોખલામાં કોડીયાંનો દીવો ટગુમગુ થતો બળી રહ્યો છે. ટાઢથી ધ્રુજતી ધાબળો ઓઢીને એ ખૂણામાં ટુંટીયું વાળી એક સ્ત્રી સુતી હતી. તેણે દીવાને ગોખલામાંથી લઇ નીચે ખૂણામાં મૂકવાનું થોડે દૂર બેઠેલા એક પુરૂષને કહ્યું જેથી તેની થોડી ઘણી ગરમી પોતાને લાગે. પુરૂષ ઉઠયો અને તેની પાસે ઓલવાય નહિં એવી રીતે દીવો મૂકી તેના ઓશીકા પાસે બેઠો.

પથારીમાં પડેલી સ્ત્રી તે શાન્તાએ ધીમેથી પૂછ્યું. "સીતારામભાઇ, હજુ કેટલી રાત બાકી છે? સન્ધ્યા તો કયારની પડી છે. હવે ઉષા નહિં ઉગે ?"

" ત્રણતો વાગી ગયા હશે. કેવી ભયંકર રાત લાગેછે, ભાભી? જેવું તોફાન છે તેટલા જ જોરમાં વરસાદ અને તેવો જ અન્ધકાર. ગોરે આવા ભાંગ્યાતૂટયા ઘરમાં આશરો આપ્યો છે તે પડ્યા છીએ નહિં તો તમને લઇને હું કયાં જાત? શું કરત?"

" હવે મ્હારા માટે થઇ તમારે દુઃખ નહિં ખમવું પડે, સીતારામભાઈ, તમને ખૂબ દુઃખ દીધું છે. મેં અભાગીએ કોને દુઃખ નથી

આપ્યું? મારા મોં સામું જોઈ એ બધું માફ કરજો. હું બહુ દુ:ખી છું. મને તમારી નાની બેન ગણી ક્ષમા કરજો.”

“ તમે તો મારી મા છો. ખરેખરાં મા છો. નહિં તો આ સંસારમાં ‘મ્હારો’ કહી મને કોણ બોલાવે એવું હતું? તમે મને એવું કહેશો નહિં. દયાળુ પ્રભુ કાશીવિશ્વનાથની કૃપાથી જો મારી પ્રભા મને પાછી મળે અને મોટાભાઇ–”

“ હવે એ બધી વાતો કાઢશો નહિં. હવે નહિં. ચૌદ વર્ષની હતી ત્યારે લગ્ન થયાં. ત્યાર પછીનાં વર્ષોમાં સંસાર માંડી ખૂબ સુખ ભોગવ્યું. હવે જીવતા રહી એ સુખ ભોગવવા ઇચ્છા નથી. હવે આ બધું નથી ખમાતું સીતારામભાઇ, કેટલું સહેવાય? જન્મથી જ અપ શુકનીઆળ છું. હું જગતમાં આવી કે તરત જ મારી મા મરી ગઈ, અને બાપુની આંખો પણ મને જોઇને ભરેલી જ રહેતી.”

“ તોફાન તો વધતું જ જાય છે, શી ગર્જના! ભાભી, આંખો મીચી જરાવાર સુઈ રહો. સવારે ચરણામૃત લાવી આપીશ જેથી સાજાં થઇ જશો.”

“ નિરાંતે નથી સુવાતું. મને જરા બેસારો. ભીંતને અઢેલી જરાવાર બેસીશ. અહા! સીતારામભાઇ, તમે તો મારી મા જેવા. હા–મા જ છો. પ્રભા મારા ખોળામાં મોં સંતાડી રોતી હતી તેમ આજ મારે પણ તમારા ખોળામાં માથું મૂકી રડવું છે. જુઓને આ હાડકાનું માળખું ધ્રુજે છે. કંઇ ઠીક નથી લાગતું.”

“ ઓ મારી મા, મા–” આટલું કહેતા સીતારામ રડી પડ્યો તેનાથી આગળ ન બોલાયું.

“ સીતારામભાઇ, રડશો નહિં. મારે ગળે હાથ મૂકી સમ ખાઓ કે હું તારી એક વાત માનીશ.”

“ કઈ?”

"એમ કહો કે જો પ્રભા મળશે તો હું તેને ઝેર આપી મારી નાખીશ."

"એ શું ભાભી! તમે આ શું બોલો છો? મારી બ્હેનડી, જરાક શાન્ત થઇ સુઈ જા."

"સુઇશ, હવે વાર નથી. હું સાચુંજ કહુંછું, ભાઇ. જો ક્યારેય તમે તેને મેળવી શકોતો તેને ઝેર આપજો. મારી માફક સુખ ભોગવવા તેને જીવતી ન રહેવા દેશો."

વરસાદ વધારે જોસમાં પડવા લાગ્યો. પવનનું જોર પણ તેટલુંજ હતું. ટાઢથી ધ્રુજતો, વરસાદથી ભીંજાએલો આશ્રય શોધવા આમતેમ નજર ફેરવતો એક પથિક ઝાડ નીચે ઉભો હતો. તેની આ ઝુંપડી ઉપર નજર પડી. ભાંગ્યાતૂટ્યા બારણાની તડોમાંથી ઘરમાં દીવો બળતો હોય તેમ લાગ્યું. યુવક તે રસ્તે દોડ્યો. ત્યાં જઇ બારણું ઠોક્યું. સીતારામ ઉઘાડવા ઉઠ્યો. બારણું અધખોલું કરી તે બોલ્યો, "કોણ છે?"

"એ તો હું છું. ઝાડ નીચે ઉભો હતો. ઠંડી પુષ્કળ છે, ટાઢે શરીર ધ્રુજવા લાગ્યું તેથી જરાવાર તમારા ઘરમાં ઉભા રહેવાની આશાએ આવ્યોછું. એટલી મારા ઉપર મહેરબાની કરો. તોફાન બંધ થશે કે તરત જ ચાલ્યો જઇશ." કહી તેણે બારણાને ધક્કો માર્યો તેથી ઉઘડી ગયું. પવનની ઝપટ લાગવાથી દીવો પણ ઓલવાયો.

દીવો ઓલવાઈ જવાથી સીતારામ ખીજાઇને બોલ્યો, "બહુ ભલા માણસ લાગોછો! બારણાંને ધક્કો મારી ઘરમાં પેસોછો. એકતો ઘરમાં માંદુ માણસ અને દીવો પણ ગયો. હવે શું કરવું કહો જોઇએ?"

"હવે દીવાની જરૂર નહિં રહે. પરોઢીયું થવા આવ્યુંછે. કાળાં વાદળાંને લીધે અંધારૂં લાગે છે, નહિં તો અજવાળું દેખાત."

"ભાઇ, દીવો સળગાવોને! કોઇ રીતે સળગે એમ નથી? કંઈ ઉપાય નથી? નહિં સળગે?" શાન્તા અસ્વસ્થપણે બોલી.

"બહાર તો ખૂબ વરસાદ પડે છે. દિવાસળી પણ નથી. શી રીતે દીવો સળગાવું ? જોઉં આમને પૂછી જોઉં" કહી આવનાર માણસને પૂછ્યુંઃ "કેમ ભાઇ, બીડી પીડી ફુંકો છો ? દિવાસળી છે ?"

"હેં આ શું ? જાણે સીતારામનો ઘાંટો હોય નહિં ? બરાબર જાણે એ જ" મનમાં મુંચવાતા તેણે કહ્યું "ના."

'ના,' હજી ઘરમાં આવવાનું કહીએ તે પહેલા તો બારણું ઉઘાડી નાખ્યું અને હવે દિવાસળી માટે પૂછ્યું તો કહે 'ના.' તમે પણ કોઇ ભારે દેખાઓ છો. કયું ગામ ? ક્યાં રહેવું ? નામ શું ?"

"જાણે સીતારામ જ–કોણ સીતારામ ? સીતારામ ને ?"

"ઓ પ્રભા ! બ્હેન, બ્હેનડી !" કહેતી શાન્તા બેશુદ્ધ થઇ ગઇ.

"ભાભી, ઓ ભાભી, શું થઇ ગયું ? મોટાભાઇ, યોગેશભાઇ ? તમે ?"

"અંધારામાં કંઇ દેખાતું નથી. ક્યાંછે ? કઈ બાજુ ? શાન્તા–શાન્તા ! પ્રભા ! "

સીતારામ શાન્તાની પથારી તરફ દોડયો. તેનો હાથ પોતાના હાથમાં લઇ બોલ્યોઃ "ભાઈ, ભાભીએ આપણને દગો દીધો લાગે છે."

" મારો હાથ પકડી એકવાર તેની પાસે લઇ જા. સીતારામ, ભાઈ, એકવાર જોઇ લઉં, એકવાર– "

"અહિં, ભાઈ આમ." કહી સીતારામ તેનો હાથ પકડી શાન્તાની પથારી પાસે લઇ ગયો. તેનો હાથ યોગેશના હાથમાં આપી કહ્યું, "ભાભી બેશુદ્ધ થઇ ગયાં લાગે છે. તમે તેની પાસે બેસો, હું બહાર જઇ આવું જો ક્યાંઇથી દીવો કે દિવાસળી મળે તો.'

યોગેશ શાન્તાનો હાથ ખોળામાં લઇ બેઠો. "અહા ! વિધા-

તાનું કેવું કઠોર તંત્ર! આ કાંચનલતા બરફ જેવી શિતળ થઇ ગઈ. એ ઉની થશે ? શાન્તા–શાન્તા ?" કહી તેને બોલાવા લાગ્યો.

શાન્તાનું શરીર હાલ્યું. કંઈક ચેતન જેવું લાગવા માંડ્યું. થોડીવારે 'હં' કરી જવાબ મળ્યોઃ "કોઈ દીવો લાવો, દીવો. ઘણા દિવસથી તમને જોયા નથી. પ્રભા ક્યાં ? એ હજી પણ મળી નથી ?"

"ના, મારો ખોળો ખાલી પડયો છે. હવે તો એ હશે કે નહિં હોય. પ્રભા ચોરાઈ ગઈ છે." શાન્તા ધીમેથી બોલી.

"વાહ વાહ ! વિધિના લેખ આવા જ હશે ? બાપુ ! મારા ઉપર મોટી આશાઓ બાંધી ઉછેર્યો, પરણાવી સંસારમાં નાખ્યો–એ સંસારનું પરિણામ તો જુઓ ?"

હાથમાં દિવાસળી લઇ સીતારામ આવ્યોઃ "ભાઈ, તોફાન બંધ થયું. દુકાનેથી દિવાસળી લઇ આવ્યોછું." કહી તેણે દીવો સળગાવ્યો. "ભાઈ" કહી શાન્તાએ કંઇ આશાથી તેના તરફ જોયું.

"ભાભી ! બોલ્યાછો ? હવે જીવમાં જીવ આવ્યો. ભાઇ, તમારી આવી દશા ? હશે, હવે નિરાંત વળી. તમે ભાભી પાસે બેસજો, ત્યાં સુધીમાં હું ચરણામૃત લઇ આવું. ભાભીની સ્થિતિ બહુ ખરાબ છે. હવે વાર નહિં કરૂં" કહી સીતારામ ગયો.

"હવે ચરણામૃત ! આ બાજી સંકેલાવાની વધારે વાર નથી. દીવો ન સળગાવ્યો હોત તો સારૂં હતું. આ મૂખ કોઇને બતાવવાની ઇચ્છા નહોતી."

"શું નું શું થયું ! નરાધમ, પ્રેત, રાક્ષસ આ તારાં પરાક્રમ જો. આના કરતાં મારૂં મોત શા માટે ન થયું જેથી આ જોવું ન પડત." આવું બોલતો, દાંત પીસતો, પોતાની જાત ઉપર ધિક્કાર વરસાવતો યોગેશ શાન્તાનું માથું ખોળામાં લેવા ઉંચુ કરી ધીમેથી બોલ્યો "શાન્તા !"

" આઘા જાઓ! મને અડશો નહિં. મને શાન્તિમાં મરવા દો. પ્રભાની શોધમાં ને શોધમાં આટલે દૂર નીકળી આવ્યાં-આ અજાણ્યા પ્રદેશમાં. પાછા ફરવાનું સાહસ ન થયું, એમ ધારીને કે કદાચ તમારો મેળાપ થશે. તેથી અહિં નાસી આવ્યાં. અત્યારે આવે વખતે તમે ક્યાંથી? જાઓ આઘા જાઓ. હાય! શી જ્વાળા! કેવું દુઃખ! ભાઇ સીતારામ, જરા પાણી આપો."

" સીતારામ તો નથી. પણ ઘડામાં પાણી છે હું આપું છું."

" ના-ના, તમે ન આપશો. આ જીવન તૃષામાં ને તૃષામાં વ્યતિત કર્યું છે. જીવ સુકાઇને મરી ગયો છતાં કોઇ દિવસ ચાંગળુય પાણી પાયું નથી. થોડોક સ્નેહ-પ્રેમભીની આંખથી આદર-એકાદ મીઠી વાત માટે રાતદિવસ તમારા મૂખ સામુ વૃથા ઝંખીઝંખી ઉપવાસ કર્યા છે. કોઇ દિવસ પાછું વાળીને પણ મારા તરફ જોયું નથી. આજ, આ મરવાને વખતે હવે શા માટે? તમારા હાથનું પાણી મારે માટે નથી. આ દીવો પણ ઓલવી નાખો. આ જીવન બધું અન્ધકારમય ગુજાર્યું છે. હવે-અત્યારે આ પ્રકાશ સહન નથી થતો. અન્ધારામાંજ ચાલી જાઉં. મા-મા-'

" તુ જે કહે છે એ બધું સાચું છે. તો પણ-તો પણ આજ તારી મરણ શૈય્યા પાસે તારો હાથ પકડી એટલી ભિક્ષા માગું છું. હું મહાપાપી છું પરંતુ આટલું તો જાણું છું કે હજી સાવ ગાંડો થઇ નથી ગયો-મને આટલી મોટી શિક્ષા કરી જા નહિં. શાન્તા, થોડું મારા હાથનું પાણી પી."

" શિક્ષા કરૂં? તમારા દેખતાં નિશ્વાસ સરખોય મૂક્યો નથી, એમ ધારીને કે એ નિશ્વાસે આ હૃદયની જ્વાળા બહાર નીકળી તમને દુઃખ આપશે. તમને શિક્ષા કરૂં? પતિ અન્યમાં આસક્ત-એવડી મોટી શિક્ષા મારે માથે અત્યાર સુધી વહેતી આવી છું, તે

મરતી વખતે તમને આપવા માટે? ના–ના આપો–પાણી આપો, તમારા હાથના પાણીએ જો મરણની જ્વાળા શાન્ત થાય તો!"

યોગેશે તેને બેઠી કરી. પોતાના ખભા ઉપર તેનું માથું રાખી પાણી પાયું.

"આહ! આંખે અન્ધારાં આવે છે. તમારો હાથ–શરીર પાણી પાણી થઈ જાય છે. જુઓ, પ્રભા મળે તો હું તમારી પાસે છેલ્લું એટલુંજ માગુ છું કે એને મારી નાખજો, નહિં તો પરણાવશો નહિ. સીતારામભાઇ ક્યાં છે?"

'ચરણામૃત લેવા ગયા છે.''

"એતો દેવ છે. મનુષ્ય નથી. મારે માટે થઇ ઘણું વેઠયું છે. મને બહાર લઈ જશો? એકવાર આકાશ જોવાની ઇચ્છા થઈ છે."

"હા, ચાલ." કહી યોગેશ શાન્તાને ઉચકી બહાર લાવ્યો.

"ભાભી! ભાભી! ચરણામૃત લાવ્યો છું" કહેતો સીતારામ ઉતાવળે પગલે તેની પાસે આવ્યો.

"આપો ભાઇ, આપો. પ્રભુ તારે ખોળે લેજે." મોં ઉઘાડયું, ચરણામૃત ગળાની અંદર પહોંચ્યું. મૂખ બંધ થયું અને આંખો અડધી ઉઘાડી રહી ગઇ.

શાન્તાનો આત્મા સદાની શાન્તિ ભોગવવા પ્રભુને ખોળે જઇ બિરાજ્યો.

"ભાઈ, શું થયું? ભાભી, ઓ ભાભી!" સીતારામ તેને બોલાવવા લાગ્યો.

"સીતારામ, બોલાવ–બોલાવ. હજુય મોટેથી બૂમ માર જો એ સાંભળે અને જવાબ આપે તો. હું ન આવ્યો હોત તો થોડાક દિવસ જીવત."

"ઠીક કર્યું, ભાભી! મરીને છુટી ગયાં. મા! બ્હેનડી! આટલું બધું દુઃખ તારા નસીબમાં લખ્યું હતું? ભાઈ, હું તો મૂર્ખો છું, તમને શું કહું? તમે તો ખૂબ ભણ્યાગણ્યાછો ને? જરા જુઓ તો ખરા–કેવી રીતે રગડી રગડી સતી લક્ષ્મી જેવાં ભાભીને માર્યાં છે! ભાઈ, જો હું ફોજદાર હોત, જો મેં કાયદો ઘડ્યો હોત તો તમને ફાંસીએ ચઢાવત. તમારા જેવા સ્ત્રી ઘાતકને તો એજ શિક્ષા જોઇએ." હૈયાની ખીજ યોગેશ ઉપર કાઢી "મા! મા!" કરતો સીતારામ શાન્તાની પાસે માથું નમાવી રડી પડ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## કરણીનાં ફળ.

પૈસારૂપી વૃક્ષની ડાળે લાલચથી ભેગાં થએલાં પક્ષીઓ એ વૃક્ષ નાશ પામતાં ઉડી ગયાં. બિહારીને લુંટી પુતળી અને નાનો તેને તજી પારકે પૈસે મોજ ભોગવતાં બંને સાથે રહેતાં. બિહારી દેવાનો દાસ થયો. રોકડ, ઘરેણું એતો બધુંય પુતળીએ ઘરભેગું કર્યું હતું. પુતળીના હાથથી બચવા પામેલી સ્થાવર મિલ્કત હતી તે દેવામાં લીલામ થઈ. બીજાને ભિખારી બનાવનાર આજે ભિખારી બની એઠા ટુકડા ખાતો મોદીખાનાનો ધંધો કરતી એક ડોશીને ત્યાં પડ્યો રહેતો.

જો ઇશ્વરને માનીએ તો પાપની શિક્ષા ભોગવવી પડે છે. કર્મ માનીએ તો કર્મ પ્રમાણે ફળ ભોગવવાં પડે છે. પછી આ જન્મ કે પુનર્જન્મ. પુતળીના પાપનો ઘડો પણ ભરાઈ ગયો હતો. પોતા પાસે પૈસો આવવાથી તેનો ઉપયોગ તે ગામેગામ માણસોને મોકલી છોક-રીઓને પકડી લાવવામાં કરતી. ભૂલી પડેલી, અનાથ ગરીબ એવી

છોકરીઓને તે ફોસલાવી ખાવાપીવા કે પહેરવા ઓઢવાની લાલચે પટાવી લાવતી અને કોઇ વખત ચોરી કરીને પણ લઈ આવતી.

હમણાં તે ગંગાને કિનારેથી એક છોકરીને ચોરી લાવી છે. તે બીજી કોઈ નહિં પણ કમભાગ્ય યોગેશની દીકરી પ્રભા હતી.

નાનો પુતળીને ઘણું સમજાવતો કે 'તું આ છોકરીને છોડી મૂક. કોઈ સારા ઘરની છોકરી લાગે છે. એને શોધવા પોલીસનાં પણ માણસો ફરતાં હશે. કદાચ જો કોઈ દુશ્મનાઈ કરી પોલીસને ખબર આપશે તો આપણા બાર વાગશે.' પણ પુતળી માનતી નહોતી.

આજ તો ગમેતેમ થાય પણ એ છોકરીને છોડી મૂકાવું ત્યારેજ રહું એવો નિશ્ચય કરી નાનો પુતળી પાસે વાતો કરતો બેઠો હતો. પહેલાં તો તેણે ધીમેથી વાત ઉપાડી: "જો પુતળી તું મારૂં કહેવું સાંભળતી નથી પણ પોલીસમાં કોઇ ખબર આપશે તો માર્યા જઇશું."

પુતળીના મનમાં પણ એમ આવ્યું કે એ સાળો દરરોજ મારા કામની વચમાં આવ્યા કરે છે, બાઝયા કરે છે. આજ તો એની સાથે તકરાર કરી પાણીચું આપી દેવું. એટલે તેણે ઉંચે સૂરે જ આદર્યું. "જો નાનીયા, મેં કોઇ દિવસ કોઇનો એક આટલોય શબ્દ નથી સાંખ્યો, અને તારા બોલો તો મારે દરરોજ સહન કરવા પડેછે. બધી વાતની માણસને હદ હોય કે નહિં ? તારે માટે થઇને તો મેં બિહારીને રસ્તાનો ભિખારી કર્યો. તું પણ રોજ રોજ કેટલાય રૂપીયા ઉડાવે છે. એ બધું હવે મારે નહિં પાલવે."

"તે મારે માટે થઈ ભિખારી કર્યો હશે ! હજી કાલે જ મને એ મળ્યો હતો. દારૂ તો ક્યાંથી લાવે ? ગાંજો ફુંકે છે અને અફીણ ખાય છે. તેનાય પૈસા નહિં હોય તે મારી પાસે માગ્યા. એક બે રૂપીયા આપ્યા. કહ્યું કે બીજા નથી. એને માથે દેવું થઈ ગયું, બાઈ સાહેબે જાણ્યું કે હવે તો બધુંય જશે એટલે નગદ લઈ સરકી ગયાં. એ બધું મારે માટે કે ?"

પુતળી તેના તરફ લાંબા હાથ કરી બોલીઃ "તારા માટે, મુવા તારે માટેજ એ બધું."

"સાળી ગમે તેમ પણ આખરે બેઇમાન જાત તો!" નાનો બોલ્યો.

"જેમ નથી બોલતી તેમ માથે ચઢતો જાય છે. આજ તો બેઇમાન કહી અને કાલ તો બીજું શુંએ કહે! ચાલ, નીકળ મારા ઘરમાંથી." પુતળી એને કાઢવા ઉભી થઈ. નાનો પણ બહુ ગુસ્સે થયો હતો. તે બોલવા જાય છે એવામાંજ કોઇએ બારણું ઠોકી બુમ મારી. નાનાએ બારણું ઉઘાડયું. હવાલદાર અને પોલીસનાં બે ચાર માણસને જોયાં. જોઇને જ ગભરાયો. નાનાને જોતાં જ હવાલદારે પૂછ્યું "નાનાલાલ આપનું નામ કે? તમે જ આ પુતળી નાયકાને ત્યાં રહો છો ને?"

"જી ના. મારૂં નામ તો ભાઇલાલ."

"અને તમારૂં નામ પુતળીબાઈ કે?" પુતળી તરફ જોઈ હવાલદારે પૂછ્યું.

"હા ભાઈ. હું કંઈ આ અભાગીયાના જેવી જુઠ્ઠી નથી."

"આ એજ ઘર," કહી હવાલદારે સીપાઇઓને કહ્યું, "જાઓ, આખા ઘરની ઝડતી લ્યો, અને છોકરીને શોધી કાઢો."

"શેની છોકરી? ઝડતી શા માટે?" પુતળી રોફમાં બોલી.

"તમે કાશીમાં ગંગાને કિનારેથી એક છોકરીને ચોરી લાવ્યાં છો એ ખબર આજે અમને બિહારી નામના માણસે કહ્યા."

"ઓય બાપ! એ છોકરી? એતો આ સાળે નાનીયે ઉપાડી લાવી મને કહ્યું કે કોઈ ગરીબની છોકરી છે. એટલે મેં એને ઘરમાં રાખી. હાય! હાય! હવાલદાર સાહેબ, હું તો ભૂલી. આ રોયાને

લીધે ફસાઈ. મારા ઉપર મહેરબાની રાખજો" પુતળી પોતાની કળા અજમાવવા લાગી.

નાનો પોતાને માથે આવી પડયું ધારી ત્યાંથી છટકવાની બારી શોધવા લાગ્યો. કંઇ સુજી આવવાથી બોલ્યો: "હવાલદાર સાહેબ તમે આ વેશ્યાનું કહ્યું સાચું માનશો નહિં. આપ કોઇ ઉમદા માણુસ લાગો છો. આપનાથી શું કરવા છુપાવવું જોઇએ. છોકરી છે, અને તે આજ ઘરમાં છે. લ્યો હુંજ એને અહિં લઇ આવું." કહી તે જવા લાગ્યો. હવાલદારે તેને જતો રોકી કહ્યું. "ના ના, તમે અહિંજ ઉભા રહો. આપણી પાસે ઘણાં માણુસો છે. હમણાં શોધી લાવશે."

માણુસો ઘરમાં ફરી વળ્યાં. સીતારામ પણ તેમની સાથે આવેલો. તે તો ઘેલાની માફક ઓરડે ઓરડા ફરી વળ્યો. એક ઓરડો રમકડાંથી ખૂબ શણગારેલો હતો તેમાં પ્રભા બેઠી બેઠી રમતી હતી. સીતારામ તે ઓરડામાં પેઠો. પગરવથી ચમકી પ્રભાએ તે તરફ જોયું. સીતારામને જોઈ "કાકા! કાકા" કરતી એકદમ દોડી આવી તેને ગળે વળગી પડી. "બ્હેન! બ્હેન" કરતા સીતારામે તેને છાતી સરસી ચાંપી બહાર હવાલદાર પાસે દોડી જઇ કહ્યું, "આ જ મારી પ્રભા, મારાં ભાભીનો પ્રાણ, મારા ભાઇનું ધન."

"કેમ ભાઈલાલ ઉર્ફે નાનાલાલ અને પુતળીબાઇ, તમારે કંઈ કહેવાનું છે?" હવાલદારે પૂછ્યું.

"જી ના" બંનેએ કહ્યું.

"રામસિંહ! આ બાઇ તથા ભાઇને હાથકડી લગાવી રસ્તા વચ્ચે થઈ થાણામાં લઈ જા. નાનાલાલ! તમને તો હું સારી રીતે ઓળખું છું, બિહારીના મંત્રી હતા. તેનું બધું પચાવી અહિં આવી રહ્યા છો તે હવે ખબર પડશે."

" હું ગમે તેવો પણ નાતજાતવાળો માણસ કહેવાઉં. મને આની સાથે આમ બેડી પહેરાવી રસ્તા વચ્ચેથી ન લઇ જશો. એટલી મારા ઉપર દયા કરો. હું તમને જે હશે તે સાચે સાચું કહીશ. મેં તો એ રાંડને નાજ પાડી હતી કે છોકરીને ન રાખ, પણ માન્યું નહિ. એનાં પરાક્રમો તો બધાંય ગણાવીશ. "

" વળી બીજું શું પરાક્રમ છે ? "

" મારા ઉપર મહેરબાની રાખજો. હું તમને એ બધાં કહું છું. આ રાંડે રૂપીયા બે હજાર લઇ બિહારીલાલની વહુ તરીકે ખોટી સાક્ષી આપી છે. હવાલદાર સાહેબ મેં સાચે સાચું કહ્યું છે. કૃપા કરી મને ઓછી શિક્ષા કરજો. હું પણ એ પાપમાં સામેલ હતો."

" એમ ! કેવું નીચ કામ! ત્યારે તો આ નાયકા અને તમારે લીધે થઇ એક ગૃહસ્થને જેલ ભોગવવી પડી, અને બિહારી-તેને પણ શિક્ષા થવી જોઇએ. રામસિંહ ! આ પુતળીને થાણામાં લઈ જાઓ. નાનાલાલ મારી સાથે આવશે. "

" ઓ મા ! ઓ બાપ! મેંતો દૂધ પાઇ કાળા નાગને ઉછેર્યો" કરતી રડતી રડતી પુતળી પોલીસ સાથે ચાલી. નાનાલાલ અને હવાલદાર પણ ચાલ્યા. એ બધું સરઘસ થાણામાં એકઠું થયું. હવાલદારે ફોજદારને બધી વાત કહી. બિહારીને શિક્ષા કરવાનું તે કંઇ શોધતોજ હતો એમાં કારણ મળી ગયું. વારંટ આપી બિહારીને પકડી લાવવા હવાલદારને રવાના કર્યો.

મોદીખાનું વેચતી ડોશીને ત્યાં તેની દુકાનમાં બિહારી એક બાંકડા ઉપર મેલું ધોતીયું અને ફાટલું પહેરણ પહેરી બેઠો બેઠો ફેરી વાળા પાસેથી ચા લઇને પીતો હતો.

ચા પી રહ્યા પછી ડોશીને પૈસા આપવાનું કહ્યું. ડોશી ઝણુકતી બોલી "જ્યારે પૈસા હતા ત્યારે નાનીયા ને પુતળીને ખવરાવ્યું

અને અત્યારે આવે વખતે અમે યાદ આવ્યાં! ગાડીઘોડા દોડાવ્યા, રાજાની માફક ફર્યા એટલે હવે મહેનત ન થાય. હું આવી ઘરડી–મારાથી કામ થાય અને તમારાથી ન થાય!"

"અરે બાપુ થતું હોય તો જોઇએ શું? પૈસા તો ઘણાય હતા. પણ યારોમાં ધુમાડાની માફક ઉડી ગયા. ઘરમાં સાક્ષાત્ સતી લક્ષ્મીનો અવતાર હતો. તેને પણ મારી હાંકી કાઢી. કોઈ દિવસ એના હાથમાં રાતી પાઈ સરખીય મૂકી નથી. અને જેઓને મારૂં સર્વસ્વ આપી મોજ કરાવી છે, તેઓતો આજ સામા મળે તો પણ જાણે ઓળખતાજ નથી એવાં અજાણ્યા થઈ જાય છે. મને જોતાંજ નજર આડી કરી ચાલ્યાં જાય. જવા દે સાળાં નિમકહરામ! પણ જો જો ડોશી તમે મને દગો ન દેતાં" કહી બિહારી અંદર ગયો.

થોડીવાર થઇ હશે ત્યાં જ હવાલદાર અને તેનાં માણસો દુકાન ઉપર આવી "બિહારીલાલ અહિં રહે છે કે?" પૂછ્યું. ડોશીએ 'હા' કહી બિહારીને બહાર બોલાવ્યો. બિહારી બહાર આવ્યો.

"બિહારીલાલ તમારૂં નામ કે?" હવાલદારે પૂછ્યું.

"નહિં તો!– મારૂં જ નામ બિહારીલાલ. જો ખોટું માનતા હો તો પૂછો આ ડોશીને."

"તમારે નામે એક વોરંટ છે. તમે એક કેસમાં પુતળી નામની વેશ્યાને જ્યોતિને નામે ખોટી સાક્ષી પુરાવી છે."

"પુતળી? ખોટી વાત. પુતળી કોણુ?" બિહારી અજાણ્યો થઇ બોલ્યો.

"તારી મા–જે તારૂં લુંટી પૈસાદાર બની બેઠી છે તે" ડોશીએ તેના સ્મરણમાં આવે માટે ચોકખો ખુલાસો કર્યો.

"કોણે કહ્યું પુતળીએ સાક્ષી પૂરી છે? એતો મારી સ્ત્રીજ હતી."

" એ બધું તો ફોજદાર સાહેબ પાસે જઇ સાંભળશો. હમણાં તો મહેરબાની કરી અમારી સાથે થાણામાં ચાલો. નહિં તો અમારે ઘસડીને લઇ જવા પડશે. "

વોરંટ છે. ગયા વિના છૂટકો નથી ધારી બિહારીલાલભાઈ પોલીસ સાથે ચાલ્યા. થાણામાં જઈ પુતળી અને નાનાને ભેટયા. વિચાર્યું કે ઉગરવાનો હવે ઉપાય નથી.



# પ્રકરણ ૧૫ મું.

## " તિલકે નથી રહુ સૌભાગ્યવતાં: "

સૂર્ય ક્ષિતિજમાં અર્ધ ડુબેલો હતો. ડુબતા સૂર્યનાં છેલ્લાં કિરણો ઝીલતી વાદળીઓ રંગીત આકાશમાં રંગીત બની પોતાનો આભાસ જગત્ ઉપર નાંખતી હતી. નદીનો પ્રવાહ, એ આકાશની નીચે રંગીન થતો, શાન્ત અને નિર્મળ વહેતો હતો. પક્ષીઓ પોતાના માળામાં શાન્તિનું આવાહન કરતાં બેઠાં હતાં. પવન ધીમો ધીમો મીઠી લહેરે વાતો હતો. સંધ્યા ખીલી હતી.

નદીની ભેખડે એક ઝુંપડીના ઉમરામાં પગથીયાં ઉપર પગ રાખી એક બાઈ કંઈક ગુંથવામાં એકતાન થઈ ગઇ હતી. સંધ્યાનું તેજ એના મુખ ઉપર પડતું હતું. ધીમો ધીમો પવન જગતના સંદેશા એના કાનમાં કહેવા પ્રયત્ન કરતો હતો. સંધ્યાની શાન્તિ ધરતી પૃથ્વી, નદીનું કલકલ કરતું ધીમી ગતીએ વહેતું નીર, આકાશની રંગીનતા એ કંઇ તેની નજરમાં નહોતું આવતું. આજ એની આંતર સૃષ્ટિએ બાહ્ય સૃષ્ટિનો પરાજય કર્યો હતો બહારની સૃષ્ટિનો પ્રકાશ, માત્ર ઐહિક જીવન જીવવા માટેના શ્રમમાં, તેને સાધનરૂપ થતો હતો. તે ગુંથવામાં નિમગ્ન હતી.

થોડીવારે એક વૃદ્ધ હાથની લાકડીને ટેકે ચાલતો બારણામાં આવી ઉભો. તેણે ધીમેથી કહ્યું, "જ્યોતિ." જ્યોતિએ ઉંચું જોયું. "બાપુ" તે બોલી.

"અંધારૂં થવા આવ્યું છે, હજી પણ તું ગુંથ્યા કરે છે. આંખ નહિં બગડે? તને જે શીખવ્યું તેની કમાણી પણ મારે જ ખાવાનો વખત આવ્યો ? હરિ ! હરિ!" કહી નિશ્વાસ મૂકયો.

"તમે એવું ન બોલશો. હું છોકરો હોત તો તેની કમાણી તો તમને ખપત જ. મને છોકરો ગણજો."

"કોને ખબર છોકરો હોત તો આટલું કરત કે નહિં. ગાડી, ઘોડા, નોકર, ચાકર કેટલાય સુખમાં તું ઉછરી છો. મેં મારે હાથેજ એ વૃક્ષ કાપી નાંખ્યું ! મેં જ, હા મેં રાક્ષસે જ–ધર્માધર્મ સમજવા છતાં, પરિણામની કલ્પના કરવાની તાકાત છતાં, ઇશ્વરનો ડર ભૂલી જઇ, સંજોગોની અસરમાં આવી જઈ, તારી જીંદગી ધૂળમાં મેળવી છે.! પ્રભુ ! રે! મને દુષ્ટને પ્રભુનું પુણ્ય નામ ઉચ્ચારવાનો અધિકાર શો? મારાં પાપનું પ્રાયશ્ચિત તો આ—" એમ બોલી ડાંગ બે હાથે પકડી માથામાં મારવા ગયો. જ્યોતિ આંખમાં આંસુ સાથે, હાથમાંનું કામ ઝડપથી પડતું મૂકી, તેના હાથ ઝાલી લઈ કહેવા લાગી, "તમે વારેવારે એવું શું કરવા મનમાં લાવો છો ? **गतं न शोचयेत्**. મારૂં જેવું પ્રારબ્ધ, તમે શું કરો? વળી તમે આવું બોલો છો તેથી મને નાહક દુઃખ થાય છે. આતો કાલે ગામમાં પ્રદર્શન ખુલ્લું મૂકાવાનું છે. મારો નમુનો થોડોક અધુરો હતો તે પૂરો કરવા માટે જ અત્યાર સુધી હું ગુંથતી હતી. હવે તો પૂરો થયો." વાત કરતા તે ડોસાને ઝુંપડીમાં દોરી ગઇ. વૃદ્ધના મનનો આવેગ આજ કંઈ જુદો હતો. ભૂતકાળનું ભાન આજ તેને અતિ તીવ્ર હતું. તેણે કહ્યું, "બેસ, બેસ, આજતો મારે તને ઘણી વાત કરવાની છે. આજ હૃદય ખાલી કરવું છે. પણ તે આ અંધારી બદ્ધ ઝુંપડીમાં

નહિં. બહાર, આકાશ, પૃથ્વી, નદી, તારા, પશુ, પક્ષિ, માનવી સહુ ભલે સાંભળે, ચાલ.'' એમ કહી તે ઘરની બહાર જઇ બેઠા. ઉદ્દિગ્ન પિતાનો આવેગ ઉભરાઇ જઇ આંતર ભાર હલકો બને તો સારૂં એમ સમજી જ્યોતિ હૈયાંની અનેક પ્રચંડ જ્વાળાઓ અંદર રાખી બહારથી શાન્તિ દેખાડતી ઉમરામાં તેની સામે બેઠી. થોડીવાર સુધી ગંભીર વદને, નિસ્તેજ થતાં નયને, અન્ધાર પછેડો પાથરતી રજનિને જોતો, શમશમાકાર શાન્તિમાં–નિશ્વાસ નાખી ધીરજલાલ બોલવા લાગ્યો:—

"તારી મા તો આપઘાત કરી મરી ગઇ. પણ હવે શી દશા થઇ તે ખબર છે ? રોજ રાત્રે આ ઘરની ચારે બાજુએ ચોધાર આંસુ પાડતી એ ભમ્યા કરે છે. આ ભવ કે પછી બીજે ભવ કર્મોનાં ફળ ભોગવવાં જ પડે છે. તારી માએ આપઘાત કર્યો, મારી આ દશા થઈ, અને પોતાને સલામત બહુ સુખી ધારતો બિહારી તો આથીય ભુંડા હાલ ભોગવી રહ્યો છે. મારા ઉપર આજે જ એક કાગળ હતો. એ વાંચીને મને કંઇક ટાઢક વળી. ઇશ્વરને ઘેર ન્યાય છે. ઇશ્વરને પણ કંઇક ભાન થયું. બિહારીએ યોગેશને જેલમાં મોકલ્યો હતો. એક વેશ્યાને તારા નામે ઓળખાવી, તેની સહી કરાવી ન્યાયાધિશને છેતરી તેણે આ કામ કર્યું હતું. એ વેશ્યા કોઇની દીકરી ચોરી લાવી હતી, તે પણ યોગેશની જ નીકળી ! આખરે પાપનો ઘડો ફૂટયો ! એ વેશ્યાને પોલીસે પકડી. વેશ્યાએ બધુંય કબુલ કર્યું. જે ફોજદારના હાથમાં યોગેશનું કામ હતું તેના જ હાથમાં આ મુકર્દમો છે. તેણે બિહારીને પણ પકડી પોલીસ ચોકીમાં નજરકેદ કર્યો છે. જો આ પ્રપંચ પ્રમાણસર નીકળશે તો જરૂર એને જેલ મળશે. તારા જેવી સતી સાધ્વી ઉપર અત્યાચાર કરે એનાં ફળ એને બરોબર ચાખવા મળશે."

"હેં !" કહી જ્યોતિ ચમકી ઉઠી. તેની ઉર જ્વાળાઓ અનેક ગણી વધી ગઇ. પણ પિતાથી એ દુઃખ છુપાવવા, "તમારે માટે રસોઇ કરૂં" એમ કહેતી એ ઉભી થઇ ઘરમાં જતી રહી.

"મારે જમવું નથી, તું જરા આરામ લે"

જ્યોતિ, જાણે ન સાંભળ્યું હોય તેમ, મનમાં વિચારતી ઘરમાં ચાલી ગઈ.

"આરામ! આરામ તો મૃત્યુ પછી એક સામટો લઇશ. અત્યારે નહિં. હે પ્રભુ ! મારી પહેલાં મારા બાપુને બોલાવી લે, નહિં તો એમની સંભાળ લેનારૂં આ જગતમાં કોઇ નથી. અને મારા પતિ! એમને માટે હું શું કરૂં? ખરાબ સોબત, અશિક્ષિત, સમાજનો તિરસ્કાર, એણેજ એમની આવી દશા કરી મૂકી. ખરેખર એમને જેલ મળશે? જો ગુન્હો સાબીત થાય તો તો જરૂર. હું શું કરૂં? મારાથી શું થાય? આ વાત ન સાંભળી હોત તો સારૂં થાત. એમની પાસે હવે તો પૈસો પણ નથી કે જેથી મુકર્દમો ચલાવી શકાય. પ્રભુ, ત્હારા રાજ્યમાં ઉપાધિઓની પણ સીમા નથી ! બાપુ પણ કોઇને મોઢું ન બતાવાય તેથી અહિં આવીને રહ્યા છે. પોતાની જ પાસે જાણે પોતે અપરાધી! શું કરૂં?" આવા વિચારોમાં તેણે રાત ગાળી. સવારમાં વહેલી ઉઠી, ઘરકામ પરવારી તે પ્રદર્શનમાં જવા નીકળી. પાછા આવતાં તેને બિહારી સાંભર્યો. થાણામાં જવાનું મન થયું. ફોજદારને મળી જો કાંઈ ઉપાય થાય તો એમ ધારીને તે તે રસ્તે વળી. હિન્દુ સ્ત્રી! અદ્‌ભૂત તારી પતિ પરાયણતા! ક્રોધને બદલે દયા. વેરને બદલે મમતા. ભયને બદલે જોમ. ઉદ્વેગને બદલે ધીરતા. દુનિયા ભલે માનવું હોય તો માને. ખરાંની પારખ પ્રસંગ વગર ન થાય. સોનું કસોટીએ ચડે તોજ પરખાય. ફોજદારનું નામ પૂછતી તે થાણામાં આવી. બિહારીને હાથકડી પહેરાવેલો પાટ પાસે એક ઓરડીમાં જોયો. ઓરડીની બહાર ઓશરીમાં ખુરશી ઉપર ફોજદાર બેઠો હતો. જ્યોતિએ બિહારી તરફ જોયું. તેને ઓળખ્યો. બિહારી જ્યોતિને જોઈ ચમક્યો. મનમાં ધાર્યું કે હવે તો મર્યા. જ્યોતિ પોતે જ મારી વિરૂદ્ધ સાક્ષી પૂરવા આવી. પિશાચને દેવીની દયાનું ભાન ક્યાંથી હોય?

"રંગીનદાસ ફોજદાર આપનું નામ કે?" જ્યોતિએ પૂછ્યું.

"હા. શું કામ છે?"

"તમને મારે જે કહેવાનું છે તેમાંનું એક તો એ કે આ મારા પતિ છે, અને હું તેમની પત્ની જ્યોતિ છું. તમને ખાત્રી ન થતી હોય તો તેમને પૂછી જુઓ."

'હં? ચાલો ઠીક થયું. આમાં તમારૂં જ કામ હતું. તમે ક્યાં રહો છો તેની ખબર નહોતી. ઇશ્વર કૃપાથી તમે જાતે જ આવ્યાં. તમારા પતિએ અને નાનાલાલે થઇ એક વેશ્યાને તમારે નામે ઓળખાવી એક સારા પ્રતિષ્ઠિત ગૃહસ્થને જેલ અપાવી. વેશ્યા ને નાનાલાલે, જો કે અત્યારે તો બંને જેલમાં છે, કબુલ કર્યું છે કે તેણે આ બિહારીલાલ પાસેથી બે હજાર રૂપીઆ લઇ તમારે નામે ખોટી સાક્ષી પૂરી."

"એ બધી ખોટી વાત. તેણે એવું ખોટું નામ ધારણ કર્યુંજ નથી. વધારેમાં મારા પતિ ઉપર વેર લેવા માટે જ આવી બાજી ગોઠવી કાઢી છે. યોગેશના મુકર્દમા વખતે મેં જ સાક્ષી પૂરી હતી. તમે મારા પતિ તરફનો કેસ પાછો ખેંચી લ્યો. તેમને છૂટા કરો. મેહેરબાની કરી તેમની હાથકડી કાઢી નાંખો."

"તમે ખરેખર બિહારીનાં પત્ની છો?"

જ્યોતિના બોલ ઉપરથી ફોજદાર શંકિત થયો હોય તેમ લાગવાથી આગળ બોલી, "તમે તો પોલીસ લોક છો, વધારે તપાસ કરવાથી ખાત્રી મેળવી શકશો. હું કંઇ બીજી જ્યોતિ બની તમને છેતરવા નથી આવી."

"ના, ના, બ્હેન, મને માફ કરો. હું સમજ્યો કે તમે બિહારીલાલનાં પત્ની જ; અને સાથે એ પણ સમજ્યો કે તમારા પતિને

બચાવવા ખાતર તમે મારી પાસે ખોટું બોલો છો કે યોગેશના મુકર્દમા વખતે—"

"ના તે તમારૂં અનુમાન સાચું નથી. તમે જે મારા પતિ પર તહોમત મૂક્યું છે તે તદ્દન ખોટું છે. મારા પતિ નિર્દોષ છે અને તેમની વિરૂદ્ધમાં જે છે તે તો મારા પતિને ઘેર એઠા ટુકડા ખાઇ ઉછરેલો એક નીચ કુતરો અને બીજી વેશ્યા. જ્યારે તેમની સ્થિતિ સારી હતી ત્યારે તેમનું બધું લુંટી લીધું, અને અત્યારે તેના બદલા તરિકે તેમને આવા સંકટમાં નાખ્યા."

"વારૂ, એ તમારી બધી વાત માની કે તમારા પતિ તદ્દન નિર્દોષ છે, અને આ લોકોએ તેમને જેલ મોકલવા માટે કેવળ ફંદજ ઉભો કર્યો છે. પણ બ્હેન, એ મુકર્દમાનો બધો આધાર તો પ્રમાણુ ઉપર છે. તમે કહોછો તે ન્યાયાસન આગળ સત્ય તરીકે નહિં કબુલ થાય.–પણ તમારા નામે જે સહી કરી છે તે દફતરમાં હશે. તેની સહીના અક્ષર સાથે તમારા અક્ષર મળતા નહિં આવે, અને પુતળીના તો સાબીત કરતાં કંઇ વાર નહિં લાગે."

"ફોજદાર સાહેબ, મારા પતિને તમારે છૂટા કરવા જ પડશે. કોઇ રીતે તમે તેને જેલમાં મોકલી નહિં શકો. દફતરમાં જે નામે સહી છે તે મારી જ છે, અને જો તે તે અક્ષરને મળતી સહી કરશે તો હું કહીશ કે જ્યારે તે મારા ઘરમાં રહેતી ત્યારે મારા અક્ષર પ્રમાણે અક્ષર કાઢતાં શીખી હશે."

"મને લાગે છે કે તમારા પતિને મુક્ત કરવા તમે ઘેલાં થયાં છો. ખરૂં ખોટું વિસરી ગયાં છો. તો પણ એટલી વાત તો યાદ રાખજો કે જ્યારે ન્યાયાધિશ તમને સહી કરવાનું કહેશે ત્યારે પહેલી જે સહી દફતરમાં છે તેના અક્ષર જોડે તમારા અક્ષર શી રીતે મળતા આવશે? તમે ખોટું બોલો છો તે ત્યારે જણાઇ આવશે."

"ના, નહિં જણાવા દઉં. સહી તો આ આંગળીએ કલમ પકડીને કરવી પડશે ને? સહી કરવાની આવે તે પહેલાં જ હું એ કાપી નાંખીશ. કહીશ કે રોગ થવાથી એ કપાવવી પડી, એટલે પહેલાંની માફક હું સહી કરી શકતી નથી, અને લગ્ન થયા પછી મેં કોઇ સાથે એવો વ્યવહાર રાખ્યો નથી કે જેને મેં કાગળ લખ્યો હોય કે જેથી મારા નામની સહી તેમાંથી નીકળે. વાત વાતમાં નકામો વખત જાય છે. ભાઈ, તમે મારી મનની સ્થિતિ સમજી મારા પતિને મુક્ત કરો. એટલી હું તમારી પાસે ભિક્ષા માગું છું. તમારે જો દીકરી હોય તો મને તેના જેવી જ ગણી મારા ઉપર એટલી મહેરબાની કરો. તમે એટલા બધા ઘાતકી ન થાઓ. તમને મારા સમ છે. મારા પતિને જેલમાં ન મોકલશો. હું જાઉં છું. મારે ઘણે આઘે જવાનું છે, રાત પડી જશે" કહી હાથ જોડી પ્રણામ કરતી દીન, આજીજીયુક્ત, અસહાય, હતાશ મોંએ જવા માટે પગલું ભર્યું.

બિહારી આ બધું સાંભળતો દિઙ્‌મૂઢ જેવો બની ગયો હતો. અચાનક તેના મોંમાંથી શબ્દો નીકળી ગયાઃ—"આ મારીજ પત્ની! જે મને ગોળી મારવા આવી હતી તેજ.'

"ઉભી રહે બ્હેન, થોડીવાર ઉભી રહે" કહેતો ફોજદાર ગળગળો થઇ ગયો. તેની આંખમાં આંસુ આવી ગયાં. તે બોલ્યો, "આજ આટલા વર્ષોમાં પોલીસ ખાતાની હજારો ખૂરી ફરજો બજાવતાં કોઇએ મારી આંખમાં પાણી જોયું નથી; પણ આજ આ આંખમાં પાણી ભરાય છે. એ આંસુ હૃદય હચમચાવી મારી ફરજને ભૂલાવે છે. મારાં કર્તવ્યને માનતું નથી. હું બધુંય સમજું છું. તમારા પતિનું તમારી સાથે વર્તન, તેમનું ચરિત્ર, અત્યારે તેમની સ્થિતિ એ બધું જાણું છું, જોઉં છું છતાં મને વિશ્વાસ નથી આવતો કે તમારા જેવી સ્ત્રી આવા વખતમાં હજી પણ ગુજરાતનાં ગૃહોને ઉજાળી રહી છે! એક તરફ તમે, બીજી તરફ કઠોર કર્તવ્ય! પતિને

મુક્ત કરવા માટે સતી સાવીત્રી જેવી દૃઢ નિશ્ચયી અને બીજી તરફ કર્તવ્ય પરાયણ આ વૃદ્ધ! શું કરવું એ સૂજતું નથી પરંતુ એટલું તો જાણું છું કે હવે મારાથી આ નોકરી નહિં કરી શકાય. હું કંઈ વાત નહિં છુપાવું. જે હશે તે ન્યાયાધિશ પાસે સાચેસાચું કહીશ કે દયાની આગળ કાયદો નકામો છે. જો એ દયા કરે ને તમારા પતિને મુક્ત કરે તો, અને મને પણ એવો વિશ્વાસ છે કે આથી કરીને તમારા કલ્યાણ માર્ગમાં હું વિઘ્નરૂપ નહિં થઈ પડું." કહી બિહારી તરફ તે દોડ્યો. બિહારીની હાથકડી કાઢી નાખી કહ્યું, "બિહારીલાલ, તમારી સ્ત્રીને ખાતર તમને જેલ જતા બચાવવા માટે મારાથી બનતું કરીશ."

"હવે હું જાઉં છું. તમે મારા પિતાતુલ્ય છો. વધારે શું કહું? હું બહુ કમભાગ્ય છું. આ કાગળ રાખો. તેમાં મારૂં શિરનામું છે જેથી કંઇ કામ પડયે તમે મને બોલાવી શકો." કહી કાગળ આપી જ્યોતિ રસ્તે પડી.

"જા બ્હેન, ગુજરાતને ગૃહે ગૃહે તારા જેવી આદર્શ સ્ત્રી હો કે જેથી બીજી દેવીઓની પૂજા કરવાનું પ્રયોજન ન રહે" વૃદ્ધે નીતરતે હૃદયે અંતરથી આશિષ આપી. બિહારીનો હાથ પકડી કહ્યું: "ચાલો બિહારીલાલ તમને મારે ઘેર લઇ જાઉં" આ બધું જોઇ બિહારીનું હૈયું ભરાઈ આવ્યું. ગળગળે સાદે તે બોલ્યોઃ "શું ચાલી ગઈ? હું શું બેશુદ્ધ થઈ ગયો હતો! ના, મારે તમારે ઘેર નથી આવવું. મારે મુક્તિ નથી જોઇતી. મને જેલ મળે તેવું જ કરો. મેંજ ખોટી જ્યોતિને નામે સહી કરાવી છે, હું જ લુચ્ચો છું, લંપટ છું, ઢોંગી છું. મેં જ મારી પત્નીને કંઇ આપ્યું નથી. જેટલો બને તેટલો તેના તરફ અત્યાચાર કર્યો, રાક્ષસની માફક–સેતાનની માફક. આજ તેનું આવડું મોટું દાન લઇ જીવવાની ઇચ્છા થતી નથી. મને શિક્ષા કરો."

"ભાઇ હું પણ ક્યારનો એજ કહી રહ્યો છું. પથરા ભાંગવાથી

જ શિક્ષા થાય છે એવું કાંઇ હોતું નથી. આ શિક્ષા તો એવી છે કે જેથી સારા થવાય, તમે સુધરો. તમારો પશ્ચાતાપ એજ તમારા મહા પાપનું પ્રાયશ્ચિત છે.” કહી હાથ ઝાલી તેને પોતાને ઘેર લઇ ગયો.

રાત પડવા આવી હતી. આકાશમાં કાળાં વાદળાં ચઢી આવી જગત્ પરના અંધકારમાં વધારો કરતાં હતાં. વચમાં વચમાં વીજળી ઝબુકતી હતી. થોડીવાર પછી ઝરમર ઝરમર વાદળ વરસવા લાગ્યું. જ્યોતિ રાત પડવાથી ઉતાવળે પગલે નદીને આરે નિર્જન સ્થળમાં કંઇક વિચારતી વિચારતી ઘેર જતી હતી. આઘેના ભડકા તરફ તેની વારે વારે નજર જતી. તે સ્મશાન ભૂમિ હતી. વિચારતી કે પ્રભુ મને આ સ્થાનમાં લાવી વ્હોરી લીધેલા જીંદગીના ભડકાને આ ભડકાથી ક્યારે શાંત કરશે ? કઠોર કર્તવ્ય ! આ નાશવંત દેહને, ઇચ્છા અનિચ્છાએ, લગામ તાણી રોકી રાખેલ ઘોડા માફક, ફરજ બજાવવા રાખવો પડે છે, પણ જીંદગીની કટુતાઓ શલ્ય સમ સાલે છે. એવું જીવન શા માટે જીવવું ? ત્યારે મરીને પણ શું થાય ? મારા બાપુનું શું થાય ? એમને ખાતર તો મારે જીવવુંજ જોઇએ. વિચાર વમળમાં ઘસડાતી તે ચાલી જતી હતી, એવામાં અચાનક એને કાને કંઇક સ્વર સંભળાયો. તે વિચારમાંથી એકદમ ચમકી. ફરીવાર કાન માંડી ધ્યાનથી સાંભળ્યું. આગળ પાછળ અંધારામાં નજર કરી. કોઇ જણાયું નહિં. અચાનક વિજળી ચમકી. કોઈ ચીથરેહાલ પુરૂષ ગાંડાની માફક બકતો બકતો પોતાની તરફ આવતો દીઠો.

“સ્મશાનમાંથી માણસ પાછું ફરે? ચિતાની આગમાં પણ તેનો અંત ન આવે? રોજ રોજ જોઉં છું–પણે–પણે દૂર ક્ષિતિજમાં, મારી આસપાસ આ વિજળીના ઝબકારમાં, આ આકાશને પેલે છેડે, સર્વત્ર તેને જ જોઉં છું” આવું આવું બકતો તે માણસ જ્યોતિની સાવ પાસે આવ્યો. જ્યોતિ ચમકી ઉભી રહી. ધાંટો પાડી બોલી, “કોણ છે? કોઈ ગાંડા જેવો લાગે છે?”

આવનાર માણસે વધારે લવવા માંડ્યું: "દયામયી આખરે આવી ? કંઇ બોલ તો ખરી ? પેલેપારની કંઈ વાતો કહે. શાન્તા ! શાન્તા ! અચાનક વિજળી ચમકી. એ વિધુતના ચમકારામાં આવનાર માણસને ઓળખ્યો. "કોણ ? યોગેશ ?" કહી જ્યોતિ બેચાર પગલાં પાછી હટી ગઇ.

"સાથે સાથેજ જાણે ચાલે છે, એ જ્યોતિ ને શાન્તા. તમે કોણ ? જ્યોતિ કે શાન્તા ? ઓળખી નથી શકતો." યોગેશ જ્યોતિના મુખ સામે તાકીને જોતો ઉભો રહ્યો.

"યોગેશ, તમે અહિંયા ?" અચંબો પામી જ્યોતિ બોલી.

"એજ સ્વર, એજ મીઠાશ. પ્રભુ વજ્રાઘાતે આ જગતનો સદાને માટે પ્રલય કરો જેથી એ શબ્દ ફરીવાર આ કાને ન પડે. હવે એ સાંભળવાની ઇચ્છા નથી"–

જ્યોતિ દયાર્દ્ર સ્વરે ફરીથી બોલી "યોગેશ !"

"હજી પણ ! હજી પણ એજ સ્વર ? આ તો સ્વપ્ન કે જાગૃત ? આ માયા, કે સત્ય ? તું તુંજ, તેજ જ્યોતિ ! હજી કંઇ બાકી રહી ગયું છે ? માથું ઉંચું રાખવાની લાલચે પદાઘાત કરી કાઢી મૂક્યો. મેં તો માગ્યો પણ નહોતો, છતાં હાર આપી ચોર બનાવી પકડાવી દીધો. ખોટી સાક્ષી પૂરી જેલમાં મોકલ્યો. તેં તારે હાથે જ એ ફોટો તો આપ્યો હતો. ત્યાર પછી સ્ત્રી ઉપવાસ કરી મારે માટે તલસી તલસી મરી ગઇ; છોકરી તો ક્યાં હશે તે તો રામ જાણે? અને હું– ખરેખર તેજ યોગેશ ! ખરે જ હું સ્ત્રી પરણ્યો હતો ! સાચે જ મારી દીકરીને કોઇ ઉપાડી લઇ ગયું! સાચે જ હું તને ચાહતો હતો! સાચે જ હું જેલમાં જઇ આવ્યો ! કોણ ? કોણ મને એ બધું સમજાવે ?"

"તમારી સ્ત્રી આ જગતમાં નથી ?"

"ના, તેનું મેં ખુન કર્યું ?"

"હેં ?"

"ચમકે છે શું કરવા, ખોટું નથી. સાચે જ મેં તેનું ખૂન કર્યું અને તે તારે જ માટે."

"મારે માટે ?"

"હા–હા–તારે માટે ! હું કેમ તેને ચાહી શક્યો નહિં ? શા માટે તેં તેની અને મારી દીકરી સામું પાછું વાળીને જોયું પણ નહિં ? શા માટે તેણે મારે માટે ઝંખી ઝંખી પ્રાણ ખોયા ? શા માટે આજ મારી આ દશા ? કહે શા માટે તને ન મેળવી શક્યો ? શા માટે તું તારા બાપને એટલું પણ ન કહી શકી કે હું બીજા સાથે નહિં પરણું ? એમ જો કહ્યું હોત તો તારો બાપ તારા ઘરને આંગણેથી મને હાંકી કાઢવાનું સાહસ કરી શકત ?" દુઃખ અને લાગણીના આવેશમાં યોગેશથી વધારે ન બોલાયું. તે થોડીવાર ચૂપ રહ્યો. જ્યોતિ પણ કંઇક વિચારમાં ઉભી હતી. આકાશમાંની વાદળીઓ વીખરાઇ. આછા આછા તારા દેખાવા લાગ્યા. ચંદ્ર ઉપરથી વાદળું ખસતાં તે આછો પ્રકાશ ઢોળવા લાગ્યો. "હજી પણ–હજી પણ એજ મોહકતા ! એજ અમૃત! આંખોમાં અને વદનમાં. એ શું વિષ કે અમૃત ?"

"વિષ કહે તો વિષ. અમૃત કહે તો અમૃત. ગમે તે તારી ઇચ્છા પ્રમાણે ધાર" જ્યોતિ નિશ્વાસ નાખી બોલી, "પરંતુ મેં તો આવું ધાર્યું જ નહોતું. તારા આ હાલ ? અને તે પણ મારે માટે થઇને–એક તુચ્છ સ્ત્રીને માટે ? યોગેશ ! મેં આવું સ્વપ્ને પણ કલ્પ્યું નહોતું. મેં તો એવી આશાઓ બાંધી હતી કે ભલે મારી સાથેનો સંબંધ તૂટે પણ મારા મનમાં તો તને મેં એક આદર્શરૂપ માન્યો હતો. સંસારના લાખો વિઘ્નો, વિટંબણાઓ, તોફાનો, વજ્રાઘાતોની વચ્ચે આ વિશાળ વટવૃક્ષની માફક તારૂં શિર, ગૌરવ ને મહત્તાની સહસ્ત્ર શાખાઓથી વિસ્તરતું આ સંસાર અરણ્યને સદાય શાન્તિનું સ્થાન બનાવશે, સ્નિગ્ધ કરશે. અને તેજ તું આજ આ દશામાં ! યોગેશ ! આ શું ? આ શું થઇ ગયું ?"

" મારૂં ગમે તે થયું, તેમાં તને શું લાગે વળગે ? "

" તે તો અન્તર્યામી જાણે, તને શું કહું ? પરમેશ્વરે મનુષ્યને આંખો આપી છે, આ બહારની સૃષ્ટિનું સૌંદર્ય જોવા. પરંતુ આ હાડમાંસની અંદર જે હૃદય, તેને જોવા સમજવા માટે શક્તિ આપી હોત તો તમે સમજી શકત કે એની અંદર શું શું ભર્યું છે? મને મેળવી નથી? શું નથી મેળવ્યું? આ દેહ! સ્ત્રી પુરૂષનો સબંધ એજ સંસારમાં સૌથી મોટો હશે? બીજો શું સંબંધ નહિં હોય? બંધુત્વ, સૌહાર્દ્ર, એ બધું માત્ર નામનું જ હશે? એનું કંઈ મૂલ્ય જ નહિં હોય? યોગેશ, તેં તારા જીવનમાં એક મોટામાં મોટી ભુલ કરી છે."

" શી ભુલ! કેવી રીતે ? "

" મેં તો સ્ત્રીને છાજતી બધીય લજ્જાનો સંકોચ દૂર કરી મારી માને કહ્યું હતું કે તમારી સાથે જ મારા લગ્ન કરે, પણ તેણે સાંભળ્યું નહિં. એથી વધારે મારાથી શું થાય ? હું શું કરી શકું ? ત્યાર પછી મેં મારા મનમાં જ એક આદર્શ જગત્ ઘડ્યું હતું. તે જગતમાં મ્હારો આદર્શ, સુહૃદ, બંધુ, મિત્ર જે કહું તે એક માત્ર તું જ હતો. મારા જેવો જ કમભાગ્ય! જેટલો સંસારનો અત્યાચાર સહન કર્યો તેટલાં જ આંસુ પાઈ મેં એને ઉછેર્યો. નિરાશાએ આ છાતીનું બળ હરી લીધું. પરંતુ ત્યારે મેં એમ ધાર્યું હતું કે આ તો કાર્યક્ષેત્ર છે, કામ કરવાનું છે. પૂરૂં થયે ચાલ્યા જઈશું; આ દીનતા, આ ઉત્તાપ એ તો બે દિવસનાં. મનમાં ધાર્યું હતું કે તમે તો પુરૂષ, વિશાળ કર્મક્ષેત્ર તમારા સન્મુખે. તમે તો ઘણી મહત્તાથી ભરેલા છો. કેટલાય નિરાધારના આધારરૂપ, કેટલાય વ્યથિતના બંધુ, કેટલાય હતભાગ્યના જીવન-સંગી ! યોગેશ, શું કહું? મારૂં તે સ્પપ્ન તેં તેજ દિવસે ભાંગી નાખ્યું, જે દિવસે તેં ચોરની માફક મારા શયનગૃહમાં પ્રવેશ કર્યો ! "

" અને ત્યારપછી તેં જ મારી વિરૂદ્ધ સાક્ષી પૂરી."

"ખોટી વાત. મેં પૂરી જ નથી. તેં મને એટલી બધી નીચ. ધારી? તેટલે સુધી તારામાં વિકાર થયો છે? લગ્ન પ્હેલાંનો તું અને આજનો તું, કેટલો ફેર?"

"ખરેખર મેં ભૂલ કરી છે? સાચેજ તું મને ચાહે છે? જ્યોતિ, જ્યોતિ!"

"મનુષ્યનો ઘડેલો ધર્મ, મનુષ્યનો રચેલો સમાજ, તેનું જ આપેલું જ્ઞાન તો એમ કહેવરાવે છે કે 'ના, તને ચાહતી નથી, ચહાવું તે ઉચિત નહિં.' પરંતુ યોગેશ! સૂર્યનો પ્રકાશ પૃથ્વી ઉપર ન પડવાથી કાંઈ આકાશમાંથી તેનો નાશ નથી થતો. ફૂલ ફૂટે ત્યારે એની મેળે જ તેની સુવાસ પવનમાં ફેલાય છે. કોઈપણ નીતિ કોઈ પણ જ્ઞાન કે કોઈપણ ધર્મ તેની ગતિ રોકી શકતું નથી. હું તને ચાહતી હતી, હજીપણ ચાહું છું. તારી આટલી બધી હીનતા, દુર્દશા જોઈને પણ તને ભૂલી શકતી નથી. તને ચાહું છું. બ્હેનભાઈને ચાહી શકે, સુહૃદ્ સુહૃદ્‌ને ચાહી શકે તેવી જ રીતે હું તને ચાહું છું. પણ આજ તો તેં મને બહુ જ માનસિક દુઃખ દીધું છે. તારી આ દશા? આટલી હદ સુધીની?"

"શું કરૂં, એનો ઉપાયજ નથી. ભૂલની ઉપર મહેલ ચણ્યો હતો. ભૂલ ભાંગવાથી આજ તે મ્હેલના ચૂરેચૂરા થયા. હવે શું કરૂં? કંઈ ઉપાય નથી. મેં બધુંય ગુમાવ્યું છે. અરધો તો ગાંડા જેવો છું. શું કરૂં?"

"હજી પણ પાછો ફર, મનુષ્ય થા, પોતાને કુરબાન કરતાં શીખ, દુઃખ શા માટે? યોગેશ! આ સંસારમાં કોઇ સુખી નથી. જો બની શકે તો હજારો દુઃખથી ભરેલા આ દુઃખમય સંસારમાં જો બની શકે તો એ દુઃખને ઓછું કરવા પ્રયત્ન કર. હું અત્યારસુધી જે સમજી શકી નહોતી તે દુર્દશાની અવધિથી, મારા નિરાશ્રય, અર્થહીન, બળહીન, પિતાની સેવા કરતાં સમજી છું. આ સંસારમાં

સેવા કરતાં બીજું કંઈ મોટું સુખ નથી. સેવા કર, લોકોનાં દુઃખ, સંતાપ દૂર કર. તે સિવાય શાન્તિ મેળવવાનો બીજો ઉપાયજ નથી."

"તેમ થઈ શકશે ? મારાથી તે બની શકશે ? તારી સામે ઉભા રહેવાનું પણ મ્હારામાં સાહસ નથી. હું એટલો બધો દુર્બળછું. શો પ્રકાશ તારા મોં ઉપર ! કેવું તેજ ! કેવી પવિત્રતાની ઉજ્જવલ રેખા ! હું દીન છું. મ્હારાથી તેમ બનશે ?"

'કેમ નહિં બને ? હું અબળા, એક સામાન્ય સ્ત્રી તેનાથી એમ બની શકે છે તો તારાથી નહિં બને ? વધારે શું કહું ? તને મારા ઉપર પ્રેમ છે, તે પ્રેમને આ સંસાર ઉપર પાથર. યોગેશ ! મારે ઘેર ચાલ અથવા જગત્માં પાછો જા. મનુષ્ય થા. હજી પણ મારી આશાઓ ધુળભેગી ન થવા દેવી એ તારા હાથમાંછે. સમાજ-બદ્ધ મનુષ્ય માટે 'ચ્હાવું' અને 'સહેવું' એજ શક્ય છે. આટલો વિચાર તારા મનમાં મારી યાદ આવે ત્યારે કરજે."

"ના-તારે ઘેર તો નહિં. જગત્માંજ પાછો જવા, માણસ થવા, તારા કહેવા પ્રમાણે વર્તવા પ્રયત્ન કરીશ, જો બની શકશે તો !"

"ભલે" કહી જ્યોતિ ધીમે પગલે ત્યાંથી ચાલી.

"શું કરૂં ? જગત્માં મારૂં સ્થાન ક્યાં ? જ્યોતિ ! તું આટલી બધી ઉચ્ચ ! મહત્ ! અને હું-હું ? એ તારો આદેશ મારાથી ઉઠાવાશે ખરો ? ક્યાં જાઉં ? ક્યાં શાન્તિ મળશે ? સેવામાં ? આ શરીરનું ચેતન હણાઇ ગયું છે. એનાથી એ કઠણ કાર્યક્ષેત્રમાં ઘુમાશે ? એને માટે તો નવી જીંદગી-નવું બળ જોઇએ. ત્યારે આપઘાત કરૂં ?"-આમ વિચારતો ઘેલા જેવો તે દિશાશુન્ય ગમે તેમ ચાલવા લાગ્યો. કોઇએક પુરૂષ ખભે છોકરી સુવાડી ત્યાંથી ઉતાવળે પગલે ઘર તરફ જતો હતો તેની સાથે યોગેશ અથડાયો. પેલો માણસ ચીડાઇ જઈ બોલ્યો, "ભાઈ, જરા ધ્યાન તો રાખો. આંધળા છો કે શું ? ખભે

છોકરૂં સુતુંછે તેનો તો વિચાર કરો " કહી જરા ઠપકો આપવા તેની સામે ઉભો રહ્યો.

યોગેશે કહ્યું: " ભાઇ, માફ કરો. આંધળો તો નથી પણ ઘેલો છું. વખાનો માર્યો "—આગળ બોલવા જાય છે તેવામાંજ તે માણસ બોલી ઉઠયો " કોણ, મોટા ભાઇ? યોગેશભાઇ? અહિંયાં? તમને શોધવા માટે તો ફોજદાર સાહેબે ગામેગામ માણસ દોડાવ્યાંછે. મારા નસીબે જ આજ વર્ષાદ આવ્યો ને ઘેર જવાનું મોડું થયું જેથી તમે મળ્યા."

" કોણ સીતારામ ? " યોગેશે અધીરાઇથી પૂછ્યું.

" અરે! પછી સીતારામ. પહેલાં આ તમારી પ્રભાને લ્યો. ઉંઘી ગઇ છે."

" પ્રભા? પ્રભાને? પ્રભા મળી? " કહી યોગેશ ઉભા ન રહેવાયાથી નીચે બેસી ગયો. પ્રભાને ખોળામાં લીધી. ગાલે હાથ ફેરવતાં બોલ્યો " પ્રભા, જગતની બધીય પ્રભા સંકેલી તારી મા ચાલી ગઇ. હું જ એક હતભાગ્ય જીવતો રહ્યોછું. પ્રભો! આ તારી દયા કે દંડ! આવે વખતે વળી પ્રભા મળી?"

સીતારામથી વધારે વખત વિલંબ ન સહેવાયો. "ચાલો, ચાલો. ફોજદાર સાહેબ રાહ જોતા હશે. જલદી જઇએ." કહી તેના ખોળા માંથી પ્રભાને લઇ લીધી. અને હવે છટકી ન જાય તેટલા માટે યોગેશનો સજ્જડ હાથ પકડી બગલમાં આંટી મારી ઉતાવળે પગલે ઘર તરફ ચાલવા માંડયું.



# પ્રકરણ ૧૬ મું.



## ગુજરાતની પ્રતિભાનું દાન !



આજ અમદાવાદનો પ્રેમાભાઇ હૉલ શેઠીઆઓથી ભરચક ભરાએલો છે. કોઇ ઇટાલીમાં પહેલે નંબરે પાસ થઇ ઇનામ મેળવી આવેલો મધુકર નામનો ચિત્રકાર એક અમૂલ્ય ચિત્ર ગુજરાતને ભેટ આપવાનો છે. અતિશય કાળજીથી રાત દિવસ મહેનત કરી એકઠી કરેલી કમાણી ગુજરાતને યોગ્ય છે એમ વિચારી તેણે તે ચિત્ર ગુજરાતને જાહેર રીતે અર્પવું છે એવી જાહેર ખબર છપાવી હતી. દોઢીયું દેવું ન પડે અને આગેવાનમાં ગણાઇએ એવી ઇચ્છાવાળા શ્રીમંતો, ગુજરાતનું ગૌરવ વધતું જોવા ઇચ્છિતા પણ સાધન વિનાનાં મધ્યમ વર્ગનાં માણુસો, અને એક અપૂર્વ વસ્તુ તથા ભભકાભરી મેદની જોવાની ઇચ્છાવાળો ગરીબ વર્ગ ત્યાં હાજર થઈ ગયો હતો.

એક કાચની પેટીમાં કાળાં કપડાંથી બહુ સાચવીને મૂકેલું એ ચિત્ર હતું. કોઈ જોઇ ન જાય તેને માટે મધુકર બહુ સાવચેત હતો. પોતાની ભાષણ કરવાની જગ્યા આગળ તે પેટીને ગોઠવી આગળ પડદો નાખી દીધો હતો. પોતે ભાષણ કરી જે કહેવાનું હશે તે કહી પડદો ખસેડી લઈ, તે ભેટ કરવાની ગોઠવણ કરી હતી.

થોડીવાર પછી મધુકર કાળા પોષાકમાં એ પડદામાંથી બહાર આવ્યો. કોઇ પડદાની અંદર જાય નહિં તેનું તે ધ્યાન રાખતો. જેમ સભાઓમાં શ્રીમંત આગેવાન થઇ જાય છે તેમ બે ચાર શેઠીઆઓ કે જેણે સભાની આગેવાની હસ્તગત કરી લીધી હતી તેમની સાથે વાતો કરવા લાગ્યો. મધુકરની આસપાસ તેઓ બધાં ટોળું વળી ઉભા રહી ગયા.

"તમે આટલા બધા આવશો તેવું તો મેં ધાર્યું જ નહોતું. આજ મારાં અહોભાગ્ય." તેમને ઉદ્દેશી મધુકર બોલ્યો.

"ભાગ્ય તો તમારૂં કે અમારૂં ?" તેમાંથી એકજણ બોલ્યો.

'અરે ભાઈ! એમનો હેતુ તો અતિ ઉચ્ચ છે. અને એમના ભાગ્યની તો વાત જ શી કરવી? એતો આપણા ગુજરાતનું ગૌરવ છે. અહિં નહિં પણ વિલાયતમાં જનમ્યા હોત તો ઇતિહાસમા એમનું નામ સોનેરી અક્ષરે લખાત-અમર થાત" બીજો બોલ્યો.

"ઓહો! એવું તે કેવું ચિત્ર છે? મને બતાવો. હું એને મારા જ્ઞાતિના હૉલમાં સ્થાન આપીશ" ત્રીજાએ કહ્યું.

"તમે બધા બેસી જાઓ. હવે મારે ભાષણ કરવાનો વખત થયો" કહી મધુકરે પડદા પાસે જઈ બોલવાનું શરૂ કર્યું.

"ગુજરાતના ભાગ્યશાળી સન્તાનો! અધીરા ન થાઓ. આપ શ્રીમંત છો, એટલે આપના વખતની કિંમત ઘણી છે. આપ આપના અમૂલ્ય વખતનો ભોગ આપી મારા જેવા એક હતભાગીની વાતને માન આપી અહિં આવ્યા છો એ મારૂં અહોભાગ્ય. મેં મારી જીંદગીને જોખમે ચિત્રેલું આ ચિત્ર, આપની રહેમથી જ જેના પ્રાણ પોષાયા છે એવું ચિત્ર આપને ન આપું તો બીજા કોને આપું! એને ગ્રહણ કરવાને તમારા સિવાય બીજું કોણ અધિકારી કે યોગ્ય હોઇ શકે? તેથી જ આપનું દાન આપને જ પાછું આપીશ કે જે ગ્રહણ કરી મને આભારી કરશો."

"વાહ વાહ! શી ઉદારતા!" વચમાં કોઈ બોલી ઉઠ્યું.

"આજ તમને જોઇને મને મારૂં પાછલું જીવન યાદ આવે છે. કેટલાંય વર્ષો પહેલાં હું આ દેશમાં જન્મ્યો હતો. આ ગુજરાતમાં અને તમે પણ ગુજરાતી. એક માતનાં બાળ, આપણે બધાં ભાંડુઓ."

"ભાઇઓ. હા–એમ જ" ફરીથી ટોળામાંથી શબ્દ આવ્યો.

"હા ભાઈ! એમાં ના પાડવાની મારી હિંમત નથી. એકજ માતના બાળ. એકજ ખોળે ઉછરેલા, રમેલાં પરંતુ—

"પરંતુ બરંતુ કાંઇ નહિં. બસ, આપણે બધા ભાઇઓ" વળી શબ્દ આવ્યા.

"એમ જ–એમ જ." બોલી બધાએ એ વાક્યને વધાવી લીધું. મધુકરે આગળ ચલાવ્યું: "આપમાંના ઘણાં તો બહુ મોટા માણસ છો. હું તો આપની આગળ કંઈ બિસાતમાં નથી, જનમ્યો ત્યારે પણ કંઇ બિસાતમાં નહોતો અને જઈશ ત્યારે પણ કંઇ બિસાતમાં નહિં હોઉં."

"તમે એવું બોલી અમને શરમાવો નહિં. અમે તો સદૈવ તમારા ગુણાનુરાગી છીએ" વૃદ્ધ જેવા દેખાતા આંગળીમાં બોર જેવડો હીરો પહેરી કેડે સોનાની સાંકળ બાંધી, બેઠેલા શેઠે કહ્યું.

મધુકરે આગળ ચલાવ્યું: "તે તો મેં ત્યારનું જાણ્યું છે કે જ્યારે હું દેશ છોડી પરદેશ ગયો. ત્યાંથી પાછા ફર્યા પછી દિવસે દિવસે, ક્ષણેક્ષણે આપના આદરના ઉત્તાપે, વારે વારે એમ લાગ્યું છે કે હું ગુજરાતી છું, આપનો ભાઇ છું, અને આપ બધા મારા ગુણાનુરાગી છો! અનાહારે, જરૂરીઆતોના અભાવે, સહાનુભૂતિની અપેક્ષાએ, દિનપ્રતિદિન એ ભાવ વધતો જ ગયો કે આપ મારા ભાઇઓ છો, ગુણાનુરાગી છો, તેથી આ ચિત્ર પણ આપને જ અર્પી મારા કર્મક્ષેત્રમાંથી દૂર થવા ઇચ્છું છું. માટે જ આપ બધાંને અત્રે બોલાવેલા છે. બંધુત્વને પોષતું તે ચિત્ર રંગબેરંગી ચિત્ર વિચિત્ર ભાવોએ ઘડાતું જ્યારે સંપૂર્ણ થયું,

ત્યારે મને પૂરેપૂરૂં ભાન થયું કે આપ મારા બંધુઓ છો, મારા ગુણાનુરાગી છો. એ ચિત્ર આપને ન આપું તો બીજા કોને આપું?"

"વાહ વાહ! એ પ્રતિભાનું દાન ગુજરાત ગ્રહણ કરી કૃતાર્થ થશે" પૈસાની પ્રતિભાએ સાહિત્ય રસિક મિત્રોના સોબતી એક જુવાન શેઠ બોલી ઉઠયા.

"ગુજરાત કૃતાર્થ થાય કે ન થાય પણ આપને એ અર્પી હું તો જરૂર કૃતાર્થ થઈશ. કારણ કે આપ મારા ભાઇઓ છો, મારા ગુણાનુરાગી છો. હે મારા સુહૃદ્ સ્વદેશવાસીઓ! મારા ગુણાનુરાગી ભાઇઓ! આ ચિત્ર આપ ગ્રહણ કરો તે પહેલાં મારી એક વિનંતિ છે તે ધ્યાનમાં રાખજો કે હું જે આપું છું તે મારી પ્રતિભાનું દાન નથી; પણ આપની પાસેથી જ મળેલું તે છે. પછી તેને 'હોલમાં' કે પછી કોઇ પરદેશીના સમાધિ ક્ષેત્રમાં, કે ગુજરાતની માટીના અંતર પટમાં એને-એ ચિત્રને સંતાડી રાખજો. અને જો ઇચ્છા થાય તો તેની ઉપર એટલું લખાવજો કે "ગુજરાતની પ્રતિભાનું દાન!!" એમ કહી પેટી આગળ નાખેલો પડદો ખસેડી નાખ્યો અને તે ચિત્ર ઉપર નાખેલું કાળું કપડું લઇ લીધું, અને બોલ્યો, "લ્યો, આ ગ્રહણ કરી મને કૃતાર્થ કરો."

"હાય હાય! આ તો ચિત્ર નહિં. મુડદું લાગે છે" એક સામટા બધા બોલી ઉઠયા.

સભા સ્તબ્ધ બની ગઈ. ઉંચા નીચા થઈ સૌ જોવા લાગ્યા. એક બીજા કાનાકાની કરવા લાગ્યા. આફતકાળનો ધર્મ કોઇને ન સૂઝયો. શું કરવું? એના વિચારમાં સૌ પડયા. આજ સભામાં આવેલા બધા માણસો ઉપર મધુકર રાજ ભોગવતો હતો. તેનાં આ સાહસે આવનાર બધામાં બુદ્ધિભ્રમ પેદા કર્યો હતો, કારણ કે તેના આ કાર્યનું કારણ પહેલેથી કળવા કોઈ સમર્થ થયું નહોતું.

સભાને સ્તબ્ધ બનેલી જોઈ મધુકર બોલ્યોઃ "મુડદું હોય કે

પછી ચિત્ર હોય તેમાં તમારે ક્યાં નફો તોટો જવાનો હતો? જ્યાં સુધી ગુજરાત જીવતું રહેશે ત્યાં સુધી અન્નાભાવનું ચિત્ર, અક્ષય, અવ્યય રહી, ગુજરાતના ઉત્તરાધિકારીઓને યાદ આપશે કે આ તો તેમના પૂર્વજોની કીર્તિ–ગુજરાતની પ્રતિભાનું ફળ! ભૂખમરાએ, અનાદરે, ઉપેક્ષાએ, મનોભંગે ગુજરાતના વાયુમાં તેનો છેલ્લો નિશ્વાસ ભેળવી એ ચાલી ગઈ છે. દેશ છોડી આ હતભાગ્ય વિદેશી સાથે તેણે સ્વેચ્છાથી લગ્ન કર્યાં હતાં, દારિદ્ર વ્રત પૂરૂં કરવા માટે. કારણકે આ ભૂમિ તો સુજલા, સુફલા છે. તેનું તે વ્રત પૂરૂં થયું છે, તે તદ્દન શંકા વિનાની વાત છે. આપની કૃપાએ, આપની ઉપકારક વૃત્તિએ એ વ્રત પૂરૂં કરવામાં ઉની આંચ આવવા દીધી નથી. આપ બધા આવવા દો તેવા નથી.

"જ્યારે આ દેહ જીવતો હતો ત્યારે એનું પોષણ કરી શક્યો નહિં. અત્યારે તો એ મૃત્યુવશ છે. પણ ગરીબાઇને લીધે એ મુડદાને સત્કારવા જેટલીય મારામાં તાકાત નથી. તો પણ મારો આ દારિદ્ર યજ્ઞ પૂર્ણ કરવામાટે આ ઉપાદાન, કે જેનું હું બહુ કાળજીથી રક્ષણ કરતો આવ્યો છું, તે આનંદથી આપને આપતો જાઉં છું. ત્યાર પછી દક્ષિણા આપીશ. પણ તે પહેલાં, હે ગુજરાતીઓ! મારા ગુણાનુરાગી ભાઇઓ! આપ તે ગ્રહણ કરી મને છૂટો કરો તે પહેલાં, મારી એક વિનંતિ છે–"

"બોલો બોલો? શું છે? અમારા જીવતાં મુડદાના સત્કાર માટે પૈસાની તાણ નહિં પડે." એ હાથે હીરાના ચોકઠાંવાળી ઘડીઆળ પહેરેલા એક શેઠ બોલ્યા.

"તમે બધા 'જીવતરે જાણ્યાં નહિં અને મુવે હૈયાપીટ' કરો એ જાતનાં માણસો છો. મુડદાને પૂજવું એ જ તમારૂં ગૌરવ છે! પણ આ ગુજરાતમાં મારા જેવા કેટલાય હતભાગ્ય હશે. તમારા પાડોશીઓ, સંબંધીઓ, સ્વજન, તમારા જેવા જ ગુજરાતીઓ તમારી

ઉપેક્ષાથી, તમારી બેદરકારીથી, ભૂખમરો વેઠતાં, રસ્તાનાં ભિખારી બની રઝળતાં, પરાણે જીવનદોરી તોડતાં હશે. તમે તેને જોયું ન જોયું કરો છો, સાંભળ્યું ન સાંભળ્યું કરોછો. તમારી પાસે હું એ બધાને ખાતર છેલ્લી ભિક્ષા માગું છું કે હે ગુજરાતીઓ! મારા ગુણાનુરાગી ભાઇઓ! આપના વિલાસની મર્યાદા બાંધી, આપના આહાર પછી વધેલું, જેની તમે અવગણના કરી ફેંકી દ્યો છો, તેમાંથી બચાવી એક મુઠ્ઠીભર–બની શકે તેટલું–થોડું યા વધારે તમારા ગરીબ ભાઇઓને આપો. તેમનાં સ્ત્રી બાળકને રસ્તાનાં ભિખારી બનતાં અટકાવો. મારે માટે અથવા આ મૃતને માટેની તમારી બધી ચિન્તાઓ દૂર થાઓ" એટલું બોલતાં બોલતાં તે અટક્યો. ખીસ્સામાં હાથ નાખી પીસ્તોલ કાઢી ડાબી બાજુની છાતીમાં હૃદય ઉપર મારી. જીંદગીની કટુતા જગતમાં મૂકી, મૃત્યુને ખોળે સદાની શાન્તિ લેવા મધુકર સૂતો.

"અરે આપઘાત! આપઘાત!" બધા એકીસાથે બોલી ઉઠ્યા. આખી સભામાં ખળભળાટ થઇ રહ્યો. કોઇએ મધુકરની નાડ જોઇ તો કોઇએ પગ તપાસ્યા. આખરે બધા નિરાશ થયા. મધુકર મૃત્યુને શરણ થયો હતો.

"જોયુંને! સાલો સાવ ગાંડો. વિલાયતી કેળવણીનાં ફળ જોયાં?" એક શેઠ બોલ્યા.

"પણ એણે શું કહ્યું હતું તે સાંભળ્યુંને! ગયો તો ગયો પણ આપણે માથે દોષ ઓઢાડતો ગયો. 'ચોર કોટવાલને દંડે' એવું કર્યું" બીજાએ કહ્યું.

"પેલો વજુ કયાં ગયો!" વજુનો બાપ વજુને શોધતો હતો. એવામાં કંઈ વિચારમાં બેઠેલો એ હાથ આવ્યો. તેના વાંસામાં હાથ મૂકી વિચારમાંથી તેને ચમકાવી તેના બાપ બોલ્યા "જોયુંને દીકરા. તું વિલાયત જાઉં જાઉં કરી રહ્યો છે તે આ વિલાયત. અમે

તો બધુંય સમજીએ. પણ તમારા ધ્યાનમાં વાત ન ઉતરે. હવે વિલાયત જવાનું નામ ન લઈશ."

કંઈક કચવાટથી વજુ બોલ્યો "એમાં વિલાયત શું કરે? વાંક તો તમારો—પૈસાદારોનો છે એમ એણે તો કહ્યું. હું તો આવતી આગબોટમાં નહિં પણ ચાર દિવસ પછી ઉપડવાની છે તેમાં જ જઈશ."

"તો મારા વારસ તરીકે તને બાતલ કરીશ." શેઠ ખીજાઈને બોલ્યા.

"તો હું આવી સભા ભરીને આપઘાત કરીશ" વજુએ તેટલાજ ખીજાઈ જઈ કહ્યું.

કોચ પાસે બેઠેલા સજ્જન જે આ સંવાદ સાંભળતા હતા તેણે કહ્યું "અત્યારે તમારી આ વાતો અસ્થાને છે. જેને બુદ્ધિ હશે તેને તો આનું કારણ ક્યારનું સમજાયું હશે. હૃદય હશે એના અંતરમાં આ આઘાત ક્યારનોય વાગ્યો હશે. કાન અને સાન બંને હશે તેને એ ગતની વિનંતિ ક્યારનીય ધ્યાનમાં ઉતરી હશે. જ્યારે આપણે વીરને નહિં પણ વીરના વીરત્વને પૂજતાં થઈશું, સતીને નહિં પણ સતીનાં સતીત્વને પૂજતાં થઈશું, વ્યક્તિને નહિં પણ તેની પ્રતિભાને પૂજતા થઈશું ત્યારે આવા દુઃખદ બનાવો બનવાને બદલે આપણો દેશ તેજથી ઝળહળતો હશે કે જેનો અંબાર જોઇ જગત મુગ્ધ બની જોઈ રહેશે ને કહેશે કે એતો 'હિન્દુસ્થાન.' પણ એમ ન થાય તો આવું તો ઉભું છે જ."

શેઠ એ સજ્જનનું બોલવું ન સમજી શક્યા. એને લાગ્યું કે એ ડાહ્યાનો ડોળ ઘાલી બેઠેલાએ વજલાની તરફેણમાં જ કહ્યું. આવ્યા હતા તેવીરીતે તે પાછા ગયા. અને કોઈ બીજા શેઠના કાનમાં કહ્યું: "જોયુંને? નકામી આ વિટંબણામાં ફસાયા? હવે સાક્ષી આપવી પડશેને?"

"અરે આપવી પડશે તો આપશું" એમ કહેતા બીજા શેઠ એ ગભરાએલા શેઠના સ્વભાવને તિરસ્કારતા, ઉભા થઈ બોલી ઉઠયા

"ભાઇઓ! હવે આ મહાત્મા માટે આપણે કંઈ કરવું જોઇએ. તેણે આપણે ખાતર પોતાના અમૂલ્ય પ્રાણનું બલિદાન આપવામાં એક જરાય આંચકો ખાધો નથી."

"હા ભાઇ! હા! એમને દાહ દેતાં જે ખરચ લાગશે તે હું આપીશ." એક શેઠ બોલી ઉઠયા.

"અરે, બસો રૂપીયા હું આપીશ." બીજા શેઠ બોલ્યા.

"પાંચસો મારા" ત્રીજા શેઠે કહ્યું.

"અને મારા પાંચ હજાર નોંધજો. અતિશય સન્માનપૂર્વક લઇ જતાં જે ખર્ચ લાગશે તે પણ વધારા તરીકે હું આપીશ." 'હું આપીશ' કહેતા હીરાના ચોકઠાંવાળી બે ઘડીયાળ પહેરલા શેઠ ઉભા થઇ બારણા બહાર પલાયન કરી જવાની ઇચ્છાથી જતા હતા, તેવામાં જ બે સીપાઇઓ સાથે આવતા ફોજદાર સાહેબ તેમને ભેટયા. આંગળીએ વળગાડી શેઠને પાછા લઇ જઇ જ્યાં મધુકર પડયો હતો તેની પાસે બેસાર્યા અને તે બધાને ઉદ્દેશી બોલ્યો, "જ્યારે આ જીવતાં હતાં ત્યારે તો તે ક્યાં સડે છે, એને મુઠ્ઠીભર અનાજ મળે છે કે નહિં તેની તો તમને દરકારે નહોતી. અને આજ—"

"અરે ભાઈ," વચમાં કોઇ બોલી ઉઠયું, "આતો દેશનું કામ, દેશસેવા કહેવાય. તે તો કરવું જ જોઇએ. નહિંતો–"

"નહિંતો આપનાં નામને કીર્તિ કેમ વરે?" ફોજદાર કંઈ કચવાટથી બોલ્યો, "તમે તો શ્રીમંત કહેવાઓ. પાસે પૈસો રહ્યો. એટલે આવા પ્રસંગો ઉભા ન થાય તો તમારા પૈસાનો સદુપયોગ બીજી શી રીતે થાય? ભુખમરો વેઠી જીવતો ભલે મરે. તેમાં ક્યાં તોટો જવાનો છે! મર્યા પછી તો 'યાદગીરી' ઉભી જ છે. એક આરસનું પુતળું બનાવી નીચે નામ કોતરાવવું કે 'ફલાણા ફલાણાની યાદગીરી માટે ફલાણા શેઠે મૂકેલું!' પછી છાપાઓમાં નામ આવે, અને જનમંડળમાં 'વાહ વાહ શી ઉદારતા!' એમ થાય."

" તમે કેવા છો. કંઈ પણ આંચકો ખાધા વિના અમારે માટે આવું આવું બોલી શકો છો? " એક શેઠે કહ્યું.

" આંચકો ખાધો હોત તો આ નોકરી ન કરી શકત. હું એક પોલીસનો માણસ છું. આ સભા થવાની છે એવા ખબર મળ્યાથી દૂર બેઠો બેઠો બધું સાંભળતો હતો. પણ આવું થશે તેનો સ્વપ્ને પણ ખ્યાલ નહિં. આ લાશને મારે લઈ જવી પડશે. આપઘાત કર્યો એટલે તપાસવી પડશે. તમારામાંનાં પાંચ સાત જણ મારી સાથે ચાલો, કારણ કે તમારે સાક્ષી પૂરવી પડશે. " કહી ફોજદારે પાંચ સાત શેઠીઆઓને સાક્ષી દેનાર તરીકે જુદા કાઢ્યા અને બે લાશોની પાછળ તેઓ બધા ચાલ્યા.

" જોયુંને? નાહકના આવી ભરાણા. હું નો'તો કે'તો કે એ ગાંડો છે? "

" સાલો ગાંડો, નરાતાર ગાંડો. "

" અરે પણ ગાંડાઈનેય હદ હોય કે નહિં " આવી વાતો કરતું પંચ જતું હતું. કંઈક કુતૂહલથી બીજાં માણસો પણ તેની પાછળ ચાલ્યાં. જેમ આગળ ચાલતું ગયું તેમ સરઘસ મોટા આકારમાં વધતું ગયું. મરીને લોકોમાં મધુકર જેટલો જાહેર થયો તેટલો જીવતાં નહોતો.



# પ્રકરણ ૧૭ મું.

## અંત.

જ્યોતિની નિદ્રાહિન રાત્રિ જેમતેમ પૂરી થઈ. સવાર પડયું હતું. પક્ષીઓ, પશુઓ, માનવીઓ પોતપોતાને કામે વળગવા માંડયાં હતાં. જ્યોતિ દિનચર્યાની શરૂઆત કરવા ઉઠી હતી, પણ તેનું દિલ આજે દુનિયાનાં કોઈ કામ ઉપર સ્થિર થઈ શકતું નહોતું. ગઈ રાત્રિએ હાથકડીવાળા તુરંગની કોટડીમાં પુરાએલા બિહારીને તેણે જોયો હતો. અનિશ્ચિત સ્થિતિમાં તેને મૂકી આવી હતી. અને આવતાં રસ્તામાં હાલહવાલ થઈ ગયેલા યોગેશને અણધારી રીતે મળી હતી. તેનો બેહાલ થયેલો પિતા તે જ ઘરમાં પડયો હતો. શાન્તાનું મરણ બહુ દુઃખદ સંયોગોમાં થયાનું તેણે સાંભળ્યું હતું. યોગેશની નાની બાળકી ચોરાઈ ગઈ હતી. અને તેની મા અકાળે આપઘાત કરી મરી ગઈ હતી. આ ખાનાખરાબીનું ચિત્ર તેની નજર સામે ઉભું થયું હતું. અને સર્વે સંહારનું મૂળ કારણ પોતે જ હોય એમ તેને બધી ઘટનાઓ વિચારતાં લાગતું હતું. એક પોતે જન્મી ન હોત તો ઇશ્વરની સૃષ્ટિ-રચનામાં શું ઉણપ આવવાની હતી એ વિચાર એના મનમાં આવતો હતો. હજુય ઇશ્વર તેને આ જગતમાંથી પાછી લઈ લેવામાં શા માટે ઢીલ કરતો હશે ? તે પ્રશ્ન તેનું મન મુંઝવી રહ્યો હતો. તેમ છતાં

આપઘાત કરી પોતાને હાથે જ ઇશ્વરની ક્રૂર લીલાનો અંત આણવાને બદલે તે બારણામાં આવી ઉભી હતી. ઘડી ઘડી કંઇ યાદ આવી જતું હોય તેમ તે રસ્તા ઉપર નજર કર્યા કરતી હતી. વહી જતી નદીના પ્રવાહનો કલકલ થતો અવાજ તે જાણે સાંભળતી નહોતી; ઉડતાં પક્ષીઓ, ચાલ્યાં જતાં પશુઓ અને માણસો, જાણે તે દેખતી જ નહોતી; આજુબાજુ રહેલાં વૃક્ષો અને બીજા પદાર્થો જાણે કાળાં ધાબાં હોય એમ તેને લાગતું હતું; દેખી શકાય તેટલું જગત્ સ્મશાન ભૂમિ હોય એમ જાણે એ તેની ઉપેક્ષા કરતી હતી. છતાં કંઇક આશા, શંકા, ભય સાથે તે વારે વારે સામેના રસ્તા પર નજર ફેંકતી હતી.

એટલામાં તેના પિતાએ ‘ જ્યોતિ ’ કહી બૂમ મારી. તેણે પાછળ જોયું તો વૃદ્ધને તેની પાછળ ઉભેલો દીઠો.

જ્યોતિનું કરમાએલું દયામણું વદન જોઇ ધીરજલાલે, થતું દુઃખ મનમાં જ દાબી રાખી, પૂછ્યું “ બેટા શું વિચાર કર્યો ? ”

નજર રસ્તા સામે જ રાખી જ્યોતિએ કહ્યું, “ કાશીએ જ જશું ” અને ઉંડો નિશ્વાસ નાખ્યો.

“ બેટા, આમ ઉંડો નિસાસો શા સારૂ ? થવાનું બધું થઇ ગયું છે. મરેલાને મરણનો શો ભય ? બહુ દુઃખીયાંને દુઃખ હોય નહિં. હવે તો ધીરજ રાખી ઇશ્વરને ઓળખવામાં બાકીનો વખત પાપનાં પ્રાયશ્ચિત તરિકે જે સ્થિતિ આવે તે સહન કરતાં પૂરો કરવો એજ માર્ગ છે. હા ! પણ પાપનો બધું મારૂંજ અને પ્રાયશ્ચિત તારે કરવાનું ? ” એમ કહેતાં વૃદ્ધ ઘેલા જેવો દેખાવા લાગ્યો, અને આકાશ સામે ટપકાભરી આંખે જોઇ રહ્યો.

પાસે પડેલાં કર્તવ્યના ભાને જ્યોતિ સચેત બની ગઇ, અને પિતાનો હાથ ઝાલી કહેવા લાગી, “ પિતાજી માણસ સામે આફત આવે તેથી શું થઇ ગયું ? આપણે અહિં રહીએ તો ભૂતકાળનાં સ્મરણો વધારે બળવાન રીતે આવે. કાશીવાસ કરવાથી, વિશ્વેશ્વરના

આશરે જઇ પડવાથી, આપણે અહિં ન ભૂલાય તેવું થોડું ઘણું ભૂલી જઇ શકશું. માટે ચાલો આપણે અહિંથી નીકળી જવાની આજે જ તૈયારી કરીએ."

વૃદ્ધનું દુઃખી મન ફરી જરા સ્થિર થયું. "ઠીક ચાલ" એમ કહી બંને અંદર જવા વળ્યાં તેવામાં "ધીરજલાલનું ઘર આકે ?" એમ બોલતો એક પુરૂષ પાંચ વર્ષની બાળકીને ખભે બેસારી આવી ઉભો રહ્યો. જ્યોતિ અને ધીરજલાલ પણ તેને જોઇ બારણામાં જ ઉભાં રહ્યાં.

જ્યોતિએ પૂછ્યું "શું કામ છે?"

"મારે જ્યોતિ બ્હેનને મળવું છે" સીતારામે જવાબ વાળ્યો.

"મારૂં નામ જ્યોતિ. જે કહેવું હોય તે કહો." વિચારગ્રસ્ત સ્વરે જ્યોતિ બોલી.

"ઓહો! તમે જ જ્યોતિ બ્હેન? લ્યો આ દીકરી પ્રભાને ખોળે લ્યો. તેને સંભાળો. યોગેશભાઇએ મને, આ દીકરી તમને સોંપવા માટે મોકલ્યો છે. હવે તમારા સિવાય તેને સંભાળનાર બીજું કોઇ નથી. મા મરી ગઇ છે અને બાપ ગાંડો જ થઇ ગયો છે. નહિંતર મારાં ભાભી શાન્તાની પ્રતિકૃતિને આમ સહજમાં તે છોડી ન શકે. તમે મને નહિં ઓળખતાં હો પણ મારૂં નામ સીતારામ."

પ્રભા જ્યોતિના સામું જોઈ રહી હતી. જ્યોતિએ તેને લેવા હાથ લાંબા કર્યા કે તરત જ "મા મા" કહી પ્રભા તેને વળગી પડી. સીતારામ પ્રભાને મોંએ 'મા મા' શબ્દ સાંભળી પોતાની ચિન્તા દૂર થઈ માની જ્યોતિની રજા લેવા જતો હતો તેવામાં ચીંથરે હાલ એક પુરૂષ સંકોચાતો લજવાતો દયામણું મો નીચું રાખી ઝુંપડીની બીજી બાજુથી આવી ઉભો રહ્યો.

જ્યોતિની નજર તેના તરફ જતાં તેણે પોતાના સ્વામીને ઓળ-

ખ્યો. પ્રભાને નીચે મૂકી તેની પાસે જઈ નવાઈ પામતી તે બોલી "તમે અહિં ક્યાંથી ?"

જ્યોતિ સાથે દ્રષ્ટોદ્રષ્ટ મેળવી વાત કરી શકે એટલું બળ બિહારિમાં નહોતું રહ્યું. નીચી નજરે જ તે બોલ્યો "રાતો રાત ફોજદાર ન્યાયાધીશને મળ્યા. ત્યાંથી પાછા આવી મને કહ્યું કે, ન્યાયાધિશે પ્રમાણના અભાવે તમને છોડી મૂક્યા છે તેથી સવારે તમે જ્યાં ફાવે ત્યાં જજો. આ દુનિયામાં મારે માટે જવાનું સ્થાન વિચારતાં તમારા સિવાય બીજે ન જડયું. ફોજદારે પણ તમારે જ ખાતર મને જેલ જતો અટકાવી મુક્ત કર્યો. હા ! તમારેજ ખાતર. જે દેવીની કૃપાથી હું છૂટયો તેને જ શરણે જવાની હિમ્મત ધરી હું આવ્યો છું. મને—"

"ના, ના, એવું ન બોલશો. તમે મારા પતિ છો, હું તમારી પત્ની છું. મારા ઉપર તમારો હક્ક છે." જ્યોતિએ બિહારીને માફીના શબ્દો બોલતો અટકાવી કહ્યું

"તમને પત્ની તરીકે સંબોધી શકું એ સાહસ હવે મારામાં નથી રહ્યું. તમે તો બધું ભૂલી જઈ શકો છો. ભૂલી ગયાં છો. પણ મેં તમારા પ્રત્યે કરેલો અત્યાચાર, મારા હૃદયમાં શલ્ય સમ સાલે છે. અને રાતદિવસ એની પીડાને લીધે પશ્ચાતાપથી થતા અગ્નિમાં સળગું છું. દેવી ! આ હીન દરિદ્રને તમારા ચરણમાં સ્થાન આપો. ભિખારી બની ભિક્ષા માગી પેટ ભરવું પડશે તો આપણે સાથેજ ભિક્ષા માગતાં ભટકશું" આટલું બોલી બિહારી તેના ચરણોમાં પડવા જતો હતો. જ્યોતિએ તેના બે હાથ પકડી લીધા. તેને તેમ કરતો અટકાવી કહ્યું "મારી કુટિરનાં દ્વાર તમારે માટે તો સદા ખૂલ્લાં જ છે. આવો, આટલો બધો સંકોચ શા માટે ?" કહી જ્યોતિ બિહારીનો હાથ પકડી ઘરમાં લઇ જવા પગથીયું ચઢી. ધીરજલાલનું ચિત્ત વિચારમાં રોકાયલું હોવાથી આ બનતી ઘટનામાં તેનું ધ્યાન નહોતું.

કંઇક યાદ આવી જવાથી " હેં બ્હેન "–કહી તેણે જ્યોતિ તરફ જોયું તો બિહારીને પોતા તરફ આવતો દીઠો.

તેને જોતાંજ વૃદ્ધની આંખો ગુસ્સાથી લાલ થઇ ગઈ. શરીરની નસો ચામડી ઉપર તરવરવા લાગી. ક્રોધથી તેનું આખું શરીર કંપવા લાગ્યું. મોટી બૂમ મારી તે બોલી ઉઠ્યો, "કોણ બિહારી? નરપ્રેત?"

જ્યોતિએ ધીમેથી જવાબ આપ્યો, " હા, બાપુ."

" શું કરવા આવ્યો છે? અહિં એનું શું દાટયું છે? આટલું બધું ખેદાન મેદાન થયું. આટલા બધા ભોગ અપાયા. હજી પણ એ ધરાયો નથી? કંઈ બાકી રહી ગયું છે? એને લીધે થઇને તો તારા અને બીજાના શા હાલ હવાલ થયા? ચાલ્યો જા, નરપ્રેત! જતો રહે. બ્હેનડી, આ ઝુંપડીનાં દ્વારને તાળું માર નહિંતર આગ લગાડી દે. આપણે અત્યારે જ કાશી જતાં રહીએ. એ અકર્મીના પગલે જરૂર આપણું કંઈક અશુભ થશે ના–પણ તારૂં આ વિશ્રામ-સ્થાન તેને શા માટે આગ લગાડવી? આ બધીય સ્થિતિના કારણભૂત એ પિશાચનો જ સંહાર કરૂં." કહી હાથમાંની ડાંગ ઉંચી કરી ગાંડાની માફક બિહારીને મારવા દોડયો.

જ્યોતિ પગથીયું નીચે ઉતરી ગઈ. પગ મચડાયો અને બિહારી તરફ નમી ગઈ. ધીરજલાલની ગાંડપણના જોસથી આવતી ડાંગ જ્યોતિના તાળવામાં વાગી. બ્રહ્માંડ તૂટી ગયું. 'હે પ્રભુ!' બોલતી તે પૃથ્વી માતાના ખોળામાં પડી. તેનો આત્મા ઉડી ગયો

જ્યોતિને જોઈ " હેં! આ શું થઇ ગયું!" કહેતો ધીરજલાલ ફાટી આંખે જોઈ રહ્યો. એ આંખ ફરી મીંચાઇ નહિં. ધીરજલાલનું હૃદય બંધ પડી ગયું. મોટા અવાજ સાથે તે પણ પૃથ્વી ઉપર પડયો.

એવામાં "પાણી, પાણી" ની બૂમો પાડતું થોડેક છેટે એક ટોળું એકઠું થયું હતું. તેમાંથી એક માણસ શ્વાસભેર દોડતો આવી સીતારામ પાસે પાણી માગવા લાગ્યો.

સીતારામ ખીજાઇ જઈ બોલ્યો " ગમાર છો કે કોણ ? આ- ટલુંય જોઈ શકતો નથી. "

આવનાર માણસે કહ્યું " ભાઈ, મારે માટે નથી લેવા આવ્યો. પેલા ઝાડ ઉપર ચઢેલો કોઇ ઘેલા જેવો લાગતો માણસ વારે વારે અહિં જોયા કરતો હતો. એવામાં 'હાય હાય' કરતો કોણ જાણે પડી જવાયું કે પછી જાણી જોઇને પડ્યો હોય પણ ઝાડ નીચે પત્થરનો ચોતરો બાધેલો છે તે ઉપર પડયો. પડયો એવોજ ખોપરી ભાંગી ગઈ. તેને માટે પાણી લેવા આવ્યો છું."

" હેં ! હેં ! ઘેલા જેવો !" કહેતો સીતારામ કંઇક ખ્યાલ આવવાથી તે તરફ પ્રભાને બગલમાં મારી દોડયો, જોયું. તેને જોતાંજ એક કારમી ચીસ તેના મોંમાંથી નીકળી ગઈ. " હાય હાય યોગેશ" ......બોલતાં બોલતાં તેનો ઘાંટો ફાટી ગયો. પ્રભા " કાકા કાકા " કરી સીતારામને ખભે માથું મૂકી રડી પડી. સીતારામ પ્રભાના વાંસામાં મોં સંતાડી બાળકની માફક રોવા લાગ્યો.

